# સરોજસુંદરી

યાને

# સુધરેલો જમાનો.

( સામાજિક નવલકથા. )

પ્રયોજકઃ—

વ્રજલાલ જાદવજી ઠક્કર.

માંડવીની પોળ—અમદાવાદ.

પ્રકાશકઃ—

હરિભાઈ દલપતરામ પટેલ.

શાહાપુર—અમદાવાદ.

સોલ એજન્ટઃ—

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૬.

કીંમત રૂ. ૧—૮—૦.

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નવલકથા એક બંગાળી સુપ્રસિદ્ધ નવલકથાકાર યતીન્દ્ર મોહનસિંહની લખેલી 'ધ્રુવતારા' નામક સર્વોત્તમ અને આદર્શ નવલકથાનું રૂપાંતર છે. આજથી થોડાં એટલે કે લગભગ પાંચ છ વર્ષ ઉપર આ નવલકથાનું એક રૂપાંતર મુંબાઇથી પ્રસિદ્ધ થતાં સાપ્તાહિક વર્ત્તમાનપત્ર 'ગુજરાતી'માં પણ 'નવો જમાનો—અમૃત કે ઝેર ?' ના નામથી કેટલાક વધારા સાથે પ્રસિદ્ધ થયું હતું.

હવે સાધારણ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, અમુક પુસ્તકનું રૂપાંતર થઇ ગયા પછી તેનું આ નવીન રૂપાંતર કરવાની શી આવશ્યકતા છે? તેના ઉત્તરમાં હું એટલુંજ જણાવીશ કે, મ્હેં મૂળ બંગાળી નવલકથા "ધ્રુવતારા" લગભગ પાંચેક વર્ષ ઉપર વાંચી હતી. એ પ્રસંગે મ્હને તેની વસ્તુ, તેનું પાત્રાલેખન તથા તેના ભાવ વગેરે એટલા તો ઉત્તમ જણાયા હતા કે, તેનું વર્ણન માત્ર શબ્દોથી થઇ શકે તેમ નથી. હવે ગુજરાતી વર્ત્તમાનપત્રમાં જે ચાલુ વાર્તાઓ છપાય છે તે અનુક્રમે પુસ્તકાકારમાં પણ પ્રસિદ્ધ થાય છે; તેથી જો ઉપરોક્ત રૂપાંતરકારનું આ નવલકથાનું રૂપાંતર પુસ્તકાકારમાં પ્રસિદ્ધ થયું હોત તો મ્હારો આ પુસ્તકનું રૂપાંતર કરવાનો લેશ માત્ર વિચાર નહોતો; છતાં એ વાર્તા આજ સુધી પુસ્તકાકારમાં પ્રસિદ્ધ નહિ થયાથી—તેમજ તે પછી ગુજરાતી વર્ત્તમાનપત્રમાં પ્રસિદ્ધ થયેલી મ્હારા સ્નેહી શ્રીયુત ઠક્કુર નારાયણ વિસનજીની લખેલી બે નવલકથાઓ પુસ્તકાકારમાં પ્રસિદ્ધ થઇ ગયેલી હોવાથી હવે 'નવો જમાનો' નામક નવલકથા પુસ્તકાકારમાં પ્રસિદ્ધ નહિજ થાય એમ વિચારી આ નવીન રૂપાંતર પ્રસિદ્ધ કર્યું છે.

# સરોજસુંદરી.

યાને

# સુધરેલો જમાનો.

# સરોજસુંદરી

યાને

# સુધરેલો જમાનો.

## પ્રકરણ ૧ લું.

### વિદ્યાર્થી આશ્રમ.

મુંબાઈમાં ચોપાટી ઉપર એક વિશાળ ગગનચુંબિત બંગલાની બાજુમાં બે માળનું એક ઘર છે. આ ઘર અહિંના વિદ્યાર્થીમંડળમાં 'વિદ્યાર્થી આશ્રમ'ના નામથી ઓળખાય છે. મુંબાઈના એક લક્ષ્મી-સંપન્ન—ધનાઢ્ય ગૃહસ્થે દૂર દેશથી વિદ્યાભ્યાસ કરવા આવતા વિદ્યાર્થીઓને માટે આ સ્થાન રાખ્યું હતું. પ્રથમ તો આ ઘરની ઓરડીઓનું ભાડું પણ નજીવુંજ હતું, તદુપરાંત વિદ્યાભ્યાસ કરવા આવનાર વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસની સગવડતાનાં સઘળાં સાધનો મફત પૂરાં પાડવામાં આવતાં હતાં; તેથી કરીને કેટલાક સાધારણ સ્થિતિના વિદ્યાર્થીઓ નિશ્ચિતપણે આ મકાનમાં રહી અભ્યાસ કરી શકતા હતા; પરંતુ કાળક્રમે આ ઘરની ઓરડીઓનું ભાડું બમણું તેમજ હમણાં તો લગભગ ત્રણ ઘણું થઈ ગયું છે. તે સિવાય સગવડનાં સાધનોનો પણ અભાવ છે. આટલું પરિવર્ત્તન થયા છતાં કેટલાક વિદ્યાર્થીઓ હજી સુધી આ મકાનની ઓરડીઓમાં રહે છે. આ ઘરની જોડે જે બંગલો આવેલો છે તે બંગલાના કમ્પાઉન્ડમાં એક ફુવારો તેમજ કેટલાંક ફળ તેમજ પુષ્પોનાં વૃક્ષો વાવેલાં છે.

જે સમયની અમે આ વાત લખીએ છીએ એ સમયે આ ઘરમાં ૨૦-૩૦ વિદ્યાર્થીઓ રહેતા હતા. આ વિદ્યાર્થીઓમાંના કેટલાક કાઠિયાવાડના અને કેટલાક દૂર દેશથી આવીને એકજ કારણને લીધે સાથે રહેતા હોવાથી તેમનામાં એક બીજા તરફ સ્નેહ જન્મ્યો છે. ખાવા પીવાને માટે વીશી યા તો લૉજનો આશ્રય ન લેતાં તેમણે બે બ્રાહ્મણ રસોઇઆઓ અને કેટલાક નોકરો રાખ્યા છે. માસિક એકંદર જે ખર્ચ આવે છે તે સઘળા વિદ્યાર્થીઓ સરખા ભાગ પાડી વહેંચી લે છે. આ કાર્યની વ્યવસ્થા પ્રત્યેક્ માસે એક વિદ્યાર્થીને વારાફરતી કરવી પડે છે.

ઉન્હાળાનો દિવસ છે. સંધ્યાકાળનો સમય છે. ગરમીનું જોર વધારે છે. વિદ્યાર્થીઓ પોતપોતાના વિદ્યાલય યા તો સરસ્વતી મંદિરમાંથી છુટીને ઘેર આવ્યા છે. કોઇ કોઇ સાથે બેસીને વિદ્યાલયમાં બનેલા બનાવોની એક બીજાની સાથે ચર્ચા કરે છે. કોઇ નળ નીચે બેસી શીતળ જળથી સ્નાન કરી ઉકળાટને દૂર કરવાનો યત્ન કરે છે. કોઈ પોતાના મસ્તકમાં કામિનિયા કે. વિશ્વનાથનું હૅર ઑઈલ નાખી, વાંકો સેંથો પાડી પોતાનું મ્હોં આરસામાં જોઈ રહ્યા છે. કેટલાક દક્ષિણી વિદ્યાર્થીઓ વાલુકેશ્વર તરફ ફરવા નીકળી પડ્યા છે. તે ઘરની નીચે એક ભિખારી ઉભો રહીને ગાય છે કેઃ-

" મારગ ભૂલ્યો રે બટાઉડા તું મારગ ભૂલ્યો રે,
ઉંચી મેડી મંદિર માળીયાં રે, તે દેખી મત ભૂલ.
અંતકાળે જાવું પ્રાણી એકલા, તું તો કરીલે મારગડાની સુધ-બટાઉડા

ભિખારીનું ગાન સાંભળી એક વિદ્યાર્થી મ્હોટેથી બોલી ઉઠયોઃ- " સાલા ! અહિંથી ચાલ્યો જા. મ્હોટું જ્ઞાનીનું પૂછડું ન જોયું હોય તો ! મહેનત કરતાં શ્રમ પડતો હશે તેથી ભિખ માગવા નીકળ્યો છે, કેમ ? " આમ કહી તે તેનો ઉપહાસ કરવા લાગ્યો. બીજી ઓરડીમાં બે ત્રણ વિદ્યાર્થીઓ વાદવિવાદ કરે છે કે, શેલી મહાન

કવિ કે વર્ડઝવર્થ ? હિસ્ટરી શિખવવામાં કયો પ્રૉફેસર વિશેષ હોશિયાર છે ? ગુજરાતી સાહિત્યમાં ઓરિજીનલ લેખકો કેટલા છે ? કયો ભાષાન્તરકાર વિશેષ પ્રતિભાશાળી છે ? ગુજરાતી સાહિત્ય પરિષદે ગુજરાતી સાહિત્યની શી ઉન્નતિ કરી છે ? કલાપી અને દયારામમાં કોની કવિતાઓ વધારે સારી છે ? આવી આવી વિવિધ પ્રકારની ચર્ચા ચાલી રહી છે.

જોતજોતાંમાં સંધ્યાકાળ થયો. કેટલાક વિદ્યાર્થીઓ ઉપરની ચર્ચા કરવી પડતી મૂકી નળ પાસે સ્નાન કરવા આવ્યા. કેટલાક સ્નાન કરી કયાં જવું તેનો વિચાર કરવા લાગ્યા. એક સ્નાન કરવા આવેલો વિદ્યાર્થી નળ નીચે સ્નાન કરતા વિદ્યાર્થીને સંબોધીને કહેવા લાગ્યોઃ—"રામલાલભાઈ! તમે તમારા મ્હોં તેમજ અંગ ઉપર અધમણ સાબુ ચોળીને સ્નાન કરશો તો પણ તમારી કાળી ચામડી ગુલેગુલાબી થવાની નથી!"

એટલામાં દૂધવાળો ભૈયો આવ્યો અને તેણે રસોઇઆને 'મહારાજ' કહીને બૂમ મારી. મ્હોંડે માથે પરસેવાથી ભીંજાયલા, જનોઇએ બાંધેલી કુંચી કમર પર ખોસતા, ઉપવિત ઉંચી કરી દુંધી જેવા પેટ પર હાથ ફેરવતા, મુશિબતે ઢીંચણ સુધી પહોંચે એવું ફાટયું તૂટયું સણીયું પહેરેલા, બબડતા બબડતા મહારાજ આવ્યા. એ સણીયું કદિ ધોબીને ત્યાં ગયું હશે કે કેમ એને માટે અમને પૂરતી શંકાજ છે. મહારાજે દૂધવાળા ભૈયાને કહ્યું:—"કેમ ભૈયાજી! તમે દૂધ મોડું કેમ લાવો છો? હવે સહુને જમતાં કેટલી બધી વાર લાગશે તેનો કાંઇ તમને ખ્યાલ છે?" ભૈયાએ ઉત્તર આપતાં કહ્યું:—"ઇતના ક્રોધ કાંયકો કરતે હય? કયા તુમ હમકો દબાતે હય? હમકો સબ જગા સમાલની પડતી હય. દેર હુઈ તો કયા હુવા?"

આ તકરાર ચાલે છે એવામાં ડાબા હાથમાં હૅમ્લેટ વાંચતો,

સર્ટ તેમજ ચશ્માધારી હરિભાઇ ત્યાં આવી પહોંચ્યો, અને તેણે મહારાજને ચ્હા સત્વર તૈયાર કરવાની આજ્ઞા કરી.

બરાબર આ સમયે પોષ્ટમેન આવી હાજર થયો. ''કાગળ લેજો.' કહી તેણે હાંક મારી. જોતજોતાંમાં સઘળા વિદ્યાર્થીઓએ આવી તેને ઘેરી લીધો. પોષ્ટમેને સઘળા પત્રો એક વિદ્યાર્થીના હાથમાં આપી દીધા. કૉલેજ યા તો વિદ્યાર્થીનિવાસમાં પોષ્ટ આવવી એ એક ઉત્તેજનાજનક બનાવ છે. સઘળા વિદ્યાર્થીઓ હમ્મેશાં પોષ્ટની રાહ ઘણીજ આતુરતાથી જુએ છે. આમ કરવાનું કારણ એ છે કે, કેટલીક વખત વિદ્યાર્થીઓ બીજાના પત્રો સુદ્ધાં ફોડે છે, અને આમ કરતાં જો દૈવસંયોગે કોઇની વિરહિણી સ્ત્રીનો પત્ર આવે છે તો તે બિચારીએ લખેલાં કાલાંઘેલાં વાક્યો, વાંકાચુંકા અક્ષરો જોઈ જેના પર કાગળ આવ્યો હોય તેની મશ્કરી કરી નિર્દોષ આનંદ મેળવે છે! ઘણી વખતે કેટલાક એવો બંદોબસ્ત કરે છે કે, આવો પત્ર રવિવારે સ્હવારેજ આવે, તથા તે દિવસે જેમ કોઇ વિયોગિની સ્ત્રી પોતાના પતિદેવતાની માર્ગપ્રતિક્ષા કરે યા તો ચકોરી જેમ ચંદ્રોદયની રાહ જોયા કરે તેમ રાહ જુએ છે. બીજા વિદ્યાર્થીઓ આ પ્રકાર સમજી જાય છે અને તે તફડાવી લેવાનો પ્રયત્ન પણ કરે છે.

રમણિકલાલ નામનો વિદ્યાર્થી કે જેના હાથમાં પોષ્ટમેને આજે સઘળા પત્રો આપ્યા તેની આસપાસ બીજા બધા વિદ્યાર્થીઓ ફરી વળ્યા. પ્રથમ તો એક પત્ર તેણે પોતાના ખિસ્સામાં મૂકી દીધો, અને બીજા પત્રો નામ પોકારીને આપી દેવા લાગ્યો. રમણિકને પોતાના ખિસ્સામાં પત્ર મૂકતો જોઇને તેનો સહાધ્યયી હરિભાઈ બોલી ઉઠયોઃ—" ભાઈસાહેબ! કોનો પત્ર તમે ખિસ્સામાં સરકાવી દીધો છે તે કાંઈ આ સેવકથી અજાણ્યું નથી!" એ પત્ર રમણિકની પત્નીનો હતો. રમણિકે અલ્પકાળમાંજ સહુના પત્રો વ્હેંચી દીધા.

એક પોષ્ટકાર્ડ વાંચતો કાન્તિલાલ બોલી ઉઠયો:—" ઉડાવો મિજબાની—ઘણે દિવસે આવી છે મિજબાની!" આ અવાજ સાંભળી સઘળા વિદ્યાર્થીઓ ત્યાં એકઠા થઇ ગયા, અને તેમણે ચંદ્રકાન્તને ઘેરી લીધો. ચંદ્રકાન્ત સહજ ગભરાયો. સઘળા વિદ્યાર્થીઓ તેને પૂછવા લાગ્યા કે:—" મિજબાની આપવી છે કે નહિ?" એક બહુબોલો વિદ્યાર્થી વચમાં બોલી ઉઠયો:—" મિજબાની તો પછી; પરંતુ પહેલાં આ આનંદ સમાચારમાં કંસાર તો કરાવો." ગભરાઇ ગયેલા ચંદ્રકાન્તે કહ્યું:—" એમાં કંસાર શાનો? તું જાણે છે કે આ વાતને હું કબૂલ થાઉં તેમ નથી."

બરાબર આ સમયે એક વિદ્યાર્થીએ લાલશાહીનો એક ખડીઓ લઈ આવી તેમાંની શાહી ચંદ્રકાન્તના અંગ પર ઢોળી દઇને કહ્યું:— " લ્યો આ શુભ મુહૂર્ત સાવધાન થઈ ગયું." આમ કહીને તેણે ચંદ્રકાન્તને આશીર્વાદ આપ્યો.

નિરૂપાયે, હાસ્ય કરી ચંદ્રકાન્તે કહ્યું:—" જાઓ ભાઈ! મ્હારે મિજબાની કબૂલ છે; હવે કાંઈ?"



## પ્રકરણ ૨ જું.



### પરિચય.

વડોદરાથી થોડે દૂર વાસદ નામનું એક ગામ આવેલું છે. પૂર્વે વાસદ ગામ ઘણું ન્હાનું હોઈ ત્યાંનો વ્યાપાર ધંધો પણ નહિ જેવો હતો; પરંતુ હમણાં આ ગામ ઘણું સારૂં તેમજ ઉન્નત થયું છે. આ ગામની પાસેજ મહી નામની વિશાળ સરિતા કલકલ અવાજ કરતી વહેતી ચાલી જાય છે. વાસદ ગામમાં સભ્ય લોકો ઘણા થોડા રહે છે. ઘણો ખરો ભાગ વ્યાપારીવર્ગનોજ છે. આ ગામમાં

રામકૃષ્ણ પંડ્યાનું નામ ઘણું પ્રસિદ્ધ છે. રામકૃષ્ણના પૂર્વજોએ ઠાકોરનો કારભાર કરી વિશેષ ખ્યાતિ મેળવી હતી, તથા થોડી ઘણી જમીન પણ ઇનામ તરીકે મેળવી તેઓ ઈનામદાર થયા હતા.. આવાં કારણોને લીધે આ કુટુંબનાં માણસોની ઘણી પેઢીઓ આ ગામમાંજ થઇ હતી. તેનો પ્રથમનો અધિકાર હમણાં જતો રહ્યો છે; પરંતુ તેના કુટુંબનું ખર્ચ હજુ એવુંજ છે. જ્ઞાતિમાં તેમજ ગામમાં આ કુટુંબનો મોભો ઘણો મ્હોટો છે; આથી પ્રતિષ્ઠા સાચવવાને માટે પણ કેટલુંક ખરચ કરવું પડે છે.

આ કુટુંબના હમણાં કરતા કારવતા રામકૃષ્ણ છે. રામકૃષ્ણને ત્રણ ભાઈ હતા. તેમનાં નામ પ્રાણશંકર, કરૂણાશંકર, અને કમળાશંકર હતા. આ ચારે ભાઇઓમાં હમણાં માત્ર રામકૃષ્ણ એકલાજ હયાત છે. વડિલ પ્રાણશંકર વડોદરામાં વકિલનું કામ કરતા. હમણાં તેમની પત્ની જયદુર્ગા અને ત્રણ પુત્રીઓ જીવતી છે. કરૂણાશંકર પંડયા વડોદરામાં કલેકટરની ઑફિસમાં કારકુન હતા. તેમની વિધવા સ્ત્રી, ત્રણ પુત્રો અને બે કન્યા હમણાં હયાત છે. કમળાશંકર ન્હાની ઉમ્મરમાંજ પોતાની પાછળ એક વિધવા સ્ત્રી અને એક સંતાન મૂકીને સ્વર્ગસ્થ થયા છે. હમણાં રામકૃષ્ણજ સંસારના કરતા કારવતા છે. તેમને બે પુત્રો—કૃષ્ણકાન્ત અને ચંદ્રકાન્ત છે. કૃષ્ણકાન્ત વડોદરાની જજ કોર્ટમાં કલાર્કનું કામ કરી માસિક પચાસ રૂપિયાનો પગાર મેળવે છે અને ચંદ્રકાન્ત વડોદરામાં મેટ્રિકની પરીક્ષા પસાર કરી, વીસ રૂપિયાની સ્કૉલરશીપ મેળવી હમણાં મુંબાઈ જઈ ત્યાંની વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરે છે.

એ કારણોથી આ કુટુંબે વાસંદ ગામમાં ઘણી પ્રતિષ્ઠા તેમજ કીર્તિ પ્રાપ્ત કરી છે. આ કુટુંબની અતિથિ સત્કાર સંબંધીની ઉદારતા દેશપ્રસિદ્ધ છે. રામકૃષ્ણના પિતા પોતાના મૃત્યુ સમયે

પોતાના પુત્રોને એવો આદેશ કરી ગયા હતા કે, "ભાઇઓ ! જો જો, કદિ કોઈ પણ અતિથિને આપણે ત્યાંથી પાછો ચાલ્યો જવા દેશો નહિ; તેનો યથાયોગ્ય સત્કાર કરી તેના અંતરાત્માને પ્રસન્ન કરજો." પિતાનો આ આદેશ આજ સુધી બરાબર પળાતો આવ્યો-છે. આ ચાર બંધુઓમાંના વડિલ બંધુ પ્રાણશંકર વડોદરામાં વકિ-લાત કરી વિશેષ રૂપિયા પેદા કરતા હતા. એ રકમમાંથી ઘણી ખરી રકમનો વ્યય તેઓ અનેક પુણ્યકાર્યોમાં કરતા હતા. તેમના મૃત્યુ પછી ઘરની સ્થિતિમાં ફેરફાર થયો હતો. જમીનની વાર્ષિક ઉપજ લગભગ ૭૦૦-૮૦૦ રૂપિયા જેટલી હતી; પરંતુ આથી સંસારના સઘળાં ખર્ચનો નિભાવ થતો નહિ. કુટુંબમાં લગભગ વીસ માણસો હતાં. આ સિવાય અતિથિ અભ્યાગતો આવતા તે તો જૂદાજ. અનેક કારણોને લીધે તેમને ત્યાં ઘણા અતિથિઓ આવતા હતા, તથા તેમની સઘળાંની ભોજન વ્યવસ્થા ત્યાં સારી રીતે થતી હતી. આ સિવાય પુર્વ પુરવણીઓ, શ્રાદ્ધ સંવત્સરી વગેરે સમયે પણ બ્રાહ્મણવર્ગને ભોજન કરાવવામાં આવતું હતું. આ સિવાય સંસારમાં આવતાં કેટલાંક ટાણાં ટચકાં પણ કુટુંબની પ્રતિષ્ઠા પ્રમાણે સાચવવાં પડતાં હતાં. આથી આ કુટુંબની સઘળી આવક ખરચાઈ જતી હતી; એટલુંજ નહિ પરંતુ હમણાં થોડું દેવું પણ થયું છે. કૃષ્ણકાન્તના પગારમાંથી કાંઈ ફાજલ પડતું નહિ. માત્ર ન્હાનાં છોકરાંઓ ત્યાં રહીને અભ્યાસ કરી શકતાં હતાં એટલોજ ફાયદો હતો.

અતિથિ સત્કાર સિવાય બીજી પ્રત્યેકના લક્ષ્યમાં આવે એવી બાબત એ હતી કે, આ કુટુંબનો સઘળો પરિવાર ઘણા સંપથી રહેતો હતો. આ કુટુંબનું અપૂર્વ ઐક્ય, અપાર પ્રીતિ તેમજ ભદ્રતા જોઈ સઘળા મુગ્ધ થતાં હતા. આવાં કેટલાંક કારણોથી આ કુટુંબને આદર્શ હિંદુ કુટુંબ કહીએ તો તેમાં કાંઈ અતિશયોક્તિ નથી. પંડયાના કુટુંબમાં ચારે ભાઇઓ એકાત્મરૂપ હતા. તેમની પત્ની-

એમાં પણ સગી બ્હેનોના જેટલો સ્નેહ હતો. કુટુંબકલહ, દ્વેષ તેમજ ઇર્ષ્યા આ ઘરની સીમાથી ઘણે દૂર રહેતાં. પુત્ર, કન્યા તેમજ વહુઓમાં પણ એવાંજ વર્તન જોવામાં આવતાં. રામકૃષ્ણ પોતાના વડિલ ભાઈની હયાતિમાં પણ ઘણું ખરૂં કામ કરતા; છતાં વાસ્તવિક રીતે તેમની મ્હોટી ભાભી મુકતાના હાથમાંજ સઘળી વ્યવસ્થાનો ભાર હતો. રામકૃષ્ણ દરેક કામ ડોશીની સલાહ લઇનેજ કરતા હતા. ડોશીનો સ્વભાવ ઘણો માયાળુ અને ઠંડો હતો. તેને પોતાના પેટનો એકકે પુત્ર નહોતો. તે પોતાના દિયરોનાં છોકરાંનેજ પોતાનાં છોકરાં માનતી હતી. છોકરાં પણ તેને પોતાની સગી માતા પ્રમાણે માનતાં હતાં, તથા ' મ્હોટી મા ' કહીને બોલાવતાં હતાં.

ગૃહિણીકાર્યમાં મુકતા ડોશી ઘણી નિપુણ હતી. તેની કાર્ય-કુશળતાને લીધેજ પંડયાના કુટુંબની આટલી આબરૂ જળવાઈ છે. ડોશી થોડા ખર્ચમાં સારી રીતે ઘરસંસાર ચલાવી લેતી. ઘરમાં અમુક વસ્તુનો અભાવ છે અથવા તો અમુક વસ્તુ નથી એવું કદિ બનતું નહિ. જે વસ્તુની જે પ્રસંગે જરૂર હોય તે વસ્તુ તે પ્રસંગે તેઓ અનાયાસે કાઢી આપતાં. આથી રામકૃષ્ણ ડોશીને સાક્ષાત્ અન્નપૂર્ણાનો અવતાર સમજતા.

પંડયાના કુટુંબને રહેવાનું મકાન પણ વાસદ ગામના પ્રમાણમાં મ્હોટું હતું. ઘરની બ્હાર ચોગાન હતું. આમાંનો કેટલોક ભાગ લાકડાની વળીઓથી ચોરસ આકારમાં ઘેરી લીધેલો હતો. આ ભાગમાં ગાય, ઢોર વગેરેને માટે ડાબી બાજુએ એક ન્હાની છાપરી કરી હતી. જમણી બાજુએ થોડાં ફળનાં ઝાડ અને એક મ્હોટો તુળસીનો કયારો હતાં. વચ્ચોવચ્ચ ઘરનાં મુખ્ય દ્વારમાં જવાનો માર્ગ હતો. ઘરમાં ઓસરી, રસોડું, પરશાળ વગેરે ભાગ હતા; ઓસરીમાં થોડું ઘાસ રહેતું. અતિથી અભ્યાગતો ત્યાંજ પોતાનો સરસામાન

રાખતા હતા. ઘર બે માળનું હતું. ઓસરીમાં થઇને મેડા ઉપર જવાનો દાદર હતો. અહિં પ્રવેશ કરતાં પહેલા ઓરડામાં પુરૂષ-વર્ગની બેઠક હતી, અર્થાત્ દીવાનખાનું હતું. દીવાનખાનાની પાછળના ઓરડામાં યુવાન્ પુરૂષમંડળ બેસતું હતું. આ પાછળનો ઘણો ખરો ભાગ સ્ત્રીમંડળે રોકયો હતો. સૂઇ રહેવાને માટે બીજે માળે યોગ્ય સ્થાન હતાં, તથા આવનાર જનાર માણસોની સગવડને માટે આગલો ભાગ જૂદો રાખવામાં આવ્યો હતો. ઘરની પાછળ પણ છુટી જમીન હતી. ત્યાં એક કુવો હતો. આ જમીનમાં એક ન્હાનો; પરંતુ સુંદર બાગ કરેલો હતો. છુટી જમીનમાં દેવદારનાં વાંકાંચુંકાં પાટીઆં ભરી એક કમ્પાઉન્ડ કરવામાં આવ્યું હતું. ઉનાળાના દિવસોમાં જ્યારે ગામના તળાવનું પાણી સુકાઇ જતું ત્યારે આ કુવાનું પાણી ઘર-કામમાં વાપરવાના ઉપયોગમાં પણ લેવાતું હતું.

## પ્રકરણ ૩ જું.

### રામકૃષ્ણ પંડ્યા.

પ્રભાતકાળ થયો છે. બાળસૂર્યનાં રંગબેરંગી કિરણો ચોદિશે પ્રકાશી રહ્યાં છે. શીતળ વાયુ વાય છે. સુસ્થ મનુષ્યો પણ આળસને પરહરી, શય્યાત્યાગ કરી પોતપોતાના ઉદ્યમમાં પ્રવર્ત થાય છે. સાધુસંતો ભજનના તાનમાં મસ્તાન બનેલા જોવામાં આવે છે. કુવેથી પાણી ભરી આવતી સ્ત્રીઓ એક બીજીની સાથે ગામ ગપાટા હાંકતી ઘર તરફ જાયં છે. ભિક્ષા માગવા નીકળેલા બ્રાહ્મણોનો અવાજ, તોફાન કરતાં છોકરાંઓનું બૂમરાણ, વચ્ચે વચ્ચે ઢોર ઢાંખરોનો અવાજ એકત્ર થઇ, વિચિત્ર કોલાહલ ધ્વનિ થાય છે. ગોવાળીઆ ઢોરોને છોડી ચરાવવા લઇ જવાને માટે લોકોને ત્યાં ઢોર છોડવાને

નીકળી પડયા છે, પંડયાના ઘર આગળ નાથીઓ એક લોઢાના વાસણમાં ખાવા મૂકેલા કપાસીઆનું વાસણ ગાયના મ્હોં પાસેથી પાછું લઇ લેછે. ગાય વાંકી વળી વાસણને ચાટી રહી છે, એક ભેંસ જોરથી બૂમો પાડી રહી છે. ઘરમાંની એક સ્ત્રી તુળસીકયારા પાસે ઉભી રહી સૂર્યભગવાનને નમસ્કાર કરે છે.

રામકૃષ્ણ પૂજા પાઠ તેમજ સ્નાન સંધ્યાદિ નિત્યકર્મથી નિવૃત્ત થઇ પોતાના બેઠકખાનામાં બેઠા છે. આ બેઠકખાનામાં સુધરેલો સરંજામ નથી. ખુરસીઓ, રાઉન્ડ ટેબલો, આયનાઓ કે વિલાયતી—સફેદ સુંદરીઓની છબીઓ નથી. માત્ર ગાદીઓ એક બીજાની સાથે બિછાવેલી છે. ગાદીઓ ઉપર દિવાલને અઢેલીને તકીઆઓ પણ ગોઠવેલા છે. સ્હામેની બાજુએ એક બાસ્ટીલ પડી છે. કોઈ માણસ આવે છે તો તે આ બાસ્ટીલ ઉપર બેસે છે. સાધારણ માણસોને બેસવા માટે ગાદીઓની સ્હામે એક મ્હોટી શેતરંજી પાથરેલી છે. ગાદીની પાસેજ જમણી તરફ એક તાસકમાં કાળી રેતી અને પિત્તળનો ગોળ ખડીઓ પડયો છે. તેની પાસે ગાદી ઉપર બેસી એક મ્હેતો, સ્હામેના ઢસ્કોતરા ઉપર હાથમાંનો ચોપડો ખુલ્લો નાખી તેનાં પાનાં ઉથલાવતો બેઠો છે. બીજી ગાદી ઉપર એક તાસકમાં પાન બનાવવાની સામગ્રી પડેલી છે.

આ સમયે એક માણસ બેઠકખાનાંમાં આવ્યો. આ માણસે તેના અંગ ઉપર ખાદીનો કબજો પહેર્યો હતો. બંદુક છાપનું ધોતીઉં પહેર્યું હતું, અને માથા ઉપર મલિન ફેંટો બાંધ્યો હતો. તેની ઉંમર લગભગ પચાસેક વર્ષની જણાતી હતી. તેના શરીરનો રંગ કાળો હતો. ચ્હેરો નિષ્કપટ, આંખો ઝીણી અને મુછો સફેદ હતી. આ માણસનું નામ જીભઇ હતું. જીભઇ આવતાંની સાથેજ હાથ જોડી, કમરમાંથી નીચો વળી બોલ્યો:—“રામ રામ બાપુ !”

રામકૃષ્ણે જીભાઇને ચટાઇ ઉપર બેસવાને કહ્યું. ઘરનો એક નોકર આવીને તેની પાસે હુક્કો મૂકી ગયો. જીભાઇએ કહ્યું:–" બાપુ! આજે મ્હને કેમ બોલાવવો પડયો ?"

રામકૃષ્ણે કહ્યું:–" જો જીભાઇ! હજી ત્હારે કેટલી રકમ ભરવાની છે? હજી સુધી ત્હેં એક પાઈ પણ ભરી નથી. અમારે ત્યાં ચંદ્રકાન્તનો વિવાહ થનાર છે તેથી પૈસાની ઘણી જરૂર છે."

જીભાઇ:–ભાઇનો વિવાહ થનાર છે સાંભળી હું ઘણો આનંદ પામું છું. પણ હું શું કરૂં, બાપજી! ઘરમાં હમણાં મંદવાડ ચાલે છે. શામળીની મા હજી ખાટલામાં છે. તેનાથી કશું કામકાજ થતું નથી. છોકરાને સંભાળે એવું એક પણ માણસ ઘરમાં નથી. હું જાણું છું કે, બાપજીને ઘેર ખરચ છે. ખેતરોમાં આ સાલ સારો પાક થયો નથી. તમારી દયાથી તો અમે જીવતાં રહીએ છીએ.

રામકૃષ્ણ:–પણ હમણાંના લોકો દયા ડાકણને ખાય એવું કરે છે. પૈસા જોઇતા હોય છે ત્યારે તમે કેવા દોડ્યા દોડ્યા આવો છો, અને આપવાનો વખત આવે છે ત્યારે મ્હોં સુદ્ધાં ભાગ્યેજ બતાવો છો.

જીભાઈ:–સરકાર! એવું તે હોય કે? હું જાણું છું કે, આપ જરૂર સિવાય આપના પૈસાનો તગાદો કરતા નથી; પરંતુ હમણાં હું શું કરૂં? ઘરનું માણસ ખાટલામાં પડયું છે; નહિ તો નોકરી કરીને પણ આપના પૈસા ભરી દેત. મ્હારૂં ભાગ્યજ ફુટેલું છે તેથી મ્હારા દુ:ખનો પાર નથી. જો મ્હારા ભાગ્યમાં સુખ લખેલું હોય તો મ્હારો જુવાનજોત ભાઇ કૉલેરાના રોગથી મરી જાય ખરો કે?

આમ કહી જીભાઇ રડી પડયો. રામકૃષ્ણના અંતરમાં દયા ઉપજવાથી તેમણે કહ્યું:–" વારૂ, જો ત્હારાથી બધી રકમ હમણાં ન ભરી શકાય તો અડધી રકમ ભરી જા. બીજી રકમ સવડ થાય ત્યારે આપી જજે. મ્હેતાજી! જીભાઇના નામ પર કેટલી રકમ લ્હેણી પડે છે?"

મ્હેતાજીએ ચોપડો તપાસી કહ્યું:–" ચૌદ રૂપિયા સાડા સાત આના. "

જીભાઈ:–બાપજી ! થોડા દિવસ સબુર કરો. હું મ્હારાથી બની શકશે તેટલી રકમ જેમ બને તેમ જલદીથી ભરી જઇશ. આજે પણ હું કાંઇ ખાલી હાથે આવ્યો નથી.

આમ કહીને જીભાઇએ થોડી કાચી કેરીઓ, શાક અને એક રૂપિયો પંડયા મહાશય પાસે મૂક્યો.

રામકૃષ્ણે એક રૂપિયો મ્હેતાને જમા કરવાનું કહી જીભાઇને ઉદ્દેશીને કહ્યું:–" વારૂ, જીભાઈ! વીસ દિવસમાં તું થોડા રૂપિયા ભરી જજે."

મ્હેતાજીએ રામકૃષ્ણ પંડયા પાસેથી રૂપિયો લેતાં લેતાં તેમના કાનમાં કહ્યું:–" જો આમ કરશો તો વિવાહમાં ખર્ચવા જેટલી રકમ ક્યાંથી એકઠી થશે ? આ માણસ સુખી છે. એની પાસે થોડું ઘણું સાધન પણ છે."

રામકૃષ્ણે નમ્ર સ્વરે કહ્યું:–" શું કરૂં ? મ્હારાથી કોઇના જીવને દુ:ખ થાય એવી રીતે કહી શકાતું નથી—મ્હારો જીવ ઘણો પોચો છે."

મ્હેતાએ રૂપિયો લઇ ઇસ્કોતરામાં મૂક્યો. જીભાઈ ' રામ રામ ' કહી ચાલ્યો ગયો.

આ સમયે " હરિનારાયણ "–" હરિનારાયણ " બોલતા બોલતા અજરામર શાસ્ત્રી આવી પહોંચ્યા. શાસ્ત્રીજીની ઉંમર લગભગ ૭૦ વર્ષની છે. શરીર બહુ ઉંચું નથી તેમજ છેક ઠીંગણું પણ નથી. આમ છતાં તેમનો બાંધો સુદૃઢ છે. ઉજ્વળ શ્યામવર્ણ છે. કપાળમાં ત્રિપુંડ કરેલું છે. ગળામાં રૂદ્રાક્ષની માળા અને જનોઈ છે. કમર ઉપર એક ચાદર બાંધેલી છે. પગમાં દક્ષિણી જોડા પહેરેલા છે. ખભા ઉપર એક ખાદીનો રૂમાલ નાખેલો છે.

"રાધાકૃષ્ણ! હરિનારાયણ! કેમ રામકૃષ્ણ? સહુ ખુસીમાં છોને?" આમ કહેતાંજ શાસ્ત્રીજીએ બેઠકખાનામાં પ્રવેશ કર્યો. રામકૃષ્ણે ઉઠીને તેમને નમસ્કાર કર્યા. પછીથી શાસ્ત્રીજીને ગાદી ઉપર બેસાડી તેઓ ગાદી ઉપર બેઠા. પછીથી તેમણે નોકરને એક લોટામાં શીતળ જળ લાવવાની આજ્ઞા કરી. પછી રામકૃષ્ણે શાસ્ત્રીજીને સંબોધીને કહ્યું:—"આજે અમારો સોનાનો દિવસ ઉગ્યોજ કહી શકાય કે, પ્રભાતકાળમાં આપનાં પરમ પવિત્ર દર્શનનો લાભ મળ્યો. જ્યાં આપનું આગમન થાય ત્યાં સહુ કુશળતામાં હોય એમાં શું આશ્ચર્ય? કહો કે, આપ ક્યાંથી પધારો છો?"

"ગામથી આવું છું. વડોદરામાં સહસ્રરૂદ્ર થવાનો છે ત્યાં જવું છે." અજરામર શાસ્ત્રીએ ઉત્તર આપ્યો.

"શાસ્ત્રીજી! હવે આ સંસારનું દુઃખ સહન કરી શકતો નથી. હવે તો નારાયણ દયા લાવી સત્વર તેડું મોકલે તો સારૂં." પાનની તાસક શાસ્ત્રીજી પાસે મૂકતાં પંડ્યાએ કહ્યું.

શાસ્ત્રી:—કેમ પંડ્યાજી! તમને શું દુઃખ છે? દયાનિધિની કૃપાથી તમારે ત્યાં બાળબચ્ચાં તેમજ આત્મીય સ્વજનોનો અભાવ નથી. વળી મ્હેં સાંભળ્યું છે કે, ચંદ્રકાન્ત પણ હમણાંની પરીક્ષામાં પાસ થયો છે, અને તેને વીસ રૂપિયાની સ્કૉલરશિપ મળી છે. તેનું લગ્ન પણ અલ્પ સમયમાં થવાનું છે.

રામકૃષ્ણ:—લગ્નની વાત તો ઠીક છે. એક જણનું લગ્ન કાંઇ નહોતું કર્યું? કિન્તુ જે આશા હતી તે બધી ધૂળમાં મળી ગઇ! નહિ તો એટલી ન્હાની ઉમ્મરમાં મૃત્યુ ક્યાંથી થાય? અંતે તે મ્હને દગો દઇને ચાલ્યો ગયો!

આમ કહેતાં કહેતાં રામકૃષ્ણનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં.

શાસ્ત્રીજી:—હા, જો એ છોકરો જીવ્યો હોત તો ઘણો ભાગ્ય-

શાળી થાત; પરંતુ સર્વ શક્તિમાન્ નારાયણની ઇચ્છા આગળ આપણું શું ચાલી શકે છે?

રામકૃષ્ણઃ–શાસ્ત્રીજી! તેના સ્વર્ગસ્થ થયાથી મ્હારી સઘળી આશા અને ભરોંસો નિર્મૂળ થઇ ગયાં છે ચંદ્રકાન્ત કરતાં પણ તે મ્હને વિશેષ વ્હાલો હતો. વળી તેની બુદ્ધિ કેવી તીવ્ર હતી? તેનો સ્વભાવ કેવો ચમત્કારિક હતો? જે કોઇએ તેને જોયો હતો તે પ્રત્યેક્નો તેના ઉપર અવર્ણનીય પ્રેમ હતો.

આમ કહેતાં કહેતાં પંડયાએ પોતાની આંખમાનાં આંસુ સાફ કરીને કહ્યું:–"હવે કોઇ વિવાહકાર્યમાં મ્હને ઉત્સાહ નથી. આ વૃદ્ધાવસ્થામાં તેનું સ્મરણ થતાંજ શરીરનાં રોમાંચ ખડાં થઈ જાય છે. તેના બેઠકખાનામાં જતાં મ્હારા પગ કંપી ઉઠે છે. આ વૃદ્ધાવસ્થામાં મ્હારા દુઃખની સીમા રહી નથી. હવે હું વધારે દુઃખ વેઠી શકું તેમ નથી."

શાસ્ત્રીજી:–સંસારમાં કોણ સુખી છે? સુખ તેમજ દુઃખ બન્નેનો સંસારમાં સમાવેશ થયેલો છે: શ્રીનારાયણની એવી ઈચ્છા નથી કે, સંસારી મનુષ્યો સુખ ભોગવી તેને ભૂલી જાય. વિધાતાની લીલા વિચિત્ર છે. ઇશ્વરની કળા અકળ છે. શાસ્ત્ર તો સમસ્ત સંસારને દુઃખનો આકાર કહે છે. પરમ આનંદમય તો પરબ્રહ્મજ છે. તમે જ્ઞાની છો. શ્રીકૃષ્ણે ગીતામાં આપેલા ઉપદેશ પ્રમાણે તમારે સુખ દુઃખને સમાન સમજવાં જોઇએ.

આટલું બોલતાં બોલતાંમાં શાસ્ત્રીજીની આંખોમાં પણ ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. થોડા સમય સુધી શાન્ત બેસી રહ્યા પછી તેમણે પૂછ્યું:–"ઠીક, ચંદ્રકાન્તનો વિવાહ ક્યાં નક્કી કર્યો છે?"

"આણંદના કૌશિકપ્રસાદની કન્યા સાથે. કન્યા ઘણી રૂપાળી તેમજ ગુણિયલ છે. કૌશિકપ્રસાદ પણ પ્રતિષ્ઠાવાન્ પુરૂષ છે."

"ઠીક, ઘણા આનંદની વાત છે."

"આપના પર આમંત્રણપત્રિકા આવશે. આપ એ શુભ પ્રસંગે અવશ્ય પધારજો."

"અવશ્ય આવીશ."

આ સમયે કૃપારામ નામનો એક વૃદ્ધ, ક્રોધથી કંપતો કંપતો "સાલો હરામજાદો! અક્કલનો ગધેડો! સાલો સુવર!" કહેતો કહેતો ત્યાં આવી ચઢ્યો.

શાસ્ત્રીજીએ પૂછ્યું:—"કેમ, શું છે, કૃપારામ? કોના ઉપર ક્રોધે ભરાયા છો?".

કૃપારામે કાંઇક શુદ્ધિમાં આવી કહ્યું:—"કોણ, શાસ્ત્રીજી મહારાજ કે? હું આપને પ્રણામ કરૂં છું."

આમ કહી, પંડ્યા તેમજ શાસ્ત્રીજીને પ્રણામ કરી કૃપારામે પુનઃ કહ્યું:—"લુચ્ચા હરામજાદાને હું આજેજ ઘરમાંથી હાંકી કાઢીશ!?"

રામકૃષ્ણે કહ્યું:—"પ્રથમ બેસો—શાન્ત થાઓ—શું થયું છે તે શાન્તિથી કહો."

તરતજ કૃપારામ મ્હામેની શેતરંજી ઉપર બેસી કહેવા લાગ્યો:—"શું કહું મ્હારૂં કપાળ? મ્હારા ઘરમાં જે કુળદીપક જન્મ્યો છે તે મ્હારા સર્વસ્વનો નાશ કર્યા સિવાય રહેશે નહિ. આપની સલાહથીજ મ્હેં તેને ભણાવવા માંડ્યો; પરંતુ ભણી ભણીને તેનું માથું ચસ્કી ગયું છે. તે મ્હારી સ્હામો થાય છે."

શાસ્ત્રીજી:—તેણે શું કર્યું છે?

શાસ્ત્રીજી! મ્હારાં દુઃખની શી વાત હું તમને કહું? "હું ઘરખરચ નિભાવવાને માટે આવી વૃદ્ધાવસ્થામાં પણ તનતોડ મહેનત કરૂં છું. પેટે પાટા બાંધું છું. હજી સરકારનો વેરો સુદ્ધાં ભરી શક્યો

નથી. પંડયાજીની રકમ પણ પૂરી ભરપાઇ કરી શકયો નથી, અને એ સાલો રાવસાહેબી ચલાવીને, મોજમજા ઉડાવીને મ્હારા સર્વસ્વનો નાશ કરે છે ! કાલે વડોદરે જઇ, ત્રણ રૂપિયા ખરચીને એક ખમીસ લઇ આવ્યો છે. મ્હેં એને એ માટે ઠપકો આપ્યો ત્યારે તે રાતોપીળો થઈ જઈ મ્હને મારવા આવ્યો. એ સાલો હરામજાદો લુચ્ચો મ્હને મારે ? હેં, મ્હને મારે ?"

આમ કહી કૃપારામ એક લાકડાની ખુંટીને પોતાનો પુત્ર સમજી તેના તરફ દાંત પીસતો, ક્રોધથી જોઈ રહ્યો. તેની આવી સ્થિતિ જોઇ શાસ્ત્રીજીએ કહ્યું:—" ક્રોધથી ઉન્મત્ત થવું સારૂં નથી. શાન્ત થાઓ. ક્રોધ તો ચંડાળ છે."

કૃપારામ:—રામકૃષ્ણભાઈ ! તમે આ બાબતનો ન્યાય કરો. એ લુચ્ચાને અહિં બોલાવી દશ બાર ખાસડાં મારો. નહિ તો હું કચેરીએ ચઢી તેની દુર્દશા કરીશ. કેદમાં નખાવીશ. પાજી, હરામજાદો હજી મ્હને બરાબર ઓળખતો નથી !

રામકૃષ્ણ:—ઠીક, તમે શાન્ત થાઓ. હું તેને અહિં બોલાવીને ધમકાવું છું.

આમ કહી રામકૃષ્ણે એક નોકરને કૃપારામના પુત્ર મોહનને બોલાવવાને મોકલ્યો.

અલ્પકાળમાંજ મોહન આવી પહોંચ્યો. તેની ઉંમર અઢાર વર્ષની છે. તે વાસદ ગામમાંજ ઇંગ્રેજી ચોથી ચોપડી ભણે છે. તેના શરીર પર એક સફેદ શર્ટ છે. પગમાં જોડા છે, મસ્તક પરના વાળ ફૅશનથી સેંથો પાડીને ઓળેલા છે. બન્ને બાજુએ જાણે કે ન્હાના પર્વત હોય અને વચ્ચેથી નદી વહેતી હોય એવો તેના મસ્તકના આગળના ભાગનો દેખાવ છે ?

મોહને આવીને શાસ્ત્રીજી તેમજ રામકૃષ્ણ પંડયાને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

કૃપારામ બોલી ઉઠ્યો:—“ હવે આ હરામજાદાને પૂછો કે બાપનેં લાકડીથી મારવાનું એ કયી ચોપડીમાં શિખ્યો છે ? ”

રામકૃષ્ણે કહ્યું:—“ અરે મોહન ! તું વિદ્યાભ્યાસ કરે છે છતાં ત્હારામાં બુદ્ધિ કેમ નથી ? તું ત્હારા બાપને મારવા તૈયાર થાય છે ?”

કૃપારામ:—તું મ્હારા પેટનો આખલો થઇ મ્હનેજ શિંગડાં મારે છે ? !

મોહને પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—“ મહારાજ ! મ્હારો કશો દોષ નથી: તેઓ મ્હને પોતાની ઇચ્છામાં આવે એવા શબ્દોનો ઉપયોગ કરીને તદ્દન બિભત્સ ભાષામાં ગાળો દે છે—વળી તેમણે મ્હને મારવાને લાકડી પણ ઉગામી હતી; તેથીજ માત્ર આત્મરક્ષણ કરવાના હેતુથી હું તેમનાં તરફ ધસ્યો હતો. આત્મરક્ષણ કરવાનો અધિકાર તો સઘળાં માણસોને છે ! ”

આ વચનો સાંભળી વૃદ્ધ કૃપાશંકર ‘ હા હા ’ કરતો હસી પડ્યો. પંડયા મહાશયે હસીને કહ્યું:—“ ત્હારા પિતા તને શાસન કરી શકે તેમ છે; તેથી શું તું બાપને મારી આત્મરક્ષણ કરીશ ? તને આવું ભયંકર શિક્ષણ કયાંથી મળ્યું ? હાયરે ! ભારતનાં સંતાનો ! મોહન તું કમજાત છે ! ”

કૃપારામ:—કમજાત છે. કમજાતનો દીકરો કમજાત છે !

મોહન:—જ્યારે વિના અપરાધે મ્હને ગાળો દે ત્યારે હું શું કરૂં ? એ જ્યારે મ્હને મારવા આવે ત્યારે હું ગુપચુપ ઉભો રહીને તેમનો માર ખાઉં ? સઘળી અવસ્થામાં આત્મરક્ષણ કરી શકાય છે એવું કાયદામાં લખેલું છે.

શાસ્ત્રી:—ચંડાળ ! પાછો તર્ક કરવા બેસે છે ? કમઅક્કલ છોકરાઓને ભણાવવાથી આવુંજ પરિણામ આવે છે !

મોહન:—મહેરબાની કરી મ્હને ચંડાળ કહેશો નહિ. પ્રાચીન-

કાળમાં જેઓ શ્મશાનની વ્યવસ્થા કરતા હતા તેમને ચંડાળ કહેતા હતા.

શાસ્ત્રીઃ—તું ગમે એવો હોય તો પણ જ્યાં સુધી ત્હારી બુદ્ધિ સુધરશે નહિ ત્યાં સુધી અમે તને ચંડાળજ કહીશું. તું ત્હારા બાપને દુઃખી કરી મૉજમજા શાની ઉડાવે છે ?

રામકૃષ્ણઃ—આ જો, ત્હારા બાપ હમ્મેશાં મેલાં તેમજ ફાટયાં તૂટયાં કપડાં પહેરે છે અને ત્હારે ત્રણ રૂપિયાના ખમીસ વિના ચાલતું નથી, કેમ ?

કૃપારામઃ—હા, એજ વાત એને બરાબર પૂછો. લુચ્ચો—હરામજાદો.

મોહને નીચું મ્હોં કરીને કહ્યુંઃ—" હું કાંઈ મૉજમજા ઉડાવતો નથી. પુસ્તકોમાં જે કાંઈ ભણ્યો છું તે પ્રમાણે કામ કરવાનોજ હું પ્રયત્ન કરૂંછું. જો પુસ્તકોમાં લખેલો ઉપદેશ પાળવાનો ન હોય તો સઘળા વિદ્યાર્થીઓને શા માટે શિક્ષણ આપવામાં આવે ? તેમજ મ્હને વિદ્યાલયમાં મોકલો પણ શા માટે ?

કૃપારામઃ—શું તું ભણે છે એ પુસ્તકોમાં એવું લખેલું છે કે, ત્હારા જેવા છોકરાઓએ માબાપને દુઃખી કરી ત્રણ ત્રણ રૂપિયાનાં ખમીસ પહેરવાં ?

રામકૃષ્ણઃ—'શરીરસંરક્ષણ' નામના પુસ્તકમાં એવું લખેલું છે કે, વાયુ શીતળ થતાં શરીરમાં ગરમી રાખવાને માટે ગરમ કપડાં પહેરવાં જોઇએ. હમણાં વર્ષાૠતુ છે. હવા ઘણી ઠંડી છે. આ ઠંડી હવા શરીરને લાગે તો તાવ આવવાનો ભય રહે છે; તેથીજ હું એક ગરમ ખમીસ ખરીદી લાવ્યો છું.

કૃપારામઃ—ત્યારે ત્રણ રૂપિયાથી ઓછી કીમતનાં ખમીસો નહિ આવતાં હોય કે ?

મોહનઃ—જુઓ, એક સાદું ખમીસ લેવા જઇએ છીએ તો

તેના પણ ઓછામાં ઓછા બાર આના કે રૂપિયો આપવો પડે છે; પરંતુ એ ઘણું પાતળું આવે છે અને માત્રજ એક વર્ષ ચાલે છે: તેથી હું ત્રણ રૂપિયાનું ગરમ ખમીસ લાવ્યો છું. આ ખમીસ ત્રણ વર્ષ સુધી ચાલી શકશે.

મોહનનો બાપ ચૂપ બેસી રહ્યો હતો. પુત્રની પ્રગાઢ વિદ્યા-બુદ્ધિનો પરિચય પામી તે આશ્ચર્યચકિત બની ગયો હતો, તથા તેનો ક્રોધ પણ ઘણે અંશે ઓછો થઈ ગયો હતો. તેણે મનમાં ને મનમાં પુત્રની પ્રશંસા કરીને કહ્યું:–“ શાસ્ત્રીજી ! વાતચિતમાં યા તો પ્રશ્નોત્તરમાં એનો પરાજય કરી શકાય તેમ નથી. વળી વાંચવા લખવામાં પણ તે મ્હને ઘણો બહાદુર જણાય છે. અઢીસેં ત્રણસેં પાનાનું એક પુસ્તક એક દિવસમાં પૂરૂં વાંચી નાખે છે ! ત્રણ હાથ લાંબુ અને બે હાથ પહોળું એક ન્યુસપેપર કલાક બે કલાકમાં વાંચી નાખે છે ! ! માત્ર એની બુદ્ધિજ ઘણી ખરાબ છે ! ”

શાસ્ત્રી મહાશયે ગંભીર સ્વરે મોહનને સંબોધીને કહ્યું:–“ સાંભળ મોહન ! હવે ત્હારા પિતા વૃદ્ધ થયા છે. ચિરકાળથી મહાકષ્ટે મહેનત કરીને તેઓ તમારૂં પ્રતિપાલન કરે છે. તેઓ તને ચ્હાય છે તેથીજ ભણાવે છે. ત્હારી ઉન્નતિ કરવી એજ એમના અંતરની ઇચ્છા છે. હવે તું મ્હોટો થયો છે. ઘણી ચોપડીઓ વાંચી ત્હેં થોડી ઘણી વિદ્યા પણ પ્રાપ્ત કરી છે. આથી ત્હારે ત્હારા પિતાની પ્રત્યે કોઈ પણ પ્રકારની ગેરવર્તણુંક ચલાવવી જોઇએ નહિ. જ્યારે તું ત્હારી જાતે કમાતો થાય ત્યારે ઇચ્છામાં આવે એટલી મોજમજા ઉડાવજે. હમણાં તો ત્હારા પિતાને ત્હારે બનતી સહાયતા કરવી જોઇએ. તું ત્હારી પોથીમાંની વિદ્યાને એક બાજુએ રહેવા દે. ત્હારા પિતા વર્ષાદ પડતો હોય છે તો પણ ખેતરમાં કામકાજ કરવા જાય છે. તેમને તો શરદી લાગતી નથી તેમજ તાવ પણ આવતો નથી, અને તું

ઠંડીના ભયથી અસ્થિર બની જાય છે?! ભારતના ભવિષ્યની ભયંકર ભાષામાંથી ઉપજતા વિચારોનો ત્યાગ કરી તું ત્હારા કર્તવ્યનો પૂરતો વિચાર કરી જો; વળી બીજી એક વાત તું ખાસ એ લક્ષ્યમાં રાખજે કે, આપણા દેશમાં માણસના પોષાકને જોઇને તેની ઈજ્જત આબરૂનો વિચાર કરવામાં આવતો નથી. આપણે બ્હારના આડંબર સ્વરૂપ પોષાક કરતાં માનસિક ઉન્નતિ અને ચરિત્રબળનેજ વિશેષે સંમાન આપીએ છીએ. આ રામકૃષ્ણ મહાશયની સર્વત્ર આટલી માન-મર્યાદા કેમ છે? એમના ઘરમાં તો કોઈ નવાં મોંઘાં વસ્ત્રો પહેરતું નથી. સ્ત્રીઓ અલંકારો પણ પહેરતી નથી. વળી જો સ્વર્ગસ્થ પંડયા મહાશયે પોતાની કમાણી પ્રમાણે આડંબર રાખ્યો હોત તો શ્રી નારાયણની કૃપાથી તેમને ત્યાં કશી ખોટ નહોતી. આમ છતાં પંડયા મહાશય બ્હારના ખોટા ભપકા તેમજ આડંબરને તિરસ્કારતા હતા. તેમના કુટુંબનું વર્તન પણ એવુંજ છે. તેમના પૈસા દેવાર્ચનામાં ખરચાય છે, અતિથિ સેવામાં ખરચાય છે, તથા દાન ધ્યાન અને પરોપકારમાં વપરાય છે. તેમણે ત્રણ હજાર રૂપિયા ખરચીને જે તળાવ તૈયાર કરાવ્યું છે તેથી સેંકડો—હજારો માણસોને પાણીનું સુખ થયું છે. આમ છતાં આજકાલ આ કુટુંબનું સર્વત્ર કેટલું બધું માન છે? એક રાજા કરતાં પણ તેઓ જનસમાજમાં વિશેષ પૂજાય છે. આથી હું તને એવો ઉપદેશ આપું છું કે, આપણા દેશના આદર્શ અનુસાર વર્તવામાંજ કલ્યાણ છે. ત્હેં ત્હારા પિતાનો ઘણો મહાન્ અપરાધ કર્યો છે. હિંદુશાસ્ત્રોમાં જણાવ્યા અનુસાર ત્હારા પિતા ત્હારા પૂજનીય છે. તું હમણાં તેમના ચરણોમાં નમી પડી ત્હારા મહાન્ અપરાધની ક્ષમા માગ.”

રામકૃષ્ણ:—બરાબર છે. ત્હારા પિતા પાસે ક્ષમા માગીને કહે કે, 'ફરીથી કદિ આવો અપરાધ નહિ કરૂં.'

ઉપરોકત ઉપદેશ સાંભળતાં મોહનનાં નેત્રોમાં આંસુ ભરાઈ

આવ્યાં હતાં. તેણે અશ્રુંપૂર્ણ નયને શાસ્ત્રીજીની આજ્ઞાનુસાર પોતાનાં પિતા પાસે ક્ષમા માગી. કૃપારામે તેના મસ્તક ઉપર હાથ મૂકી તેને આશીર્વાદ આપ્યો.

આ સમયે એક વૃદ્ધા વિધવા રમણીએ મકાનમાંથી પરસાળમાં આવીને મથુર નામના નોકરને કહ્યું:—" અરે મથુર! હમણાં કામ કરવું રહેવા દે. જલદી આવી જમી લે—કાલે ત્હેં બિલકુલ ખાધું નથી. ત્હારૂં મ્હોં પણ સુકાઇ ગયું છે."

મથુર કામ કરવું પડતું મૂકી મુક્તા ડોશી પાસે ગયો. ડોશીએ તેને કહ્યું:—" ઉપર બેઠકખાનામાં શાસ્ત્રી મહાશય બોલતા હોય એમ લાગે છે. તેઓજ પધાર્યા છે કે શું!"

મથુર:—હા, તેઓજ પધાર્યા છે.

ડોશી:—તું જઇને તેમને મ્હારી પાસે બોલાવી લાવ.

મથુરે શાસ્ત્રી મહાશય પાસે જઇને કહ્યું:—" મ્હોટી મા તમને બોલાવે છે."

રામકૃષ્ણે હસીને કહ્યું:—" ડોશીને ખબર પડી ગઈ છે; હવે તમે અહિંથી પરવાર્યા સિવાય વડોદરા જઈ શકશો નહિ."

શાસ્ત્રી ઉઠી મુક્તા ડોશી પાસે ગયા. મુક્તા ડોશીએ શાસ્ત્રીજીના કુશળ વર્તમાન પૂછી તેમની ચરણરજ પોતાના શિર પર ચઢાવી.

મુક્તા ડોશીએ કહ્યું:—" જુઓ, અહિંથી જમ્યા સિવાય જવાનું નથી."

શાસ્ત્રી:—મા! તમે સાક્ષાત અન્નપૂર્ણા છો એ હું સારી રીતે જાણું છું! આ વખતે મ્હને માફ કરો. અહિં ભોજન કરવા રોકાઈશ તો મ્હારાથી વખતસર વડોદરા પહોંચી શકાશે નહિ. વડોદરા જઇનેજ હું સ્નાનાહાર કરીશ.

પરંતુ શાસ્ત્રીજીની વાત સાંભળ્યા વિના ડોશીએ કહ્યું:—" હું

તમારી આવી ખુશામદ સાંભળી તમને જવા દેનાર નથી. ચાલો, પાણી ગરમ થઈ ગયું છે. સ્નાન કરી લ્યો. અગીઆર વાગ્યાની ગાડીમાં તમે સુખેથી જઈ શકશો."

ડોશીના પતિ સાથે પણ શાસ્ત્રી મહાશયનો ઘણો સ્નેહ-સંબંધ હતો. ડોશી શાસ્ત્રી મહાશયને પોતાના દેવર સમાન સમજે છે.



## પ્રકરણ ૪ થું.



### મ્હોટી મા.

અજરામર શાસ્ત્રીજીના સ્નાનની વ્યવસ્થા કરીને મ્હોટી મા રસોડામાં ગયાં. ત્યાં જઈ તેમણે કૃષ્ણકાન્તની પત્ની કાદંબરીને, મથુરને ખાવાનું આપવા કહ્યું. પછીથી તેઓ પરસાળમાં ગયાં. ત્યાં ચોખાનો ઢગલો પડ્યો હતો, તે એક જણી વીણતી હતી. બીજી કોઈ સ્ત્રી શાક સમારતી હતી, કોઇ સ્ત્રી દાળ વીણીને તૈયાર કરતી હતી. આ સઘળું કામકાજ નોકરને સોંપી સ્ત્રીમંડળ નૉવેલો વાંચતું નથી. મ્હોટી માની એક છોકરી શાન્તિ હમણાં મુંબાઇથી અહિં આવી છે. જ્યારે સ્ત્રીઓ શ્વસુરપક્ષનો ત્યાગ કરી પિયરમાં થોડા સમયને માટે જાય છે ત્યારે તેમને એક પ્રકારની રજા મળે છે. આ ફુરસદના સમયમાં શાન્તિ વહુને થોડું ભરત ગુંથણનું કામ શિખવે છે.

મ્હોટી માએ અહિં આવી એક જણીને ચંદન ઘસી તૈયાર કરી, પુષ્પો લઈ શાસ્ત્રીજી પાસે જવાની સૂચના કરી. પાસેના ઓરડામાં છોકરાં બેસીને ખાતાં હતાં. તેઓ ખાવાનું રહેવા દઈ બીજા કાર્યમાં મન પરોવી રહ્યાં હતાં. એક બાળકે એક બિલાડીના બચ્ચાને પકડ્યું હતું. બીજાં બધાં બાળકો તેની આસપાસ વિંટળાઇને બેઠાં હતાં, તથા એક પ્યાલામાંથી મિનિને દૂધ પાતાં પાતાં આનંદવિનોદ

કરતાં હતાં. આ સમયેંજ મ્હોટી મા તેમની પાસે જઈ પહોંચ્યાં, તથા બાળકોને ધમકાવીને તેમણે કહ્યું:—"કેમરે, તમે ખાતાં નથી કે શું? આ ભાત કેમ રહેવા દીધો છે? દૂધ બિલાડીને પાઈ દીધું કે?" એક ન્હાની બાળિકા ઘી ગોળથી ચોપડેલી ભાખરીનો ટુકડો ખાતાં ખાતાં બોલી:—"મ્હોટી મા! પછી પેલી વડવાંદરીનું શું થયું તે કહો ને?"

બાળકોને ખવડાવતાં ખવડાવતાં મ્હોટી મા તેમને વાત કહેતાં હતાં. આજે આ વાત કહેતાં કહેતાં તેઓ ઉઠીને બ્હાર ચાલ્યાં ગયાં હતાં, અને તેથી છોકરાંઓનું ચિત્ત પણ ખાવા ઉપરથી ઉડી ગયું હતું. મ્હોટી માએ કહ્યું:—"તમે આ ભાત તેમજ ભાખરી ખાઈ લ્યો. આજે વખત થઇ ગયો છે તેથી વાત કાલે કહીશું." એક ચબાવલી છોકરી બોલી ઉઠી:—"દાદીમા! પરંતુ વાંદરીનું શું થયું તે તો આજેજ કહો." "ઉભી રહે. ઉભી રહે તું! આમ આવ, એટલે હું તને બરાબર વાત કહું. જલદી ખાઈ લેછે કે નહિ?" છોકરાંઓએ ભય પામીને ખાઈ લીધું, પછી તેઓ મેડી ઉપર દોડી ગયાં. અહિં મેડી ઉપર કૃષ્ણકાન્તની ન્હાની છોકરી કીકી બેઠી બેઠી વાજું વગાડતી હતી. બીજાં બાળકો પણ પોતપોતાનું વાજું અને પીપુડી લઈ, ત્યાં જઇ વગાડવા લાગ્યાં.

આ સમયે એક બુઢ્ઢાં મુસલમાનને ઘરમાં આવતો જોઇ સરલા ઘરમાં જઇ બોલી:—"મ્હોટી મા! મ્હોટી મા! જુઓ આ તમારો ભાઇ આવ્યો!" છોકરીનું આ વાક્ય સાંભળી સહુ હસી પડયાં. મ્હોટી માએ હસતાં હસતાં કહ્યું:—"ઉભી રહે ચબાવલી! તને દરેક વાતમાં ઠઠ્ઠા મશ્કરી સૂઝે છે કેમ?"

શેખ મહમ્મદ વાસદમાં રહેતો એક ગરીબ પરંતુ સારો માણસ છે. ઘણા સમયથી તે કામકાજ પ્રસંગે પંડયા મહાશયને ત્યાં આવે-

છે. મ્હોટી માને તે પોતાની બ્હેન સમજે છે. હિંદુ તેમજ મુસલમાન વચ્ચે જે ભેદ મ્હોટાં મ્હોટાં શહેરોમાં જોવામાં આવે છે તે ન્હાનાં ગામડાંઓમાં બિલકુલ જોવામાં આવતો નથી. મ્હોટી માએ મહમ્મદને પૂછ્યું:–"કેમરે મહમ્મદ! તું કેમ આવ્યો છે?"

મહમ્મદ:–મ્હારે સરકારમાં બે રૂપિયા ભરવાના છે. મ્હારી હાલત તો તમે સારી રીતે જાણો છો. મ્હને કૃપા કરીને બે રૂપિયા આપો. હું તમને પાંચ છ દિવસમાં પાછા આપી જઈશ.

મ્હોટી મા:–મ્હારી પાસે કાંઈ રૂપિયાનું ઝાડ છે કે તમે સૌ આવો એટલે ઝટ ઝટ કાઢી આપું?

કિશોરી નામની છોકરી બોલી ઉઠી:–"મા! તમારી પાસે પૈસાનું ઝાડ છેસ્તો! નહિ તો આટલા બધા રૂપિયા તમે ક્યાંથી લાવો? અરે મહમ્મદ! મ્હોટી માની પેટીમાં મ્હેં રૂપિયાનું ઝાડ જોયું છે, હોં કે!"

કિશોરીનાં આ વચનો સાંભળી સૌ હસી પડયાં. મ્હોટી માએ કહ્યું:–"બોલી કે પાછી? તમે આવી આવી સાક્ષી પૂરો એટલે બે પૈસા હોય તે પણ રહે નહિ. મહમ્મદ! હમણા તું જા. બપોરે મ્હારી પાસે આવજે. એક જણના રૂપિયા આજે બપોર પહેલાં આવવાના છે; તે જો આવશે તો તેમાંથી આપીશ.

મહમ્મદ 'વારૂ' કહીને ચાલ્યો. આ સમયે બીજો નોકર ખબર લાવ્યો કે, "છ અતિથિઓ આવ્યા છે ને અહિં જમવાના છે."

મ્હોટી મા:–અરે મ્હોટી વહુ! સાંભળ્યું કે? બીજા છ માણસોને માટે ચોખા કાઢજો.

મ્હોટી વહુ અન્નપૂર્ણાએ કહ્યું:–"મ્હોટી મા! આજે કેટલાં માણસોનું રાંધવાનું છે? કેટલા ચોખા કાઢું?

મ્હોટી મા:–હું એકલી જાતે કેટલું લક્ષ્ય આપું? હવે તો બધો

ઘરસંસાર તમારે સંભાળવો પડશે. (મનમાં હિસાબ ગણીને) ત્રીસ માણસ થશે.

આ સમયે "જય રાધાકૃષ્ણ" કહેતી એક વૈષ્ણવી ત્યાં આવી ચઢી. એક બાળક ખાવાનું પડતું મૂકી વૈષ્ણવી પાસે જઇ તેના વિચિત્ર વેષ તરફ ટગર ટગર જોવા લાગ્યો. શાન્તિ વૈષ્ણવીને ભિક્ષા આપી ઓટલા ઉપર બેઠી. ત્યાં આગળ એક સ્ત્રી રંગ પૂરતી હતી. શાન્તિએ તેની પાસે જઇને કહ્યું:—"કાકી! આ શું કરો છો? આવડું પાંદડું શાનું કાઢયું છે?"

ઉમા:—ના, ના એ તો કમળપત્ર છે.

શાન્તિ:—કમળપત્રનો આવો ઘેરો લીલો રંગ આવતો હશે કે? જુઓ આ કમળ કેવું સારૂં જણાય છે?

એટલામાં મ્હોટી માએ શાન્તિને હાંક મારી, "અરે શાન્તિ! આમ આવ જોઇએ બેટા! પેલું સુપડું લાવ જોઇએ. હું ચોખા ઝાટકી નાખું. આજે ભોળાની મા આવી નહિ. અરે રામ! તેના છોકરાને કેમ હશે?!"

ભોળાની મા પંડયાના કુટુંબમાં ચાકરડી છે. તેનો પુત્ર બિમાર હોવાથી હમણાં તે કામકાજ કરવા આવી શકતી નથી.

મ્હોટી મા ચોખા ઝાટકવા બેઠાં. એવામાં એક રહેમાન નામના મુસલમાને આવીને કહ્યું:—"કેમ છો, મ્હોટી મા? સારાં છોને?"

મ્હોટી મા:—કેમ ભાઈ! આજે કેમ આવવું પડયું?

રહેમાન સારો વણકર છે. કામકાજ માટે સરસામાન લાવવા માટે તે કેટલીક વખતે મ્હોટી મા પાસેથી રૂપિયા લઇ જાય છે, અને તૈયાર થયેલો માલ વેચાતાં પાછા આપી જાય છે. હમણાં મ્હોટી મા તેની પાસે પચીસ રૂપિયા માગે છે. રહેમાને કહ્યું:—"લ્યો, તમારા પચીસ રૂપિયામાંથી દશ રૂપિયા આજે પાછા આપવા આવ્યો છું.

બાકીના રૂપિયા પણ હાથમાં આવતાંજ આપી જઇશ."

મ્હોટી મા:—શાન્તિ! આ લે, દશ રૂપિયા ગણી જો. વારૂ, રહેમાન! તું અમારા ચંદ્રકાન્ત માટે એક સારૂં ધોતીઉં વણી લાવજે. ચંદ્રકાન્તનાં લગ્ન પાસે આવી પહોંચ્યાં છે. બે ચાર સારી પાઘડીઓ પણ તૈયાર કરજે.

રહેમાન:—વારૂં મા! મ્હને કાંઇ કહેવું નહિ પડે.

આમ કહીને રહેમાન ચાલ્યો ગયો કે તરતજ ત્રણ છોકરાંને સાથે લઈ, બ્હેબાકળી બની ગયેલી, ફાટેલો સાલ્લો પહેરેલી એક વિધવા સ્ત્રીને જોઈ મ્હોટી માએ કહ્યું:—"રૂપાળી! આવ, ઘણા દિવસથી કેમ દેખાતી નહોતી?"

રૂપાળી:—શું કરૂં માડી? મ્હારા ભાગ્યમાં સુખ લખેલુંજ નથી. અરેરે! પરમેશ્વરને પણ અમારી દયા નથી આવતી! હવે તો મ્હારાથી આ દુઃખ નથી સહન થતું, મા! મુઓ કાળ પણ મ્હારા સ્હામું જોતો નથી. આ જુઓ, મ્હારો જેઠ મ્હને રોજ સંતાપે છે હું શું કરૂં? આ બાળકોની માયાને હું છોડી શકતી નથી. મ્હારો જેઠ રોજ રાત્રે દારૂ પી આવી મ્હને તેમજ મ્હારાં બાળકોને સંતાપે છે. પિયરમાં પણ મ્હારૂં કોઇ એવું સગું વ્હાલું હયાત નથી કે જે મ્હારૂં તેમજ મ્હારાં બાળબચ્ચાંનું પ્રતિપાલન કરે.

મ્હોટી મા:—રૂપાળી! ત્હારી દુઃખિત સ્થિતિની હકીકત સાંભળી મ્હને અપાર શોક થાય છે. દારૂથીજ આપણા પરમ પવિત્ર હિંદુસ્થાનના નીચ વર્ણના લોકો પાયમાલ થઇ ગયા છે. તેઓ પોતાના બાપદાદાનો ધંધો છોડી કુમાર્ગે ચઢયા છે.

રૂપાળી:—શું કહું માડી! મ્હારા જેઠને રોજ એટલો બધો દારૂ પીવાની ટેવ પડી ગઇ છે કે ઘરમાં અનાજનું ઠેકાણું હોતું નથી. મ્હારે તેમજ છોકરાંને ભૂખે મરવાના દિવસો આવ્યા છે. જો કે મ્હારી

પોતાની મ્હને વિશેષ ચિંતા નથી; પરંતુ મ્હારાં બાળબચ્ચાંને હું દુઃખી થતાં જોઇ શકતી નથી.

મ્હોટી માઃ—ત્હારી નાતમાં તો નાતરૂં કરી શકાય છે. તું શા માટે નાતરૂં કરતી નથી ?

રૂપાળીઃ—ના ના—નાતરૂં કરવાનો મ્હારો વિચાર નથી. જો મ્હારા કપાળમાં ઇશ્વરે સુખ લખેલું હોત તો મ્હારા ધણી અકાળે શા માટે મૃત્યુ પામત ? જે સુખ એમનાથી મળ્યું હતું તે સુખ હવે પરપુરૂષ સાથે પાલવ બાંધવાથી ઓછુંજ મળે તેમ છે ? વળી આ છોકરાં બે ચાર વર્ષમાં મ્હોટાં થશે અને કામ ધંધે વળગશે એટલે તેમની ચિંતા પણ ઓછી થશે. જો તમે દયા કરીને કાંઈ અપાવો અને અહિં પડી રહેવાની વ્યવસ્થા કરી આપો તો હું તમારૂં બધું વૈતરૂં કરીશ. પરમેશ્વર તમારૂં ભલું કરશે. મ્હારો આ દુઃખમાંથી છુટકારો કરો.

આમ કહીને રૂપાળી મ્હોટી માને પગે લાગી. મ્હોટી માએ કહ્યુંઃ—"ઠીક, તું એક કામ કર. અમારી કામ કરનારીનો છોકરો બિમાર થઈ ગયો છે તેથી તે કામ કરવા આવી શકતી નથી; માટે આ દ્વાર પાસે જે ખાલી ઓરડી છે તેમાં રહીને તું ઘરનું કામકાજ કર. ત્હારાં બાળબચ્ચાંને તેમજ તને ખાવાનું દુઃખ રહેશે નહિ, તેમજ તે ઉપરાંત હું તને બે રૂપિયા આપીશ. તે સાથે પહેરેલું કપડું બપડું પણ પહેરવા મળશે. વળી ત્હારે જો બીજા કોઇનું છુટક કામ અહિં રહીને કરવું હશે તો પણ તે તને કરવા દેવામાં આવશે. આથી ત્હારા દિવસો કોઇ પણ પ્રકારના દુઃખ સિવાય પસાર થશે."

રૂપાળી આમ કરવાને કબૂલ થઈ એટલે મથુરે આવીને કહ્યુંઃ— "દૂધ થોડું પડશે તેનું કેમ કરૂં ?"

રામકૃષ્ણ જમીને બેઠકખાનામાં જતા હતા. તેમણે કહ્યુંઃ—"જા

જઇને દુકાનેથી લઈ આવ, હજી દૂધ મળતું હશે. બધું દૂધ અતિથિઓને આપી દેજો. સાંજે મ્હારે માટે રાખવાની જરૂર નથી.



# પ્રકરણ ૫ મું.



## મિત્રમંડળનો વાર્ત્તાવિનોદ.

ચંદ્રકાન્તનો વિવાહ છે. પંડયા મહાશયના આદેશ અનુસાર ચંદ્રકાન્ત ત્રણ દિવસ અગાઉથી ઘેર આવ્યો છે. તેની સાથે રમણિક, લલિત, જયંત, નારાયણ વગેરે તેના સહાધ્યયી મિત્રો પણ આવ્યા છે. શહેરનો ત્યાગ કરી તેઓ ગામડામાં આવેલા હોવાથી તેમનામાં ઘણી સ્ફુર્તિ આવી છે. તેઓ સર્વત્ર ફરીને ગામડાની નૈસર્ગિક શોભા તેમજ કુદરતના વિચિત્ર દેખાવોનું દર્શન કર્યા કરે છે. વર્ષાઋતુના દિવસો હોવાથી સર્વત્ર જળ જોવામાં આવે છે. તળાવો પાણીથી ભરાયલાં છે. તડકામાં પોતાનું માથું ઉંચું કરીને ખેતરોમાં અનાજના છોડવાઓ ગરમીનો અનુભવ લે છે. લીલી હરિયાળી તેમજ વૃક્ષોનાં પાંદડાં ઉપર ઝાકળનાં ટીપાં મોતીની માફક બાઝી રહ્યાં છે.

એક દિવસે સાંજના ચંદ્રકાન્ત પોતાના મિત્રમંડળ સાથે ગ્રામ્ય માર્ગે ફરવા નીકળ્યો. ફરતા ફરતા તેઓ તળાવ પાસે જઈ પહોંચ્યા. તળાવ પાસે એક જૂદા ખાડામાં પાણી ભરાઇ જઈ તેમાં પોયણાં ખીલી પોતાની ડોક બ્હાર કાઢી જાણે કે હસી રહ્યાં છે. કુમુદ કરમાઈ ગયેલાં જણાય છે. આવો પ્રકાર જોઇ રમણિકે કહ્યું:—"ચંદ્રકાન્ત! કહે જોઇએ કે, ચંદ્રદેવ તો કયારનાય ક્ષીણ થઇ આકાશમાં અદ્રશ્ય થઈ ગયા છે તો પણ કુમુદિની વિકસતી કેમ નથી? ચંદ્રદેવ ભૂલથી કદાચ પાછા એક વખત આવે એવી આશાથી કે? યા તો ચંદ્રદેવ તેને જોયા સિવાય સ્થિર રહી શકશે નહિ એવી

આશાથી કે ? ગમે તેમ હોય; પરંતુ આ કુમુદિની અસહ્ય તપ કરતી જણાય છે ! જો તો ખરો, તે કરમાઇને કેવી નીચી વળી ગઈ છે ?"

લલિત:–આવો, આપણે જરા અહિં ઉભા રહી તળાવની આસપાસનો દેખાવ જોઇએ.

તળાવના કિનારાથી થોડે દૂર એક ગોવાળ ગીત ગાય છે કે:–

" ઓધવજી છે અળગી રે વાત એક પ્રેમ તણી,
કોઈ અનુભવી જાણે રે, કહેતાં તો નાવે બની,
પ્રસુતાની પીડા રે, વંઝા તે શું જાણે ?
જાણ્યું કેમ આવે રે, માણ્યાને પરમાણે ?
* * * * *
ઘાયલના દુઃખને રે, કાયર તે શું પ્રીછે ?
અજ્ઞાની લહે નહીં રે, રતીની ગતી શી છે ? "

–( દયારામ. )

પછી તળાવ પાસેથી થોડે દૂર આવેલા એક બાગમાં સકળ મિત્રો જઈ પહોંચ્યા. બાગમાં જઈ પાંચે મિત્રો એક મ્હોટા પત્થર પર બેઠા. થોડી વાર પછી લ્હેરી લલિતે ચંદ્રકાન્તને પૂછયું:–" કેમ ભાઈ ! ત્હારે કેવી સ્ત્રી જોઇએ છીએ ?"

રમણીકે કહ્યું:–એમાં એને શું પૂછે છે. લે હુંજ કહું. એવી કદરૂપી પણ ન હોવી જોઇએ કે જેને જોતાં જીવ કચવાય ! એટલી બધી ખુબસુરત પણ ન જોઇએ કે સઘળા લોકો તેને જોતાંજ ઉલ્લુ બની જાય ! એટલી દુબળી ન જોઇએ કે હાથમાં સાવરણી પણ ન ઉંચકી શકાય ! ન એટલી જાડી જોઇએ કે રેલ્વેના બે પાટામાં પણ ન સમાય ! એટલી ન્હાની ન જોઇએ કે જેને ચંદ્રકાન્તને કેડે લઇને ફરવું પડે ! તેમ એટલી ઉંચી પણં ન જોઇએ કે તેને ચુંબન કરવાને માટે ચંદ્રકાન્તભાઇને નિસરણીની સહાયતા લેવી પડે ! એટલી બિમાર ન જોઇએ કે, ડૉકટરોનું બિલ ચુકવતાં ચુકવતાં નાદારીમાં નામ

નોંધાવી ચાદર ઓઢવી પડે ! ન એટલી ભોળી હોવી જોઇએ કે મૂર્ખમાં ખપે ! ન એટલી હોશિયાર હોવી જોઇએ કે, ચંદ્રકાન્તભાઇને ચોળીના ખિસ્સામાં છુપાવી સ્વતંત્રતાની હિમાયત કરે !

ચંદ્રકાન્તઃ—ત્યારે તો ત્હેં, તું કહે છે એવાજ ગુણોવાળી સ્ત્રીને પસંદ કરી હશે કેમ ? ઠીક છે ત્હારે ત્યાં આવીશું ત્યારે અમારાં સર્વગુણસંપન્ન ભાભીના ગુણાવગુણનો પરિચય પામી શકીશું.

આવી રીતે નિર્દોષ વાર્તાવિનોદમાં કેટલોક સમય પસાર થઈ ગયો. સૂર્ય ભગવાન્ ધીમે ધીમે વિશેષ તપવા લાગ્યા. તરૂવરો વર્ષાવારિથી ધોવાઇને ઉજ્વળ ગાઢ શોભા ધારણ કરવા લાગ્યાં. પ્રકૃતિ નવીન વેષથી સજ્જિતા થવા લાગી. આ પ્રસંગે છોકરાંઓના એક ટોળાને ઝાડીમાં દોડધામ કરતું જોઇને એક શીઆળ બ્હીકથી ઝાડીની પાછળ પલાયન કરી ગયું. એક પક્ષી વૃક્ષ ઉપરથી આકાશમાં ઉડયું. છોકરાંઓ મ્હોટેથી બોલી ઉઠયાં:—" એ તો સમળી છે સમળી ! એના માળામાં સોનું હશે ! "

પાંચે મિત્રો પત્થર પરથી ઉઠી ઘર તરફ પાછા ફર્યા. પાછા તેઓ સહુ તળાવની પાસે આવી પહોંચ્યા. તળાવની પાળે એક માટીની નહેરમાં થઇને સમાનવેગથી પાણી વહી થોડા ઉંચાઇએથી તળાવમાં પડે છે. ઉનાળામાં તળાવ સુકાય નહિ અને લોકોને પાણીનું દુઃખ ભોગવવું પડે નહિ એટલા માટે આ નહેરમાંથી પાણી લેવાની વ્યવસ્થા કરવામાં આવી છે. સૂર્ય પ્રકાશમાં જળના છાંટા હીરાની કણીઓ જેવા જણાય છે. પાણી ઉપર સેવાળ હાલતી જોઈ રમણિકે કહ્યું:—" જો જયન્ત ! આ એક જાણુ પાણીમાં પડી શાન્તિથી કાંપી રહ્યું છે ! "

જયન્તઃ—તું તો કવિ છે. ત્હારી કલ્પનાને પહોંચી શકાય તેમ નથી; પરંતુ આ રૂપનો કેવો ગર્વ છે તે જોયું કે ? આ વૃક્ષ વાંકું વળીને રાત્રિ દિવસ પોતાના શોભાસૌન્દર્યનું દર્શન કરે છે.

નટવરઃ—શા માટે ન દર્શન કરે ? તમે તમારૂં મ્હોં આયનામા કેમ જુઓ છો ? શું તમારામાં એ શક્તિ છે ને વૃક્ષમાં નથી ?

ચંદ્રકાન્તઃ—નથી કેમ ? મનુષ્યજાતિ તો બારે માસ એમ કરે છે; પરંતુ આ બિચારૂં વૃક્ષ તો થોડો સમયજ પોતાની શોભા જોવાનો લાભ લેછે. આ કારણથી આ ઋતુમાં પ્રકૃતિદેવીએ તેને નવીન વેષથી વિભુષિત કર્યું છે.

એક પીપળાના ઝાડ ઉપર એક પક્ષી એક પ્રકારનો અવાજ કરે છે. એ સાંભળી રમણિકે પૂછ્યું:—“ચંદ્રકાન્ત ! આ પક્ષી શું બોલે છે ?”

ચંદ્રકાન્તઃ—ના ના; એ પક્ષી જ્યારે બોલે છે ત્યારે ગામડાના લોકો વિશેષ વૃષ્ટિ થવાની આશા રાખે છે.

આવી રીતે વાર્ત્તાલાપ કરતા કરતા તેઓ અડધો રસ્તો પસાર કરી ગયા. ઘેર જતાંજ તેમણે જોયું કે, સઘળી વ્યવસ્થા થઈ ગઈ છે. ઘરની આગળ વિશાળ માંડવો બંધાઈ ગયો છે. આંગણું સ્વચ્છ થઇ ગયું છે. નોકરો અનેક પ્રકારનાં કાર્યોમાં ગુંથાઈ ગયા છે. ઘરની બ્હાર તોરણ બાંધી દેવામાં આવ્યું છે. ચંદ્રકાન્ત અને તેના મિત્રમંડળે આંગણામાં પ્રવેશ કરતાંજ જોયું કે, એક વૃદ્ધ વૈરાગી બે વૃદ્ધા અને બે યુવતી વૈષ્ણવીને સાથે લઇને ભિક્ષા માગે છે. આંગણામાં ઉભાં ઉભાં તેઓ ગાન ગાય છે. વૃદ્ધ વૈરાગીના હાથમાં એકતારો વાગે છે, અને સ્ત્રીઓ મંજીરા વગાડે છે. વૃદ્ધનો કર્કશ સ્વર યુવતીઓના કોમળ સ્વરને મળવાથી એક વિચિત્ર સ્વરની સૃષ્ટિ થાયછે. ચંદ્રકાન્તે ઘેર આવી આ ભક્ત ભક્તાણીઓના મંડળને જોઈ ગરબડાટ કરવા માંડયો. તેણે વૈરાગીને ઉદ્દેશીને કહ્યું:—“લુચ્ચા બદમાશ ! તું હરિનામનો ઉચ્ચાર કરે છે ? તું ભક્ત થઇને આટલી બધી વૈષ્ણવીઓને ત્હારી સાથે રાખે છે ?”

જયન્તે ચંદ્રકાન્તનું મ્હોં દબાવ્યું. ચંદ્રકાન્તે જયન્તનો હાથ પોતાના મ્હોં પરથી ખસેડી નાખીને કહ્યું:—“જોને ભાઈ! આવાં સાધુડાંઓ હરિનામનો ઉચ્ચાર કરી, રાધાકૃષ્ણનાં ભજનીયાં ગાઇને હરિનામનું તેમજ રાધાકૃષ્ણનું અપમાન કરે છે! આવાં સાધુડાંને ભિક્ષા આપ્યાથી પાપને સહાયતા કરી ગણાય છે!”

વૈરાગીએ ગાન બંધ કરીને કહ્યું:—“ભાઈ! તમે અમારા ધર્મને જાણો છો કે? તમારે ભિક્ષા ન આપવી હોય તો ન આપશો. આટલો બધો ક્રોધ શા માટે કરો છો? પંડ્યા મહાશયની મુલાકાત કરી અમે અહિંથી વિદાય થઈશું.”

આ સમયે રામકૃષ્ણ મહાશય આન્હિક કાર્યથી નિવૃત થઈ બ્હાર આવ્યા. તેમણે કહ્યું:—“કેમ શું છે? શાની તકરાર કરોછો?”

વૈરાગીએ આ સમયે અતિ ઉત્સાહિત બની જઇને કહ્યું:—“મુરબ્બી! ચંદ્રકાન્તભાઇ અમારા ઉપર ક્રોધે ભરાય છે. અમે રોજ અત્રે ભિક્ષા માગવા આવીએ છીએ તેજ પ્રમાણે આજે પણ આવ્યાં છીએ. ચંદ્રકાન્તભાઇ ઇંગ્રેજી ભણે છે તેથી તેઓ કહે છે કે અમને ભિક્ષા આપવામાં પાપ છે. અમે લુચ્ચાઇ કરીએ છીએ. હરિનામનું તેમજ દીનદયાળ ભક્તવત્સલ રાધાકૃષ્ણનું અપમાન કરીએ છીએ.”

ચંદ્રકાન્તઃ—એમ નહિ તો બીજું શું કરોછો? હજી પણ હું એમજ કહુંછું કે, તમને ભિક્ષા આપવામાં પાપ છે. જે ભિક્ષા આપેછે તે પણ પાપમાં પડે છે.

રામકૃષ્ણ પંડયાએ નારાજ થઇને કહ્યું:—“એ બધા ત્હારા ઇંગ્રેજી વિચારોને બાજુએ રાખ. આજકાલના ત્હારા જેવા ઉછરતા યુવકો ભારતના ભવિષ્યને કેવું ભયંકર બનાવશે તેનો વિચાર કરતાં મ્હારાં રૂંવાં ખડાં થાય છે. મ્હારા મરી ગયા પછી તું ત્હારી ઇચ્છામાં આવે તેમ કરજે. ગમે તેને મુખે રાધાકૃષ્ણનું નામ સાંભળતાં કેવો

અપૂર્વ આનંદ થાય છે! વૈરાગી મહારાજ! એક સારૂં ગાન ગાઓ જોઇએ."

તુરતજ વૈરાગી તેમજ વૈષ્ણવીઓના મંડળે એક ગાન ગાવા માંડયું:—

"સાચું તે સગપણ રે સમજ મન શ્યામતણું;
બાકી સહુ જુઠું રે, કશું નથી કામતણું.
માત તાત સુત ભ્રાત ને ભગિની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્ર ને જ્ઞાતિ, એહેમાં તારૂં તે છે નહીં કોઈ;
સગું એ તો સરવે રે; સુખ તે દામતણું.........સાચું તે૦
જનની જનક એવાં કર્યા કેટલાં, તેં જેટલી ધરી દેહ;
લ્હેણાદેણીનો સંબંધ તૂટયો, ત્યારે મુકી ગયાં તેહ,
કોઇએ ના બતાવ્યું રે ઠેકાણું વિશ્રામતણું.........સાચું તે૦
* * * *
અગું આસક્તિ કેમં હુમાં રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિંત થઈ સહુ શોક તજી, પ્રીત પ્રભુજીસું જોડ;
દયા દિન રજનીરે, રટણ કર રામતણું.........સાચું તે૦"

ગાન પૂરૂં થયું. ચંદ્રકાન્ત તેના બંધુવર્ગની સાથે બેઠકખાનામાં જઇને બેઠો. જયન્તે કહ્યું:—ચંદ્રકાન્ત! વૈરાગીએ પણ તને બરાબર હરાવ્યો, હોં!"

ચંદ્રકાન્ત:—એમાં શું હરાવવાનું હતું? હું એવા ઢોંગી સાધુડાઓને ભિક્ષા આપવી પસંદ કરતો નથી.

નારાયણ સ્વ. અમૃત કેશવનાં પુસ્તકોને વિશેષ પસંદ કરતો હોઈ તેનો પ્રશંસક હતો. તેણે કહ્યું:—"ભારત દુર્દશામાં પણ આવા સાધુડાઓની ઠીક ઝાટકણી કાઢી છે. તેમાં લખ્યું છે કે:—

"જ્યાં ઘરમાં થઈ જરી ખટપટ—જઈ જોયો બાવાનો મઠ;
બાવાજીએ કાતર લઇને દાઢી મુછો કાપી ઝટ.

હલકી તુમડી હાથ દઇને, મ્હોટો ભારી આપ્યો લઠ:
બોધ કર્યો કે, "બેટા માગો ભિક્ષા તજકે સબ ગંઝટ."
એમજ પોતાના હાથે નિજ હાથ પગોને ભાગ્યા છે;
ચોથે ભાગે ભારતવાસી ભીખ માગવા લાગ્યા છે.'"

લલિતઃ—ભાઇ ! તમે સૌ ગમે તેમ કહો; પરંતુ હું તો તેમની ભક્તિ જોઈ મુગ્ધ બની ગયો છું. ભજન ગાતાં ગાતાં તેમનાં નેત્રોમાંથી આંસુઓ પડતાં હતાં. વળી તેમનું હૃદય કેટલું ઉદાર !

ચંદ્રકાન્તઃ—શાનું ઉદાર! તેઓ સમાજને શો લાભ આપે છે ? તેઓ લોકોને શિક્ષા આપતા નથી, લોકોમાં વિદ્યાનો ફેલાવો કરતા નથી, લોકોના દુઃખને દૂર કરવાનો પ્રયત્ન કરતા નથી. તેઓ રાત્ર લુચ્ચાઈ કરે છે, અને દિવસે રાધાકૃષ્ણના નામનું સ્મરણ કરી, ભક્તિરસનાં ભજનો ગાઈ પોતાના ખાનપાનનો નિર્વાહ બીજાઓની સહાયતાથી ચલાવે છે. જો આવાં સાધુડાંઓનો ખાનપાનને માટે બીજી કાંઈ મહેનત કરવાની હોય તો તેઓ આટલાં બધાં ખરાબ થાય નહિ. તેમણે સુધરીને સમાજની સેવા કરતાં શિખવું જોઇએ.

આ પ્રમાણે તેઓ એક બીજા સાથે વાદવિવાદ કરતા હતા એટલામાં મથુરે આવીને કહ્યું:—"જમવાનો વખત થયો છે. મ્હોટી મા સહુને બોલાવે છે." આમ કહી મથુર ચાલ્યો ગયો. સઘળા મિત્રો પણ જમવાને માટે નીચે ઉતર્યા.



## પ્રકરણ ૬ ઠ્ઠું.



### લગ્ન.

Marriage and hanging go by destiny
Matches are made in heaven

*Anatomy of Melancho.*

**ભાવાર્થઃ**—લગ્ન કે ફાંસી નીવડવી એ તો ભાગ્ય ઉપરજ છે: જોડાં—યોગ્ય જોડાં તો વિશેષ કરીને સ્વર્ગમાંજ મળી આવે તેમ છે.

* * * * *

અમે સમજીએ છીએ કે, અમારા વાંચકબંધુઓ અને બ્હેનો, આ નવલકથાનાં પાંચ પ્રકરણો વાંચી બરબડતાં હશે કે. "આ તે કેવા પ્રકારની નવલકથા ? પાંચ પ્રકરણ વાંચ્યાં તો પણ હજી સુધી કોઈ કુમુદસુંદરી, કુસુમસુંદરી, તિલોત્તમા, રંભા કે મેનકા દેખાઈ નહિ. વિવાહમાં તે શી મ્હોટી નવાઈ હતી ? વિવાહ જલદીથી આટોપી નાખ્યો હોય તો ન ચાલે કે ? નવલકથા તો આનંદ પ્રાપ્ત કરવાને વાંચીએ છીએ તેમાં આવાં લાંબાં લૅકચરોની શી જરૂર છે ?"

માફ કરો, આ ક્ષુદ્ર ગ્રંથકારમાં આપને આનંદ આપી શકવા જેટલી શક્તિ નહિ હોવા છતાં તે બંને હાથ જોડી આપને થોડા સમય ધૈર્ય રાખવાની પ્રાર્થના કરે છે. વિવાહની વાત આ પ્રકરણમાં ટુંકમાંજ પતાવી દેવામાં આવે છે: પરંતુ કુમુદ, કુસુમ, રંભા યા તો મેનકાનું દર્શન થશે કે કેમ એ તો આપના અદૃષ્ટની અને અમારા હાથના યશની વાત છે !

આજે ચંદ્રકાન્તનો વિવાહ છે. પંડ્યા મહાશયને ત્યાં આ લગ્ન પ્રસંગે અનેક સગાંવ્હાલાં આવી પહોંચ્યાં છે. આડોસીપાડોસી, ગામના લોકો, સગાંવ્હાલાં, સ્નેહીજનો તેમજ અતિથિ અભ્યાગતો પણ આવી હાજર થઈ ગયાં છે. વાજીંત્રો વાગી રહ્યાં છે, ઢોલ નગારાંઓનો અવાજ દિશાઓને ડોલાવી રહ્યો છે. સ્ત્રીજાતિનાં ગીતોથી ગગનમંડળ જાણે કે ગાજી રહ્યું છે. આજે સાંજની ગાડીમાં વાસદ ગામથી જાન નીકળી આણંદ જવાની છે. ધીમે ધીમે સ્ટેશન પર જવાનો સમય થયો. ગાજતે વાજતે જાન સ્ટેશન ઉપર જઈ પહોંચી, અને ત્યાંથી ટ્રેનમાં બેસી આણંદ જઈ પહોંચી.

કેટલાંક બૈરાંનો સાદ સખત ગાવાથી બેસી ગયો છે. વરરાજા આખા દિવસનો ઉપવાસી છે. તેના શરીર ઉપર કીંમતી શાલ અને મસ્તકથી ઢીંચણ સુધી પહોંચે એટલો લાંબો સુવાસિત પુષ્પોનો ઝુંપ તેના મસ્તક પર છે. વરને પોંખી માહેરામાં લઈ જવામાં આવ્યો. પછી તેને એક આસન પર બેસાડી વેદીમાં અગ્નિ સળગાવવામાં આવ્યો. કન્યાને પણ વરરાજા સાથે બેસાડવામાં આવી. મંત્રોચ્ચાર થવા લાગ્યા. મંગળાષ્ટકો ગવાવા લાગ્યાં. હવે અમે લગ્નની હકીકતમાં તે વિશેષ શું લખીએ? એમાં કાંઇ નવીનતા નથી. સર્વત્ર જે પ્રમાણે લગ્નક્રિયા થાય છે તે પ્રમાણે આ લગ્નક્રિયા પણ થઈ ગઈ.

લગ્નનું કામ થોડા દિવસમાં આટોપાઇ ગયું. આજે જાન પાછી વાસદ જવાની છે. આજે કેટલાંક માણસોને એવો વિચાર થયો કે, એક વરકન્યાનો અને બીજો આખી નાતનો ફોટો પડાવવો. આ વિચારને અમલમાં મૂકવાને માટે એક ફોટોગ્રાફરને સ્હવારે બોલાવી લાવવામાં આવ્યો. ફોટોગ્રાફરે પોતાની કેમેરાબોક્ષને ઠીકઠાક કરવા માંડી. ફોટોગ્રાફરે સઘળાં માણસોને ઉઘાડી આંખો રાખીને, નેત્રની પલક મૂકયા સિવાય સ્થિરતાથી બેસી રહેવાની સૂચના કરી હતી. આવી રીતે ઘણા સમય સુધી બેસી રહીને અંતે એક વૃદ્ધ ગામડીઓ કંટાળી ગયો, અને ફોટોગ્રાફરને જલદીથી છબી પાડી લેવાને કહેવા લાગ્યો. ફોટોગ્રાફરે કહ્યું:—"મહાશય! થોડો સમય સબુર કરો. હું હમણાંજ મ્હારા કાર્યનો આરંભ કરૂં છું." ગામડીઆ ગૃહસ્થે વિશેષ વિરક્ત બની જઇને કહ્યું:—"કેવી મુસ્કેલી! હજી સુધી તમે તમારા કામને શરૂ પણ કર્યું નથી? ત્યારે તમે તમારૂં કામ પૂર્ણ કયારે કરશો?"

ફોટોગ્રાફરઃ—મહાશય! વ્યાકુળ ન બની જશો. થોડો સમય શાન્તિ રાખો. મ્હારા તરફ ટગર ટગર જોઇ રહો. જુઓ, હાથ પગ કે માથું હલાવશો નહિ. આંખો બંધ ન કરી દેશો.

ગામડીઆ ગૃહસ્થે તેમજ કર્યું. ફોટોગ્રાફરે કહ્યું:—"લ્યો, ફોટો પડી ગયો."

"એમ તે બને કે? તમે અમારી મશ્કરી કરો છો કે શું? આટલી વારમાંજ છબી પડી ગઇ? તમે આરંભ ક્યારે કર્યો ને પૂર્ણ ક્યારે કર્યું?"

ફોટોગ્રાફરે હસીને કહ્યું:—"જે ક્ષણે આરંભ કર્યો તેજ ક્ષણે કાર્ય પૂરૂં કર્યું. પ્રથમ તો મ્હેં સઘળી તૈયારી કરવાને માટે આપને બેસાડી રાખ્યા હતા.

વિવાહની ક્રિયા પણ ફોટોગ્રાફની ક્રિયાને મળતી નથી કે શું? જે ક્ષણે તેનો આરંભ થાય છે તેજ ક્ષણે તે પૂર્ણ થાય છે. કહો જોઇએ કે એ ક્ષણ કયા છે? એ મુહૂર્ત કયું છે?

ચતુર્ચક્ષુનું મિલન એક અનંત મુહૂર્ત છે! આજ પળે એક અપરિચિત પ્રતિમાનો ફોટો હૃદયમાં પાડવો પડે છે. વહુ પણ જુએ છે કે, પૂર્વે આ પ્રતિમા જોઇ નહોતી. એ પ્રતિમા ક્યાંથી આવી એ વિધાતાની અપૂર્વ લીલા છે! ચંદ્રકાન્ત પોતાના હૃદય ઉપર આ છબી આંકીને પોતાના ગામમાં આવ્યો. અને સાંજના તે પોતાના મિત્રમંડળ સાથે મહી નદી તરફ ફરવા નીકળી પડ્યો. આવતી કાલે રાત્રે ફાસ્ટ ટ્રેનમાં તે અને તેના મિત્રો મુંબાઇ ચાલ્યા જવાના છે.

જયન્ત અને ચંદ્રકાન્ત સાથે સાથે ચાલતા હતા. જયન્તે કહ્યું:—"ભાઈ! ત્હારી સ્ત્રી તો ઘણી સ્વરૂપવતી છે, હોં."

ચંદ્રકાન્ત:—એકલા શારીરિક સૌન્દર્યને શું કરવું? માનસિક સૌન્દર્ય ના હોય તો શારીરિક સૌન્દર્ય નકામું છે. Accomplishments જોઇએ.

જયન્ત:—ત્યારે તું તેને માનસિક સૌન્દર્યથી સૌન્દર્યવતી કરવાનો પ્રયત્ન કર. હજી ઘણો અવકાશ છે. તું ત્હારી ઇચ્છાનુસાર તેને બનાવી શકીશ.

ચંદ્રકાન્તે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—“ એમ કરી શકાય એવી સગવડતા અને સુયોગ ક્યાં છે ? મ્હને એમ લાગે છે કે, હું તેને કોઈ બોર્ડિંગ સ્કૂલમાં રાખીને શિક્ષણ આપી શક્યો હોત તો સારૂં થાત; પરંતુ જો હું મ્હારા ઘરમાં કોઇને મ્હારો આ વિચાર જણાવું તો તેઓ મ્હારો તિરસ્કાર કરે—મ્હારૂં મ્હોં સુદ્ધાં ન જુએ !

જયન્ત:—શું તું તેને બોર્ડિંગ સ્કૂલમાં મોકલવાનો વિચાર રાખે-છે ? ત્હેં ત્હારા સ્વભાવને અનુસરતોજ વિચાર મ્હારી આગળ પ્રદર્શિત કર્યો છે ! ત્હારામાં આટલી બધી બુદ્ધિ છે એમ હું અત્યાર સુધી જાણતો નહોતો ! બોર્ડિંગમાં રાખ્યા સિવાય તેને શિક્ષણ ન આપી શકાય કે ? મ્હારા મત પ્રમાણે તો ત્હારૂં ઘરજ એક ઉત્તમ બોર્ડિંગ સ્કૂલ છે ! જે ઘરના કર્તા ત્હારા પિતા છે—જે ઘરનાં ગૃહિણી મ્હોટી મા છે એ ઘરની આગળ બોર્ડિંગ સ્કૂલ કાંઇ નથી ! પહેલાં મ્હારી એવી ધારણા હતી કે સાહેબ લોકોની જેવી home education, home influence—છે; એવી કોઈ આપણી નથી; પરંતુ ત્હારે ઘેર આવ્યા પછી મ્હારી એ ધારણા યા તો ભ્રમ દૂર થયો છે. અહિં રહેતાં હૃદયને જે શિક્ષણ મળે તેમજ જેવું ચરિત્ર બંધાય તેવું શિક્ષણ કયી બોર્ડિંગમાં મળે તેમ છે ? તેવું ચરિત્ર-બંધારણ કયી બોર્ડિંગમાં બંધાય તેમ છે ? તો પણ એટલું તો ખરૂં કે, ત્હારે ત્યાં ત્હારી પત્નીને કામસ્ચાટકા ક્યાં આવ્યું ? જુલિયસ-સીઝરના પિતાનું નામ શું છે ? એ સઘળું શિક્ષણ મળવાનું નથી. જો એ સઘળું ત્હારી સ્ત્રીને શિખવવાનો ત્હારો વિચાર હોય તો તે તું જાતે પણ તેને શિખવી શકે તેમ છે. પાશ્ચાત્યશિક્ષણને લીધે આપણા જેવા યુવકોમાં આજે વિલાસ તેમજ ‘સ્વાર્થ’ વધી ગયો છે. ત્યારે પછી આપણે આર્યભૂમિની પવિત્ર કુલલક્ષ્મીઓને એવી વિલા-સવતી તેમજ સ્વાર્થવતી બનાવવાનો પ્રયત્ન કરવાની શી જરૂર છે ?

તેમને હિંદુગૃહના શાન્તિ-સરોવરમાં પુણ્ય તેમજ પવિત્રતાના શ્વેત-શતદલના ઉપર વિરાજવા દેવાની જરૂર છે.

ચંદ્રકાન્તઃ-પરંતુ એ ગૃહલક્ષ્મીઓ જો શતદલવાસિની નહિ થતાં તેના વાહનની માફક અજ્ઞાન અંધકારમાંજ રહેવાની ઈચ્છા કરે ત્યારે પછી ત્હારા મ્હારા જેવા ઉચ્ચ શિક્ષિત સ્વામીની સાથે તેના મનનું મિલન કેવી રીતે થઈ શકે?

જયન્તઃ-ઠીક, સારી વાત છે. ત્યારે તું ત્હારી સ્ત્રીને કોઈ બોર્ડિંગ સ્કૂલમાં ભણાવવાનો બંદોબસ્ત કર. તું જેવી રીતે genius, છે તેજ પ્રમાણે ત્હારે પ્રત્યેક વિષયમાં એક પ્રકારની originality જોઇએ છીએ, કેમ?

આ સમયે પાછળથી રમણિકે આવીને કહ્યું:-"ત્યારે ભાઈ! હું ઘેર આવીને મ્હોટી માને, ત્હારી પત્નીને કોઇ બોર્ડિંગમાં મોકલવા માટે કહીશ."

આવી રીતે વાતચિત્ત કરતા સકળ મિત્રો પાછા ઘેર આવી પહોંચ્યા અને એ રાત્રિ વાસદમાં પસાર કરી તેઓ બીજે દિવસે રાત્રિની ફાસ્ટ ટ્રેનમાં મુંબાઈ તરફ ઉપડી ગયા.



## પ્રકરણ ૭ મું.

### નવવધૂ.

ચંદ્રકાન્તનું લગ્ન થયાં પછી જોતજોતાંમાં એક વર્ષ વીતી ગયું. ચંદ્રકાન્ત વિલ્સન કૉલેજમાં પ્રિવિયસમાં પસાર થઇ ઈન્ટરમાં દાખલ થયો. આ વર્ષના અષાડ માસમાં તેના પિતા સ્વર્ગસ્થ થયા.

રામકૃષ્ણ પંડ્યા પોતાની વૃદ્ધાવસ્થામાં શોક-તાપથી જર્જરિત થયા હતા. તેમનું શરીરના સંરક્ષણ પ્રત્યે સહજ પણ લક્ષ્ય ન્હોતું.

તેઓ માત્ર એમજ કહેતા હતા કે, મ્હારા દિવસો પૂરા થયા છે. હવે તો બાળબચ્ચાંને મૂકી હું વડિલબંધુ પાસે સ્વર્ગમાં જઇ પહોંચું તો સારૂં." અષાડ માસના આરંભમાં પંડયા મહાશયને મેલેરિયા તાવ આવવા લાગ્યો. આ તાવને દૂર કરવાને માટે તેમણે રીતસર દવા કરી નહિ. ઉલટા તેઓ કુપથ્ય કરવા લાગ્યા. એ તાવ છેવટે વિકારમાં ફેલાઈ ગયો. ડૉક્ટર, વૈદ્ય વગેરેને બોલાવીને કૃષ્ણકાન્તે પિતાની ઘણી દવા કરાવી; પરંતુ કોઇને યશ મળ્યો નહિ. તેઓ એકવીસમે દિવસે સચ્ચિદાનંદ નારાયણનું સ્મરણ કરતા કરતા સ્વર્ગસ્થ થયા. મૃત્યુકાળે અજરામર શાસ્ત્રી તેમની તબિયત જોવા આવ્યા હતા. અંતિમકાળે પંડયા મહાશયે પોતાના બન્ને પુત્રો કૃષ્ણકાન્ત અને ચંદ્રકાન્તને પોતાની શય્યા પાસે બોલાવીને કહ્યું:—"મ્હારી આ છેવટની હકીકત તમે બંને બંધુઓ લક્ષ્યપૂર્વક સાંભળો. તમે મ્હારાં આ સમયનાં વચનો પ્રતિ કદિ દુર્લક્ષ્ય કરશો નહિ. ધર્મકર્મમાં તમે હમ્મેશાં આગળ પડતો ભાગ લેજો. કુટુંબમાં કદિ કલેશનું બી રોપશો નહિ. જ્યાં સંપ છે ત્યાંજ ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાંજ લક્ષ્મી છે. કુટુંબમાં જેમ બને તેમ વિશેષ શાન્તિ સ્થાપવાનો યત્ન કરજો. હું આશીર્વાદ આપું છું કે તમે સઘળા દીર્ઘાયુ થઇને તમારા કર્ત્તવ્યનું પાલન કરજો."

કૃષ્ણકાન્ત અને ચંદ્રકાન્તે અશ્રુપૂર્ણ નેત્રોએ, શાસ્ત્રીજી મહાશય સમક્ષ પિતાની આજ્ઞાનુસાર વર્તવાની સંમતિ દર્શાવી. ત્યાર પછી અલ્પકાળમાંજ પંડયા મહાશયે દેહત્યાગ કર્યો. તેમના મૃત્યુથી ગામમાં હાહાકાર થઇ ગયો.

યથા સમયે પંડયા મહાશયની શ્રાદ્ધક્રિયા પણ સુસંપન્ન થઇ ગઇ. અનેક સ્થળોએ તેમની ખ્યાતિ હતી: શ્રાદ્ધમાં પુષ્કળ ખર્ચ કરવામાં આવ્યું. હવે કૃષ્ણકાન્ત સંસારનો કર્તા હર્તા થયો. શ્રાદ્ધક્રિયા કરી પરવાર્યા પછી તેણે લેણ દેણનો હિસાબ કરી જોયો તો બે હજાર

રૂપિયા દેવું જણાયું. સંપત્તિની આવકમાંથી આટલું બધું દેવું ચુકવી શકાવું અસંભવ જણાયું. વળી જો કૃષ્ણકાન્ત હવે વડોદરા જઈ નોકરી ઉપર કાયમ રહે તો સંસાર અવ્યવસ્થિત થઈ જાય તેમ હતું. આથી તેને નિરૂપાયે નોકરીનું રાજીનામું આપવું પડ્યું. ચંદ્રકાન્તને ભણાવવાનું ખર્ચ ક્યાંથી લાવવું તેનોજ હવે કૃષ્ણકાન્ત વિચાર કરવા લાગ્યો, અને અંતે બન્ને બંધુઓએ મળી એક પ્રકારનો નિશ્ચય કર્યો.

જોતજોતાંમાં બીજું પણ એક વર્ષ પસાર થઈ ગયું. ચંદ્રકાન્ત એફ, એ, ની પરીક્ષા આપી સમરવેકેશનમાં ઘેર આવ્યો છે. બીજી તરફથી નિપુણચંદ્ર પણ મેટ્રિકમાં પાસ થયો છે.

જ્યેષ્ઠ માસ છે, દશ વાગ્યા છે; છતાં અસહ્ય ગરમી જણાય-છે. ચંદ્રકાન્ત પરસાળમાં એક શેતરંજી ઉપર બેસી એક ઇંગ્રેજી નવલ-કથા વાંચે છે. મથુર બ્હાર ઉભો ઉભો લાકડાં ફાડે છે. થોડે દૂર એક મ્હોટો કાળો કૂતરો એક આંખ મીંચીને સૂઇ રહ્યો છે.

થોડા સમય પછી ચોપડીને હાથમાંથી નીચે મૂકી ચંદ્રકાન્ત સ્વગત બોલ્યો:-" આહ ! કેટલી બધી ગરમી પડે છે ! આજે બપોરે તો ઘરમાં પણ નહિ રહી શકાય ! "

મથુરે ચંદ્રકાન્ત તરફ જોઇને કહ્યું:-" ભાઈ ! તમે આવા તાપમાં ઘરમાં રહી શકતા નથી અને અમે ખેતરમાં મજુરી સુદ્ધાં કરીએ છીએ. આપ સુખી કહેવાઓ અને અમે તો મજુર ઠર્યા ! પરંતુ મ્હને અજાયબી થાય છે કે, આપ ગરમી વેઠી શકતા નથી છતાં પહેરણ પહેરી રાખો છો. હું કેવો ઉઘાડે શરીરે કામકાજ કરૂંછું !"

ચંદ્રકાન્તે કહ્યું-" ઇંગ્રેજો કદિ દિવસે ખુલ્લા શરીરે બેસતા ઉઠતા યા તો ફરતા નથી, સમજ્યો ? સભ્ય માણસે તાપમાં પણ પહેરણ તો પહેરી રાખવું જોઇએ."

મથુરઃ—ભાઈ! મ્હારી બેઅદબી માફ કરજો—આપના હાથમાં જે આ જાડી ચોપડી છે તે કાયદાની છે કે શું? આ કાયદા ભણીને માણસને કેદમાં મોકલી શકાય કેમ?

ચંદ્રકાન્તે હસીને કહ્યું:—"ત્હારા મત પ્રમાણે તો સંસારમાં જેટલી ચોપડીઓ છે તે બધી કાયદા સંબંધીનીજ છે, કેમ? આ કાયદાની નહિ પરંતુ વાર્ત્તાની ચોપડી છે."

મથુરઃ-તેથીજ આ ચોપડી વાંચીને આપ મનમાં ને મનમાં હસો છો, કેમ? પરંતુ ભાઈ! તમે તો મ્હોટા હકીમ થશો; તમે વાર્ત્તાની ચોપડીઓ કેમ વાંચો છો? અમારા જેવા ખેડૂતો તેમજ મજુરો અને નવરી બૈરીઓજ વાર્ત્તા સાંભળે છે.

મથુરનું છેલ્લું વાક્ય પૂરું થતાં ન થતાંમાંજ "કાકા—કાકા—હું તમારી સાથે ન્હાઈશ. આજે હું પોતડી પહેરીને ન્હાઇશ." આમ બોલતો બોલતો એક પાંચ વર્ષનો સુંદર બાળક ચંદ્રકાન્ત પાસે આવી, તેના ગળામાં વળગી પડ્યો. ચંદ્રકાન્તે તેના મુખ ઉપર ચુંબન કર્યું. બાળકે તેની મુક્તાપંક્તિના જેવી સુંદર દંતપંક્તિ બ્હાર કાઢી હસીને કહ્યું:—"કાકા! આ જુઓ. મ્હારું ધોતીઉં કેવું ફક્કડ છે? મ્હારી નવી કાકીએ મ્હને પહેરાવ્યું છે. તમે ન્હાવા ઉઠોને. આપણે સાથે 'હર ગંગા ગોદાવરી' બોલીને ન્હાઇએ!"

આ સમયે મ્હોટી માએ બ્હાર આવીને કહ્યું:—"ભાઈ! હજી તું ન્હાયો નથી? કેટલો બધો વખત થઈ ગયો છે તે જોતો ખરો. પ્રભાતકાળે ઉઠીને સ્નાન કરવાથી જીવ સ્ફૂર્તિમાં રહે છે. આ તો ઉઠ્યો ત્યારથી બસ ચોપડી લઇને વાંચ્યા કરે છે. બહુ ભણવાથી શરીર બગડી જાય છે તેનો કાંઈ ખ્યાલ છે? હમણાં તો પરીક્ષા આપી આવ્યો છે ને વળી શું વાંચે છે? અરે રમુ! ત્હારા કાકાની પાસેથી ચોપડી ઉડાવી લે જોઇએ."

ચંદ્રકાન્તઃ—મ્હોટી મા ! રમુને ઉપદેશ આપવાની જરૂર નથી. જુઓ મ્હારી પાસેથી ચોપડી ઉંચકી લઇ તે છબી જુએ છે. ચાલો હું ન્હાવા ઉઠું છું.

પછીથી રમાકાન્તને સાથે લઈ ચંદ્રકાન્ત સ્નાન કરવા માટે ગયો. રસોડામાં રમુની એક કાકી રસોઈ કરી રહી છે. નલિનીકાન્તની વિધવા સ્ત્રીનું નામ અન્નપૂર્ણા છે. તે એક સગડી ઉપરથી દૂધ ગરમ કરી નીચે ઉતારે છે. ચોકડીને એક છેડે ચંદ્રકાન્તની સ્ત્રી પુણ્યપ્રભા એક ન્હાનાં બાળકને દૂધ ભાત ખવડાવે છે. પુણ્યપ્રભાને આ વૈશાખ માસમાં સાસરે તેડી લાવવામાં આવી છે. યુવતીઓ સાસરે આવે છે ત્યારે તેમને ક્રમવાર ત્રણ અવસ્થા પસાર કરવી પડે છે. પ્રથમ અવસ્થામાં માત્ર ઉદાસિનતા અને છેવટે હાસ્ય—આનંદ. પ્રથમ અવસ્થામાં તેનું મુખ જાણે કે અષાડ માસનું આકાશ—બધો સમય જાણે કે ટપટપું ફોરાં પડે છે. ક્વચિત્ એકાદ સમય વિદ્યુતનો ચમકારો થાય છેઃ પરંતુ તેને સ્પર્શ કરતાં ધક્કો ( shock ) લાગે છે. બીજી અવસ્થામાં તેનું મુખ શરદના આકાશ જેવું હોય છે—નિર્મળ ઉજ્વળ હાસ્યપૂર્ણ હોય છે—પરંતુ મેઘ સર્વાંશે જતો રહેતો નથી—અવાર નવાર અભ્ર જણાય છે. વિશેષ બોલવું નહિ, કહેવું નહિ, વાદળામાંથી ક્વચિત્ એકાદ વર્ષાદનું ઝાપટું પડે છે. પરંતુ; થોડા સમયમાંજ વર્ષનું બંધ થઇ જાય છે. વાદળું જતું રહેતાં પાછું આકાશ પ્રથમની માફક ઉજ્વળ, નિર્મળ તેમજ હાસ્યમય બની જાય છે. ત્રીજી અવસ્થામાં નવવધૂનું મ્હોં વસંતના આકાશ જેવું હોય છે—મેઘનું અર્થાત્ વાદળનું ચિહ્ન સુદ્ધાં જોવામાં આવતું નથી. રાત્રિ દિવસ માત્ર શાન્ત સૌમ્ય સ્વચ્છ જ્યોતિથી તે હસ્યા કરે છે; પરંતુ એ હાસ્યનો બહુ વિશ્વાસ રાખશો નહિ. એકાએક ઉત્તર પશ્ચિમ તરફ એક વાદળું ઉત્પન્ન થઇને વંટોળીઓ અને વૃષ્ટિ આવવાનો સંભવ રહે છે તો પણ આ સ્થળે એટલું જણાવવું પડે છે કે, આજકાલની

નવોઢામાં આ આષાડ માસની વૃષ્ટિ જોવામાં આવતી નથી. એ બધું કાળક્રમે "આઉટ ઑફ ફેશન" થઈ ગયું છે; પરંતુ આટલું લખતાં અમને ભય રહે છે કે, કદાચ આ નવલકથા વાંચનારી સુંદરીઓ આંખોમાંથી અગ્નિકણો વર્ષાવીને કદાચ અમને બાળી નાખવાનો પ્રયત્ન કરશે!

નવવધૂ પુણ્યપ્રભા લગ્ન પછી એ વખત અહિં આવી ગઇ હતી. તેથી આ સમયે તેણે ત્રીજી અવસ્થામાં પગ મૂક્યો છે. હવે હાસ્યનો ભાગ વિશેષ છે કે, ઉદાસિનતાનો વિશેપ છે તે આપજ જુઓ.

પોતાના સરળ, ભોળા તેમજ આનંદી સ્વભાવને લીધે નવી વહુ પુણ્યપ્રભા આવતાંની સાથેજ સહુ તેને ઘેરી બેઠાં છે. ઘરનાં ન્હાનાં છોકરાંઓને પુણ્યપ્રભાની પાસે બેસી રહી નિર્દોષ ગમ્મત કરવાની ઘણી મજા પડે છે.

અન્નપૂર્ણાએ દૂધની તપેલી નીચે ઉતારી. શાન્તિ પણ તેની પાસે આવીને બેઠી હતી. અન્નપૂર્ણાએ શાન્તિને ઉદ્દેશીને કહ્યું:—"બ્હેન! આજે નવી વહુનેજ પીરસવા દ્યો. જા પુણ્યપ્રભા! ચંદ્રકાન્તભાઈ જમવાને માટે આવી બેસી રહ્યા છે!"

શાન્તિએ કહ્યું:—"હા, જુઓ ભાભી! આજે તો તમેજ મ્હારા ભાઇને જમાડો."

પુણ્યપ્રભાએ શરમાઈ જઈ માથા ઉપરનું વસ્ત્ર સહજ આગળ ખેંચ્યું; પરંતુ અન્નપૂર્ણા ઘણા હઠિલા સ્વભાવની હોવાથી તે તેને સહેલાઈથી છોડે એવી નહોતી. તેણે કહ્યું:—"શરમાય છે શા માટે? તું જમાડીશ તો તેમને કેટલો બધો આનંદ થશે? તું જાણતી નથી કે, તેઓ આવ્યા છે ત્યારથી આમતેમ જોયા કરે છે. તેમની આંખો તનેજ શોધ્યા કરે છે. ત્હારો અવાજ થતાં હરિણની માફક તેઓ કાન ઉંચા કરી ત્હારા શબ્દો સાંભળે છે. તમે તો તેમને જોતાંજ શરમથી નાસવા માંડો છો!"

આ વચનો સાંભળીં પુણ્યપ્રભા વિશેષ શરમાઇ ગઇ. અન્નપૂર્ણાએં જઇને તેનો હાથ પકડયો. પુણ્યપ્રભાએ સહજ મૃદુ હાસ્ય કરીને કહ્યું:—"તમે જાઓ—મ્હારાથી ત્યાં નહિ જઇ શકાય."

આ સમયે કૃષ્ણકાન્તની પત્ની જયમતીએ આવીને કહ્યું:—"શરમાતી હોય તો રહેવા દ્યો. એને પીરસવાના હજી ઘણાય દહાડા છે. કાંઇ એક ઉંધે વ્હાણું વાઇ જવાનું નથી."

આ સમયે ચંદ્રકાન્ત બોલી ઉઠયો:—"કેમ હજી કાંઈ પીરસ્યું નથી? વાર છે કે શું?"

અન્નપૂર્ણાએ, રસોડામાં જઇ થાળી પીરસતાં પીરસતાં કહ્યું:—"દીયરજી! હવે અમે શાનાં પીરસીએ? વહુને લાવ્યા તોય તમને ભાભી ખવડાવે કે? તમે જે દેવીને લઇ આવ્યા છો તે દેવી તમને ભોજન પીરસવાને નારાજ છે. અમે અત્યાર સુધી તેને સમજાવતાં હતાં."

આમ કહીને અન્નપૂર્ણાએ ભાણું પીરસીને ચંદ્રકાન્ત પાસે મૂકયું. ચંદ્રકાન્ત તેની ભાભીનાં ઉપર્યુકત વચનો સાંભળી શરમાઇ ગયો હતો. તેણે શરમથી નીચું જોઈ ખાવા માંડયું, તથા સત્વર જમી લઈ તે બેઠકખાનામાં ગયો. ત્યાં આગળ નિપુણચંદ્ર ભોજન કરી લઇને વિશ્રામ લેતો હતો.



## પ્રકરણ ૮ મું.

### પ્રિય શિષ્યા.

ચંદ્રકાન્ત ભોજન કરી લઈ બેઠક ખાનામાં જઇ સૂઇ રહ્યો, અને બે વાગ્યા સુધી ઉંઘ્યો. વિશ્વવિદ્યાલયની પરીક્ષા આપ્યા પછી જે બે ત્રણ માસનો વિદ્યાર્થીઓને સમય મળે છે એ સમય ઘણા આરામનો હોય છે. આ વાતનો અનુભવ જેઓ વિશ્વવિદ્યાલયની

પરીક્ષા આપે છે તેમનેજ હોય છે ! વિશ્વવિદ્યાલયની એકેક પરીક્ષા એક એક કઠોર તપસ્યા છે. પૂર્વકાળની તપસ્યાથી આયુષ્ય વધતું હતું; પરંતુ આ નવા જમાનાની તપસ્યાથી એક એક પરીક્ષા જતાં આયુષ્ય દશ દશ વર્ષ ઓછું થતું જાય છે. પરંતુ પરીક્ષાનું પરિણામ બ્હાર પડતા પહેલાં વિદ્યાર્થીઓને બે ત્રણ માસ સુધી આરામ લેવાનો સમય મળે છે; તેથીજ તેમનું શરીર કોઈ પણ રીતે ટકી શકે છે; પરંતુ આ વિશ્રામસુખ થોડાજ વિદ્યાર્થીઓના લલાટમાં લખાયલું હોય છે.

ચંદ્રકાન્તે જાગ્રત થયા પછી પાછી ઈંગ્રેજી નવલકથા વાંચવા માંડી. તેનો વખત પસાર થતો નથી. બ્હાર સખ્ત તાપ પડે છે. ઘરમાં પણ શરીર લાહ્ય લાહ્ય અને ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે. ગાયો પોતાના ખીલા પાસે સૂઇ રહી વિશ્રામ લેતી જણાય છે. મધ્યાન્હ-કાળની ગંભીર નિસ્તબ્ધતા સર્વત્ર જોવામાં આવે છે, બગીચામાં એક કૂતરૂં લીમડાના ઝાડ નીચે મ્હોં ફાડીને શ્વાસ લે છે. ઘરના બારણા આગળ કબુતરો ઘુઘુ કરે છે, ક્વચિત્ જોરથી પવન વાય છે, અને વૃક્ષોનાં સુકાં પાંદડાંને જમીનદોસ્ત કરે છે, ડાળીઓને હલાવે છે, અને દોરડીઓ ઉપર સુકવેલાં વસ્ત્રોને નચાવે છે. આકાશમાં સાદાં વાદળાંઓ વાયુના જોરથી આમ તેમ દોડતાં જણાય છે. ચાતક તૃષાતુર બની જઈ જળ પ્રાપ્ત કરવાની આતુરતાથી તેના તરફ જોઇ રહ્યાં છે; પરંતુ જળ કયાં છે ? વાદળાંઓનું હૃદય ગ્રીષ્મરૂતુ હોવાથી શુષ્ક છે ! તેઓ જળ કયાંથી આપે ?

થોડા સમય સુધી ચંદ્રકાન્તે હાથમાંની નવલકથા વાંચવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં તેનું ચિત્ત ચોટયું નહિ. અનેક સુખ સ્મૃતિ-ઓનું નિવાસસ્થાન, સ્નેહ પ્રીતિનો ભંડાર—ગૃહ કોને પ્રિય નથી લાગતું ! ચંદ્રકાન્તના પિતા પંડયા મહાશયના સ્વર્ગસ્થ થયા પછી આ ઘરનો સુખપ્રકાશ ગંભીર શોકની છાયાથી છવાઇ ગયો હતો—નિસ્તેજ બની ગયો હતો; પરંતુ આ સમયે નવી વહુ પુણ્ય પ્રભાના

આગમનથી એ વિષાદની ગંભીર છાયા ઘણે ખરે અંશે દૂર થઈ પુનઃ પૂર્વનો સુખપ્રકાશ પ્રકાશી નીકળ્યો છે. હમણાં તેના હૃદયમાં નવવિકસિત પ્રેમના પ્રકાશથી વિશ્વસંસારે એક અપૂર્વ મધુર સૌન્દર્ય ધારણ કર્યું છે; આમ છતાં પણ એ હૃદયના એક ખુણામાં શોક રૂપી કાળું વાદળું અંધકાર કરી રહ્યું છે. ચંદ્રકાન્ત, પુણ્યપ્રભાના રૂપ તેમજ ગુણથી મુગ્ધ થયો છે ખરો; પરંતુ બાલ્યાવસ્થાથી તે પોતાની જીવનસહચરીના જે ઉત્તમ આદર્શનું પોષણ કરે છે તે આદર્શને પુણ્યપ્રભા યોગ્ય યા તો અનુરૂપ થાય તેમ છે કે ? ચંદ્રકાન્ત પોતાની સ્ત્રીને અજની મહિષી ઇન્દુમતીની માફક ઘરમાં ગૃહિણી, કામકાજમાં સચિવ, શાન્તિમાં સખાસ્વરૂપિણી અને લલિતકળામાં પ્રિય શિષ્યા હોય એવી ઇચ્છા રાખે છે ! ચંદ્રકાન્તની આકાંક્ષા ઘણી ઉચ્ચ છે; પરંતુ અમે વાંચકબંધુઓને પ્રશ્ન કરીએ છીએ કે, આપના અંતરમાં કદિ આવી કલ્પના આવી છે કે ? પોતાની ઇચ્છાને અનુસરી પત્નીને ઇન્દુમતી બનાવવાને માટે ચંદ્રકાન્ત આ સમયે પોતાની સાથે 'બાળપોથી' લેતો આવ્યો છે ! પરંતુ એ બાળપોથી પુણ્યપ્રભાને ભણાવે કોણ ? પુણ્યપ્રભાનું ગળું કાપી નાખવામાં આવે તો પણ તે દિવસે ચંદ્રકાન્ત પાસે આવે તેમ નથી—તે તેની સાથે દિવસે વાતચિત પણ કરી શકે તેમ નથી ! ત્યારે પછી ભણવાનો તો પ્રશ્નજ કયાં રહ્યો ? વળી. ચંદ્રકાન્ત પણ કાંઈ થોડો શરમાળ નથી. રાત્રે પણ શરમનો ભય રહે છે. ત્યારે હવે પુણ્યપ્રભાને પ્રિય શિષ્યા બનાવવાનો ઉપાય શો ? સંસ્કૃત ભણાવી સાહિત્યથી સંસ્કારી બનાવવાનો ઉપાય શો ? ચંદ્રકાન્ત શય્યામાં સૂતો સૂતો આ સંબંધીનાજ વિચારો કરવા લાગ્યો.

હમણાં પુણ્યપ્રભા શું કરે છે ? તે શાન્તિથી ઉંઘે છે. લગભગ ત્રણ વાગ્યા એટલે અન્નપૂર્ણાએ તેની પાસે આવીને કહ્યું:—"આટલી બધી ઉંઘ કેમ આવે છે ? રાત્રે બહુ જાગે છે કે શું ?"

પુણ્યપ્રભા આંખો લુંછતી બેઠી થઈ અને તેણે કહ્યું:—" બન્યું ધીમેથી બોલોને. જો આમ કરશો તો હું તમારી સાથે હવે બોલીશ નહિ."

અન્નપૂર્ણાઃ—શા માટે ધીમેથી બોલું ? મ્હોટી શરમની પુતળી ! અહિં આપણી વાત સાંભળવા કોઈ કાન માંડીને બેસી રહ્યું નથી.

પુણ્યપ્રભાઃ—મ્હોટી બ્હેન શું કરે છે ?

અન્નપૂર્ણાઃ—તેઓ તો ઓરડામાં સુઇ રહ્યાં છે—હજી ઉઠયાં પણ નથી.

પુણ્યપ્રભા—મ્હોટી મા શું કરે છે ?

અન્નપૂર્ણા—તેઓ પરસાળમાં બેસી એક ઝભલું ફાટી ગયું છે તે સીવે છે.

પુણ્યપ્રભા—તેઓ બિલકુલ વિશ્રાંતિ લેતાં નથી. ઘરમાં આપણે આટલાં બધાં માણસો છીએ છતાં તેમણે બધી ઉપાધિ વેઠી શરીર શા માટે બગાડવું જોઇએ ?

અન્નપૂર્ણાએ પુણ્યપ્રભા પાસે બેસી એક રૂમાલ ગુંથવા માંડયો. પુણ્યપ્રભાએ પૂછયું:—" તમે આ રૂમાલ ક્યારે ગુંથી રહેશો ?! તમે બહુ સારૂં ગુંથો છો !"

અન્નપૂર્ણાઃ—તને ગુંથતાં આવડે છે કે ?

પુણ્યપ્રભાઃ—બરાબર આવડતું નથી.

અન્નપૂર્ણાઃ—ત્યારે જો ત્હારી શીખવાની મરજી હશે તો હું તને શિખવાડીશ. જો આ મ્હારૂં બીજું ભરત.

આમ કહી અન્નપૂર્ણાએ પેટીમાંથી કેનવાસ પર ભરેલી ઉનની એક છબી બ્હાર કાઢી પુણ્યપ્રભાને બતાવી. આ છબી ઘણીજ સુંદર હતી. તેના ભાવ, આકૃતિઓ, રંગ સઘળું ઉત્તમ હતું. આ ભરત તેનાં ભરનારની ઉત્તમ નિપુણતાનો પરિચય આપતું હતું. પુણ્યપ્રભાએ

આશ્ચર્યચકિત બની જઈ કહ્યું:–"આવું ભરતાં તો ક્યાંથી આવડે? આ છબી ભરતાં કેટલો સમય લાગ્યો હતો ?"

અન્નપૂર્ણા:–આવું કામ તૈયાર કરવાને ૧૧–૧૨ મહિના લાગે છે. વડોદરામાં ભરાયલા પ્રદર્શનમાં સ્ત્રીઓના નમુનામાં મ્હેં આ છબી મૂકી હતી, અને તે ઘણી વખણાઈ હતી, તથા મ્હને ચાળીસ રૂપિયાનું ઈનામ મળ્યું હતું.

પુણ્યપ્રભા:–ના કેમ વખણાય ? તમે ઘણી ચતુરાઇથી આ છબી તૈયાર કરી છે. મ્હારી બાને પણ ભરત ગુંથણનું કામ સારૂં આવડે છે. હું તેની પાસે થોડું ઘણું શીખી છું. બ્હેન ! મ્હારી બા અત્યારે શું કરતી હશે તે કહો જોઇએ ?

અન્નપૂર્ણા:–એ હું શું જાણું ?

પુણ્યપ્રભા:–અરેરે ! મ્હારા વિયોગથી તે રડી રડીને ગાંડી ઘેલી બની ગઈ હશે. તેને ઉંઘ સુદ્ધાં નહિ આવતી હોય !

આટલું બોલતાં બોલતાંમાં પુણ્યપ્રભાનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં.

અન્નપૂર્ણાએ જોયું કે, હિતમાં વિપરિત થયું. તેણે પુણ્યપ્રભાનું સાંત્વન કરતાં કહ્યું:–"માની વાત સંભાળતાં સંભાળતાં આમ રડી પડી ? ત્હારૂં હૃદય ઘણું પોચું છે ! તું કાંઇ હવે ન્હાની કીકી છે તે આમ રડયા કરે છે ? હં, પણ આ ત્હારા ઉશિકા પાસે કયી ચોપડી છે ?"

પુણ્યપ્રભાએ આંખોમાંનાં આંસુ સાફ કરી શરમાઈ જઇને કહ્યું:–"એ બાળપોથી છે !"

અન્નપૂર્ણાએ કહ્યું:–"હાં હાં સમજી ! ચંદ્રકાન્તભાઇએજ આ ચોપડી તને આપી છે, કેમ ? રાત્રે તને તેઓ બાળપોથી ભણાવતા હશે ?"

પુણ્યપ્રભાએ શરમના ભારથી નીચું જોઇને કહ્યું:–"ના ના–હું શા માટે રાત્રે ભણું ? હું ભણીશ નહિ. લ્યો તમેજ ભણજો."

આમ કહીને પુણ્યપ્રભાએ બાળપોથી અન્નપૂર્ણાના ખોળામાં ફેંકી. અન્નપૂર્ણાએ કહ્યું:–"કેમ, તું શા માટે નહિ ભણે?"

"બળ્યું ભણીને શું કરવું છે ? મ્હારે કયાં ચાકરી કરવા જવું છે ?"

"પરંતુ તું જાણે છે કે, ચંદ્રકાન્તભાઇ તને ભણાવી ગણાવી હોશિયાર કરવાની ઇચ્છા રાખે છે. મૂર્ખ સ્ત્રી તેમને પસંદ નથી. વળી તેઓ એમ કહે છે કે, ભણેલી ગણેલી સ્ત્રી નથી હોતી તો તે પતિના અંતરનો ભાવ સમજી શકતી નથી; પરંતુ તેઓ કેવી ઇચ્છા રાખે છે તે તું જાણે છે ? સ્ત્રીએ તેમને વારંવાર પ્રેમપત્રો લખવા જોઇએ. તેમાં એમ લખવું જોઇએ કે, "પ્રાણનાથ—પ્રાણેશ્વર ! હું તમારા વિયોગે રહી શકતી નથી—તમારા દર્શન સિવાય કોઇ પણ કાર્યમાં ચિત્ત લાગતું નથી. આજકાલના યુવક પતિઓ તેમની પત્ની તરફથી આવા વિરહવેદનાના પત્રો પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે !"

"બળ્યું, આવું ગાંડું લખતાં શરમ ન આવે ? તમે આવા પ્રેમપત્રો લખતાં હતાં કે ?"

"ના ના. હું તે શા માટે એવા નમાલા કાગળો લખું ? છતાં તેઓ જ્યારે મુંબાઈ ભણવા ગયા હતા ત્યારે મ્હને વારંવાર પત્ર લખવાનું કહેતા હતા અને સાત સાત દિવસને અંતરે તેઓ પણ મ્હને પત્ર લખતા હતા."

"વારૂ બ્હેન ! એ પત્રો જ્યારે અહિં આવતા ત્યારે તમને શરમ નહોતી આવતી ? જો મ્હને તેઓ મુંબાઈ જઇને આવા પત્રો લખશે તો હું તો શરમથી અડધીજ થઈ જઇશ ! હું એમને મ્હારા પર પત્ર લખવાની નાં કહી દઇશ. હું ભણીશ નહિ એટલે તેઓ

મ્હને ક્યાંથી પત્ર લખવાંના હતા ? મ્હને વાંચતાં આવડતું હશે તો લખશેને ? ! ”

“ પરંતુ આવી શરમ ક્યાં સુધી રહેશે ? હું પણ પહેલાં ત્હારી માફક ઘણી શરમાતી હતી. દિયરજી, નણંદ તેમજ દેરાણી મ્હારા પર તેમનો પત્ર આવતો ત્યારે મ્હારી ઘણી ઠઠ્ઠા મશ્કરી કરતાં હતાં; પરંતુ અંતે જો સાતમે દિવસે તેમનો પત્ર નહોતો આવતો તો મ્હારો જીવ બેચેન બની જતો હતો. ચાતક જેમ વૃષ્ટિની રાહ જોયા કરે તેમ હું તેમના પત્રની રાહ જોયા કરતી હતી. ”

આમ કહીને અન્નપૂર્ણાએ એક ગાઢ નિશ્વાસ મૂક્યો. તેના મનમાં એવો વિચાર આવ્યો કે, સાત દિવસને અંતરે જેનો પત્ર નહિ આવતાં અસ્થિર બની જવાતું હતું તેના વિયોગે હમણાં વર્ષોને વર્ષો વહી જાય છે અને વહી જશે.

અન્નપૂર્ણાના મુખને મ્લાન બની ગયેલું જોઇને પુણ્યપ્રભાનાં નેત્રોમાં પણ ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. અન્નપૂર્ણાએ બીજી વાત કાઢી.

“ અરે ન્હાની વહુ ! ત્હારો ભાઇ કેટલો મ્હોટો છે વારૂ ? ”

પુણ્યપ્રભાએ ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—“ ત્રણ વર્ષનો. તમારા આ કીકા કરતાં પણ ન્હાનો છે. બ્હેન ! રાત્રિ દિવસ તે મ્હને યાદ આવ્યા કરે છે. હું ઘેર હતી ત્યારે તે મ્હારી પાસેજ રહેતો હતો. મ્હારી સાથેજ જમતો હતો. મા એને મ્હારી સાથે અહિં લઇ આવવાને માટે કહેતી હતી. અરેરે ! મ્હને નહિ જોયાથી તે રાત્રિ દિવસ રડયા કરતો હશે ! ”

આટલું બોલતાં બોલતાંમાં પુણ્યપ્રભા રડી પડી. અન્નપૂર્ણાએ તેને સાંત્વન આપતાં કહ્યું:—“ બ્હેન ! એ માટે રડે છે કેમ ? જો આ મ્હારો કીકો ત્હારા તરફ ટગર ટગર જોઇ રહ્યો છે. ”

આમ કહેતાંની સાથેજ કીકો ઉર્ફે સત્યેન્દ્ર તેની કાકીના ખોળામાં

જઇ બેઠો. અન્નપૂર્ણાએ તેને પોતાના ખોળામાં લેવા હાથ લંબાવ્યા એટલે તેણે કહ્યું:–"ના ના—હું ત્હારી પાસે નહિ આવું. હું મ્હારી કાકીના ખોળામાંજ બેસી રહીશ !"

અન્નપૂર્ણાએ હસીને કહ્યુ:–"વાહરે ! ત્રણ દિવસમાં કાકીની સાથે આટલી બધી માયા થઈ ગઇ ! હું તો ત્હારી બા નથી કેમ ? કેવો નિમકહરામ છે !"

આ સમયે પુણ્યપ્રભાએ સત્યેન્દ્રના મુખ ઉપર ચુંબન કર્યું. અન્નપૂર્ણાએ હસીને કહ્યું:–"બ્હેન ! તને બાળકો ઘણાં ગમે છે ? મ્હારા કીકા જેવો તને એક કીકો થયેલો હું ક્યારે જોઇશ ?"

"બળ્યું, જો તમે આમ બોલશો તો હું તમારી પાસે બેસીશ નહિ !"

આમ કહી પુણ્યપ્રભાએ ફરીથી સત્યેન્દ્રના મુખ ઉપર ચુંબન કર્યું, તથા તેની આંખોમાંથી અશ્રુબિંદુઓ સરી પડવાની તૈયારીમાં હતાં એટલામાં તેના મ્હોં ઉપર સલજ્જ મધુર હાસ્યરેખા પ્રકાશી નીકળી. અમે જે શરતકાળના આકાશની વાત આગળ કહી છે તે આજ છે !

"અરે અન્નપૂર્ણા ! પુણ્યપ્રભા ! તમે અહિં આવો—રામાયણ વંચાય છે તે સાંભળો." આમ કહેતાં કહેતાં મ્હોટી મા ત્યાં આવી પહોંચ્યાં. હમ્મેશાં સાંજના વખતે મ્હોટી માની, રામાયણ મહાભારતના વાંચનની એક બેઠક થાય છે. ઘરનો એક બાળક કોઇ દિવસે રામાયણ તો કોઇ દિવસે મહાભારત વાંચે છે, તથા સઘળી સ્ત્રીઓ અને આડોસ પાડોસની પણ કેટલીક અબળાઓ આ બેઠક પ્રસંગે આવી હાજર થાય છે. મ્હોટી મા આ પુરાણાદિમાં એક વિશારદ (authority) તરીકે ગણાય છે. તેઓ કેટલીક વખતે કૃષ્ણકાન્ત અને ચંદ્રકાન્તને, અર્જુનને કેટલી સ્ત્રીઓ હતી ? ઉત્તરાના બાપનું નામ શું? જરાસંધને કેટલા છોકરા હતા? ભીષ્મને કેટલા ભાઈ

હતા ? વગેરે પ્રશ્નો પૂછી, તેમને હરાવવાનો પ્રયત્ન કરે છે; પરંતુ બંને ભાઇઓ હસતાં હસતાં આ સકળ પ્રશ્નોના યોગ્ય ઉત્તરો આપી તેમને આનંદિત કરે છે.

આવી રીતે ચંદ્રકાન્તે મે વેકેસનની રજાઓ પોતાને ઘેર રહીને પસાર કરી. જ્યેષ્ઠ માસ પૂરો થવાની તૈયારીમાં હતો. એ સમયના અરસામાં તેમની પરીક્ષાનું પરિણામ બ્હાર પડયું. ચંદ્રકાન્તે એફ. એ. ની પરીક્ષા પ્રથમ વર્ગમાં પાસ કરી પાચમો નંબર મેળવ્યો છે, તથા પચીસ રૂપિયાની સ્કૉલરશિપ મેળવી છે. આ સમયની પરીક્ષામાં નિપુણચંદ્ર પણ મેટ્રિકમાં પસાર થયો; કિન્તુ તેને સ્કૉલરશિપ મળી નહિ.

રજાઓ વીતી ગયા પછી મુંબાઈ જવાનો દિવસ નક્કી થયો. મુંબઇ જતા પ્હેલાં ચંદ્રકાન્ત અને કૃષ્ણકાન્ત વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ.

કૃષ્ણકાન્તઃ—ચંદ્રકાન્ત ! હવે તો તમારૂં બન્નેનું અભ્યાસ ખર્ચ નિભાવવું પડશે. હવે જો તમે છાત્રાશ્રમમાં રહેવા કરતાં કૉલેજમાંજ રહીને અભ્યાસ કરો તો મ્હારા ધારવા પ્રમાણે ઓછું ખર્ચ આવશે.

ચંદ્રકાન્તઃ—હા, મ્હારો પણ એમજ કરવાનો વિચાર છે.

કૃષ્ણકાન્તઃ—ત્યાં તમારૂં બન્નેનું માસિક ખર્ચ કેટલું આવશે ?

ચંદ્રકાન્તઃ—મ્હારી સ્કૉલરશિપ ઉપરાંત બાજા દશ રૂપિયાની જરૂર પડશે. પાંત્રીસ રૂપિયાંમાં અમે બન્ને જણ અમારૂં માસિક ખર્ચ કોઇ પણ રીતે ચલાવીશું.

કૃષ્ણકાન્તઃ—હું દર માસે પાંચ રૂપિયા મોકલી શકીશ. ઘરની સ્થિતિ કેવી છે એ તો તું સારી રીતે જાણે છે. થોડા સમય સુધી જમાઇને પણ દર માસે દશ રૂપિયા મોકલવાના છે. શ્રાદ્ધ પ્રસંગે જે દેવું થયું છે તેનું બ્યાજ પણ દર મહિને આપવું પડશે; નહિ તો હું તને માસિક દશ રૂપિયા મોકલ્યા કરત.

ચંદ્રકાન્તે પ્રફુલ્લ વદને કહ્યું:–" ભાઈ! તમે અમારી ચિંતા રાખશો નહિ. તમે ઘરનું ખરચ કોઇ પણ રીતે શાન્તિથી ચલાવ્યા કરો. હું મુંબાઇમાં એક ટયુશન શોધી કાઢી અમારા બન્નેના ખર્ચનો નિભાવ થઇ શકે એવી વ્યવસ્થા કરીશ. જુનિયરમાં મ્હને ઘણો અવકાશ છે, પછીથી વળી જોઈ લેવાશે."

કૃષ્ણકાન્તે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–" ત્યાં તો ઘણાય બી. એ. પાસ થયેલાઓને ટયુશનો મળતાં નથી તો તું કેવી રીતે દશ રૂપિયાનું ટયુશન મેળવી શકીશ ?"

ચંદ્રકાન્ત:–એ માટે તમે તદન નિશ્ચિંત્ત રહો. મુંબાઇમાં ઘણા માણસોની સાથે મ્હારો પરિચય છે તેથી ટયુશન મેળવવામાં મુશ્કેલી નડશે નહિ. વખતે કોઇને ત્યાં રહેવાનું થશે તો તેમ પણ કરીશ, અને નિપુણને લૉજમાં રાખીશ. માત્ર પરીક્ષાના સમયમાં જ્યારે હું ટયુશન છોડી દઉં ત્યારે થોડી રકમની જરૂર પડશે.

કૃષ્ણકાન્ત:–ઠીક છે, પ્રયત્ન કરી જોજો. ટયુશન કદાચ ન મળે તો પણ કશી અડચણ વેઠશો નહિ. કોઈ પણ પ્રકારે તમને ભણાવવા તો છેજ.

બીજે દિવસે ચંદ્રકાન્ત અને નિપુણચંદ્ર મુંબાઈ ચાલ્યા ગયા.



## પ્રકરણ ૯. મું.



### મુંબાઈ નગરીના સુધરેલા શેઠ!

મુંબાઇમાં ગીરગામ બૅકરોડ ઉપર એક વિશાળ ચાર મજલાનો બંગલો આવેલો છે. આ બંગલાની નીચે પ્રવેશદ્વાર ઉપર "White-Villa" લખેલું જોવામાં આવે છે. આ બંગલાના માલિકનું નામ મિ૦ જીવંરામ ગોકળદાસ રાજા છે. જો અમારાં વચનો ઉપર વિશ્વાસ ન હોય

તો પ્રવેશદ્વાર ઉપર બંગલાના નામ "વ્હાઈટ વિલા"નું જે બોર્ડ છે તેની પાસેનુંજ બોર્ડ વાંચી જુઓ એટલે આ નામ ખરૂં છે એવી ખાત્રી થશે. બંગલામાં જવાનો માત્ર એકજ માર્ગ છે. બાકી ચારે તરફ ઉંચી દિવાલથી બંગલો ઘેરાયલો છે. બ્હારના જગત્ સાથે આ ગૃહસ્થનો જાણે કે કશો સંબંધ નથી. એ આત્મતૃપ્ત, આત્મપુષ્ટ અને આત્મસર્વસ્વ છે; તેથીજ આ ઉંચો બંગલો જાણે કે અભિમાનથી બ્હારના લોકોને કહે છે કે " હટ જાઓ. " સાધારણ માણસ મ્હોટા માણસ પાસે જાય છે તો પણ તેને " હટ જાઓ. " શબ્દો સાંભળવા પડે છે.

આ બંગલાના પ્રવેશદ્વાર આગળ એક હૃષ્ટપુષ્ટ ભૈયો સુધરેલા પોષાકમાં—કોટ-પેન્ટમાં સજ્જ થઈ એક સ્ટુલ ઉપર " હટ જાઓ. " શબ્દોનો ઉપયોગ કરવાને બેઠો છે. જો તે સત્યુગમાં આ પ્રમાણે બેઠો હોત તો અમે તેને ભૈયો નહિ કહેતાં દ્વારપાળ કહેત. જો આ ભૈયાની આંખોમાં ધૂળ નાંખી અંદર પ્રવેશ કરવાનું તમારા સુભાગ્યે બની આવે તો તમારી નજરે એક મ્હોટો બગીચો પડે. એ બગીચામાં વિવિધ પ્રકારની ગંધશૂન્ય વિલાયતી પુષ્પલતાઓજ તમે જોઈ શકો. આમ છતાં કોઇ કોઈ ઠેકાણે ગુલાબ, ચંપો, ચમેલી અને મોગરાના છોડ પણ જોવામાં આવે ખરા. બગીચાના મધ્ય ભાગમાં આવેલા ફુવારામાંથી રાત્રિ દિવસ જળ ઉડયા કરે છે. બગીચાની આસપાસ કેટલીક નકસી કાર્ય કરેલી લોઢાની બેન્ચો તેમજ બીજાં કેટલાંક વિશ્રામને માટે ઉપયોગી થઇ પડે એવાં આસનો ગોઠવેલાં જણાય છે. બંગલાની સાથેનાં પગથીઆં ઉપર કેટલાંક પુષ્પલતાઓનાં કુંડાં સુવ્યવસ્થિત રીતે ગોઠવી રાખવામાં આવ્યાં છે. બંગલામાંના દાદરો બ્લાકવુડના બનેલા હોઈ તેને એવું પૉલીશ કરવામાં આવ્યું છે કે, તેના ઉપર ચઢતાં પગ ખસી જવાનો ભય રહે છે; પરંતુ દાદરની બન્ને બાજુઓની કેટલીક જગ્યા બાદ કરી વચ્ચે ઠેઠ

સુધી મખમલ જડી લેવામાં આવેલું છે. એ મખમલના ગાલીચા ઉપર થઇને દાદર ચઢતાં પગનો અવાજ સુદ્ધાં થઇ શકે તેમ નથી. દાદર ચઢતાંની સાથેજ એક વિશાળ હૉલ નજરે પડે છે. આ હૉલના પ્રવેશદ્વાર ઉપર કમાનવાળો ફૅન્સી કપડાનો પડદો ઝૂલી રહ્યો છે. આ હૉલમાં પ્રવેશ કરતાંજ નેત્રો ચમકી ઉઠે તેમ છે. મૃત્યુલોકમાંથી જાણે કે ઇંદ્રની અમરાવતીમાં આવ્યા હોઇએ એવી સહજ કલ્પના ઉપજે છે. આવા અનુપમ ઐશ્વર્યનું વર્ણન કરવા જેવા શબ્દો અમને જડી આવે તેમ નથી.

આ વિશાળ હૉલનાં બારી બારણા ઉપર વિવિધ પ્રકારના ફૅન્સી રંગીન કાપડના કમાનવાળા પડદા ઝૂલી રહ્યા છે. ચોતરફની દિવાલો ઉપર અનેક વિલાયતી તેમજ દેશી ચિત્રો ટાંગેલાં જોવામાં આવે છે. એ ચિત્રો ઉપર અનેક સ્થળે અનેક, સોનાનો ગિલેટ કરેલી ફ્રેમથી મઢેલા કિમતી આયનાઓ ટાંગેલા જોવામાં આવે છે—એ આયના-ઓમાંના કેટલાક આયનાઓમાં પણ સોનાની ગિલેટ કરેલી ફ્રેમથા જડેલાં કેટલાંક મૂલ્યવાન્ વિલાયતી તૈલચિત્ર નજરે પડે છે. એ ચિત્રોમાં કોઇ ઇશુખ્રિસ્તનું ચિત્ર છે, કોઇ નાંગી સુંદરીનું ચિત્ર છે તો કોઇ પ્રકૃતિનો દેખાવ છે. ઘરના ચાર ખુણામાં ચાર ઝાડ ગોઠવેલાં છે. નીચેની જમીન ઉપર મખમલ જડી લીધું છે. ચાર ખુણામાં જે ચાર ઝાડ ગોઠવેલાં છે તેની ડાળીઓ ચાંદીની બનાવેલી છે, હૉલના મધ્ય ભાગમાં આરસપહાણના પત્થરનું બનેલું એક ગોળ ટેબલ પડી રહેલું છે. તેની ચારે તરફ શુભ્ર કોમળ વસ્ત્રમંડિત ખુરસીઓ, આરામખુર-સીઓ અને સ્પ્રિંગવાળી ખુરસીઓ બરાબર ગોઠવી રાખેલી છે. હૉલની એક બાજુએ ચાર મ્હોટાં ફૅન્સી કબાટ છે. તેનાં કાચનાં બારણાંઓ-માંથી મોરોક્કો લેધરથી બાંધેલાં અનેક પુસ્તકો તેમાં ગોઠવેલાં નજરે પડે છે. બીજી બાજુએ બીજાં બે કબાટોમાં વિવિધ પ્રકારનાં સુંદર તેમજ મૂલ્યવાન્ વિલાયતી વસ્ત્રો જોવામાં આવે છે. કહેવાનું તાત્પર્ય

એ છે કે, અજસ્ર અર્થ, ઇચ્છાનુસાર રૂચિ અને સુસભ્ય પાશ્ચાત્ય ઉપકરણોદ્વારા હૉલને બની શકે એટલો સુરમ્ય કરવામાં આવ્યો છે.

આ હૉલની પાસેજ બીજો એક ન્હાનો હૉલ છે. તેનો ભપકો પણ આ હૉલના જેવોજ છે. સાધારણતઃ મિ૰ જીવરાજ રાજા આ ન્હાના હૉલમાંજ બેસે છે અને આવનાર માણસોની સાથે મુલાકાત કરે છે.

જીવરાજ શેઠના પિતા મુંબાઇના અગ્રગણ્ય શ્રીમંતોમાંના એક હતા. તેમણે જીવરાજને મુંબાઇની એલફિન્સ્ટન કૉલેજમાં શિક્ષણ આપ્યું હતું. પિતાના પરલોકવાસ પછી જીવરાજે શિક્ષણ છોડી દીધું છે. કેટલીક વખતે પ્રકૃતિ બગડતાં જીવરાજ મુંબાઇનો ત્યાગ કરી થોડા દિવસ બ્હારગામ જાય છે; પરંતુ બ્હારગામ તેને ગમતું નથી; કેમકે બ્હારગામ વિજળીનો પ્રકાશ હોતો નથી, વિકટોરિયા ગાર્ડન કે તાજમહાલ હૉટલ હોતી નથી.

જીવરાજનું મૂળ ગામ કચ્છ દેશમાં આવેલા એક સાધારણ ગણાતા શહેરમાં છે; પરંતુ ત્યાં સુદ્ધાં જવાને તેઓ નારાજ છે. મુંબાઈના મિત્રમંડળમાં રહીનેજ તેઓ વિશેષ સુખનો અનુભવ લઇ શકે છે. જો કે પોતાના ગામમાં તેમની એક પેઢી છે; પરંતુ તેનો વહિવટ મુનીમો કર્યા કરે છે. જીવરાજને એમ લાગે છે કે, "દેશમાં જવાથી શું છે? સમગ્ર ભારતવર્ષજ માતૃભૂમિ છે—શું મ્હારો સ્વજાતિ પ્રેમ એક ન્હાના ગામડામાં આબદ્ધ થઇ રહે એ ઉચિત છે? સમસ્ત ભારતના સંક્ષિપ્તસાર (Epitome) મુંબાઈમાં મ્હારા એ પ્રેમનો જેટલો વિકાસ છે તેટલો મ્હારા ગામમાં ક્યાં છે?"

એક દિવસ શ્રીયુત જીવરાજ આષાઢ માસના પ્રભાતકાળે તેમના ન્હાના દીવાનખાનામાં બેસી ચ્હા પીતા પીતા "Bombay Times." (ટાઇમ્સ) વાંચે છે. લગભગ સાત વાગ્યા છે. પ્રાતઃસૂર્યના સુવર્ણ-પ્રકાશથી તેમના ઉદ્યાનની પુષ્પલતાઓએ ઉજ્વળતા ધારણ કરી છે.

બારીઓના રંગબેરંગી કાચોમાંથી સુવર્ણ કિરણોએ બેઠકખાનામાં પ્રવેશ કરી, બેઠકખાનામાંના ગાલીચાને રંગબેરંગી બનાવી દીધો છે. મકાનમાં તદ્દન શાન્તિ જણાય છે—એકાએક પ્રવેશ કરતાં એમજ લાગે કે, અહિં બ્હેરા તેમજ મૂંગા વિદ્યાર્થીઓજ રહે છે ! સુસભ્ય યા તો સુધરેલાં સ્થળોએ અનેક કાર્યો શાન્તિથીજ થયે જાય છે—ત્યાં બૂમાબૂમ કરવી પડતી નથી.

જીવરાજ ટાઇમ્સ વાંચે છે ત્યાં સુધી આપણે તેમની મુખમુદ્રા લક્ષ્ય પૂર્વક જોઈ લઇએ ! એક સમયે તેમના શરીરનો રંગ ઘણો કાળો હતો. તે એવો તો કાળો હતો કે જ્યારે તેઓ હૅટ ( સાહેબટોપી ) પહેરીને સ્ટેશન ઉપર જતા ત્યારે ડ્રાઇવર અને ગાર્ડ પણ, તેમને દક્ષિણ આફ્રિકાની આમદાની ધારી, તેમની સાથે હસ્તધુનન ( Shakehand ) કરતાં સંકોચાતા; પરંતુ પુષ્કળ સાબુ ચોળાયાથી એ કાળો રંગ હવે એટલો ઉન્નત થઈ શક્યો છે કે, હવે ડ્રાઇવરો અને ગાર્ડો તેમને હાફકાસ્ટ ધારે છે ! પહેલાં જીવરાજના માથા ઉપર ઘણા વાળ હતા; પરંતુ વિલાયતી ફેશન પ્રમાણે કાપતાં કાપતાં અને યંત્ર ઘસતાં ઘસતાં મસ્તક ઉપર હવે કેશ રહ્યા નથી. આથી નુકશાન થયું નથી; પણ ઉલટું સારૂંજ થયું છે. આજકાલ માથામાં ટાલ પડેલી હોય છે તો તે વિદ્વતાનું ચિહ્ન ગણાય છે. હમણાંના સુધરેલા માણસો તો ધીમે ધીમે દાઢી મુછોને પણ દેશવટો આપવા તૈયાર થયા છે ! તેથી પ્રવીણ અને વિજ્ઞ તરીકે જન સમાજમાં પરિચિત થવાની આશાથી અનેક છોકરાઓ પણ આજકાલ મુખમંડળને કેશશૂન્ય બનાવે છે. જીવરાજના સમયમાં આ ફેશન ચાલુ થઈ નહોતી. તેથી તેમણે પોતાની દાઢી મુછો French cut ( ફ્રેંચ કટ ) પ્રમાણે કતરાવી છે. તેમની ઉમ્મર લગભગ પીસ્તાળીસ વર્ષની હશે. તેમની દાઢી મુછોનો જમણો ભાગ ધીમે ધીમે સાદો થતો જોઇને તેમના મિત્રો મશ્કરી કરતાં કહે છે કે " The sun travels from

east to west." ( સૂર્ય પૂર્વ દિશામાંથી પશ્ચિમ દિશામાં ભ્રમણ કરે છે. ) તેમનાં નેત્રો સહજ ઉંડાં ઉતરી ગયેલાં છે. મ્હોં શીર્ણ છે. કપાળમાં ત્રણ રેખાઓ પડેલી છે. તેઓ ઘણી ખરી વાતચિત અંગ્રેજીમાંજ કરે છે. જો કોઇ ઇંગ્રેજીથી અજ્ઞાન્ શ્રોતા મુલાકાત માટે આવી ચઢે છે તો પ્રથમ ઇંગ્રેજી બોલી તેનો તરજુમો કરે છે, તથા શ્રોતા પોતાના બોલવાનો અર્થ સમજી શકે છે કે કેમ તે જાણવાના હેતુથી તેઓ ટગર ટગર શ્રોતાના મ્હોં તરફ જોઇ રહે છે. ઘરમાં તેઓ ઇજાર અને શર્ટ પહેરી રાખે છે. પગમાં ખ્રિસ્તિયન સ્લિપર પહેરે છે.

જીવરાજ ચ્હા પીતા પીતા 'ટાઇમ્સ' વાંચે છે. આ સમયે અમૃતલાલ આવી પહોંચ્યા. અમૃતલાલ એક ઇંગ્રેજી ફર્મમાં હેડક્લાર્કનું કામ કરે છે. માણસ ઘણો વિદ્વાન્ છે. જીવરાજ શેઠ સાથે તેનો સારો સ્નેહસંબંધ છે. પ્રભાતકાળે ફરવા નીકળતાં તે જીવરાજ શેઠને ત્યાંજ આવીને હમ્મેશાં બેસે છે. અમૃતલાલે આવીને કહ્યું:—"કેમ આજે પેપરમાં કાંઇ નવીન છે કે ? કેટલી ગરમી પડી છે કહો જોઇએ ?"

આમ કહી અમૃતલાલ એક ખુરશી ઉપર બેઠો.

જીવરાજ:—Oh, it is greatly tremendous hot. ( ભયંકર—અસહ્ય ગરમી પડે છે ). અરે રામા ! ચ્હા લઇ આવ— No news in particular. ( વિશેષ કાંઇ નવીન ખબર નથી. )

આમ કહી તેમણે એક ચિરૂટ સળગાવી. રામો એક પ્યાલો ચ્હા મૂકી ગયો. અમૃતલાલે ચ્હા પીતાં પીતાં કહ્યું:—"અસહ્ય ગરમીને લીધે રાત્રે હું બિલકુલ ઉંઘી શકયો નથી. તમારી સ્થિતિ કેવી હતી ?"

આ સમયે એક નોકરે આવી ખબર આપી કે:—"શેઠજી ! બે યુવકો આપની સાથે મુલાકાત કરવા આવ્યા છે."

"આવવા દ્યો—I had not a wink of sleep till one o'clock. (રાત્રે એક વાગ્યા સુધી હું આંખ મીંચી શક્યો નહોતો.) પછીથી પણ sound sleep (ગાઢ નિદ્રા) આવી નહોતી."

આ સમયે એક નોકરની સાથે બે યુવકો જીવરાજ શેઠ પાસે આવી પહોંચ્યા. તેઓ આશ્ચર્યવત્ સ્થિતિમાં બૂટ ઉતારી જીવરાજ શેઠ પાસે ગયા. જીવરાજ શેઠે તેમને જોઇને કહ્યું:—"Good morning (નમસ્કાર)—sit down (બેસો.)—What do you want? (આપને શું જોઇએ છીએ?)—"

બન્ને યુવકો એક બેંચ ઉપર બેઠા, તથા તેઓમાંના એકે કહ્યું:— "આપે એક Private tutor (ખાનગી શિક્ષક) ને માટે advertisement (જાહિરખબર) આપી છે. હું તેનો એક candidate (ઉમ્મીદવાર) છું."

આ બન્ને યુવકો આપણા પૂર્વ પરિચિત નિપૂણ અને ચંદ્રકાન્ત છે.

પોતાના ગળામાં ઝુલતાં સોનાનાં ચશ્માં નાક પર બેસાડી જીવરાજે ચંદ્રકાન્તનું બરાબર નિરીક્ષણ કરીને કહ્યું:—"તમે શું ભણો છો?"

ચંદ્રકાન્ત:—આ પરીક્ષામાં મ્હેં First Art (એફ. એ.)ની પરીક્ષા પસાર કરી University (પાઠશાળા—સમાજ) માં fifth (પાંચમો) નંબર મેળવ્યો છે.

"હેં? That's alright (એ અતિ ઉત્તમ છે) ત્યારે પછી તમે નોકરી મેળવવાને શા માટે ઇચ્છો છો?"

"તેનું બીજું કારણ છે? મ્હારા એક ન્હાના ભાઇના અભ્યાસની સગવડતાને માટે."

ચંદ્રકાન્તનો આ ઉત્તર સાંભળી અમૃતલાલ તેના તરફ લક્ષ્યપૂર્વક જોવા લાગ્યો. ઘણા સમય પછી તેણે કહ્યું:—"તમે ક્યાં રહો છો?

મ્હેં તમને પહેલાં કોઈ સ્થળે જોયા હોય એમ લાગે છે."

ચંદ્રકાન્તઃ—ચોપાટી ઉપર આવેલા બ્હારગામના રહેતા વિદ્યાર્થીઓના નિવાસગૃહમાં હું રહું છું.

અમૃતલાલઃ—ત્યારે તો આપણે સાથેજ રહીએ છીએ તેથી મ્હેં તમને રસ્તે જતાં આવતાં કદાચ જોયા હશે.

જીવરાજઃ—મ્હારાં બે બચ્ચાંને હમ્મેશાં ત્રણ કલાક ભણાવવાનાં છે. સ્હવારે બે કલાક અને સાંજે એક કલાક. મહિને તમને દશ રૂપિયા મળશે. આ time ( સમય ) તમને suit ( સગવડ કર્તા ) થશે કે કેમ ? just think over it ( વિચાર કરી જુઓ. )—

ચંદ્રકાન્તઃ—ત્રણ કલાક સાથે ભણાવું તો નહિ ચાલે ?

જીવરાજઃ—કિન્તુ તમે કેવી રીતે ભણાવી શકો છો તે હું જોવાને મ્હાઉં છું—Don't be in a hurry—I'll take you to my boys just in 15 minutes ( ઉતાવળ કરશો નહિ. હું પંદર મિનિટમાંજ મ્હારા છોકરાઓ પાસે તમને લઈ જઈશ. )

ચંદ્રકાન્તઃ—પરંતુ હું એક વખત આવીશ તેથી ચાલશે કે કેમ તે પ્રથમ કહો. બે વખત મ્હારાથી આવી શકાશે નહિ.

જીવરાજઃ—But why are you so impatient ? ( પરંતુ તમે આટલા અધીરા કેમ થાઓ છો ? ) તમે જુઓ, આ સંસારમાં absolute finality ( અપરિવર્તનીય શેષકથા ) કાંઈ નથી, political finality ( રાજનૈતિક શેષકથા ) કહો, commercial finality ( વ્યાપારવિષયક શેષકથા ) કહો, legal finality ( કાયદા સંબંધીની શેષકથા ) કહો, વિશેષતઃ business matters ( ઉદ્યમકર્મ સંબંધી. ) કાંઈ નિર્ણય કરી શકાતો નથી.

અમૃતલાલે જોયું કે, જીવરાજ શેઠની વાતચિત ધીમે ધીમે ઉંચી ચઢવા લાગી છે તેથી તેને અટકાવવાના હેતુથી તેણે કહ્યું:—

"વારૂ, હંસરાજની કાંઈ ખબર મળી છે કે ?"

જીવરાજે અમૃતલાલ તરફ મ્હોં ફેરવીને કહ્યું:—"શી ખબર ? Involvéd in another disgraceful muddle—a breach of promise case ! You see it is quite unsafe to send out our youngmen to England without having somebody to look after them closely. He is a regular scape-grace !" (એક શરમ ઉપજાવે એવા ખટપટમાં અર્થાત્ એક વિવાહના વચનભંગના કેસમાં તે સપડાયો છે. તમે જાણો છો કે, આપણા યુવકોને, વિશેષ રૂપે સંભાળનાર માણસ ન હોય તો વિલાયત મોકલવા કેટલા સંકટજનક છે. એ ઘણોજ છકેલ છે.)

આ સમયે પુનઃ ઉપરોક્ત નોકરે આવી, સલામ કરીને કહ્યું:— "શેઠજી ! આપકા દેશસે એક બ્રાહ્મણ આયા હય—મુલાકાત કરને મહાતા હય."

જીવરાજ:—આનેદો—હંસરાજ ભણવામાં કાંઈ જાય તેવા નહોતો. બૅરિસ્ટરી પાસ કરી શકે તેમ છે—But now I am greatly tired of him and also I am quite ashamed to own him as my brother. (પરંતુ હું હવે તેનાથી થાકી ગયો છું અને તેને મારા ભાઈ તરીકે સ્વીકારતાં હું શરમાઉં છું.)

આટલું બોલી રહ્યા પછી જીવરાજની દૃષ્ટિ હૉલના પ્રવેશદ્વાર તરફ ગઈ. તે સાથેજ તેમના મુખ ઉપરના હાવભાવ ફેરવાઇ ગયા.

એક મેલું ધોતીઉં પહેરેલો, શરીર પર અંગરખું પહેરેલો, કાળા હબસીના જેવો જણાતો વૃદ્ધ બ્રાહ્મણ, હાથમાં એક જૂનું પાકીટ ઉંચકીને નોકર સાથે જીવરાજ શેઠના હૉલમાં આવી પહોંચ્યો. તેના શરીરનો રંગ કાળો હોવા છતાં તેની ઉન્નત નાસિકા, વિસ્તૃત લલાટ,

તેજોવ્યંજક ચક્ષુ, લાંબી શિખા વગેરે જોતાં તે બ્રાહ્મણ સિવાય બીજી કોઇ જાતિનો છે એવી ભૂલ થવાનો સંભવ નથી.

બ્રાહ્મણે પ્રવેશ કરતાંની સાથેજ કહ્યું:–"શેઠજી ! હું આપના દેશનો બ્રાહ્મણ આપને આશીર્વાદ આપું છું. મ્હારૂં નામ રામશંકર શાસ્ત્રી છે. આપના સ્વર્ગીય પિતા મ્હને ઘણી સારી રીતે પિછાનતા હતા. આપને ત્યાં મ્હને તેમણે કેટલીક વખત નિમંત્રણ સુદ્ધાં કર્યું હતું."

આમ કહીને શાસ્ત્રી મહાશય એક ખુરસી ઉપર ધીમેથી બેઠા: પરંતુ કેવું કમનશીબ ! તેઓ બેઠા કે તરતજ સ્પ્રિંગવાળી એ ખુરસી નીચી ઉતરવા લાગી. શાસ્ત્રી મહાશય ભયના માર્યા ચમકી ઉઠી ઉભા થઈ ગયા અને નીચે ગાલીચા ઉપર બેઠા. તેમને એમ લાગ્યું કે, નાગરાજ વાસુકી પૃથિવી નીચેથી પોતાની ફણામંડળ પાછી ખેંચી લેતા હોવાથી પૃથિવી રસાતળમાં પહોંચવાની તૈયારી કરે છે !

મહારાજની આવી શોચનીય સ્થિતિ થયેલી જોઇ જીવરાજ શેઠ પોતાના મન સાથે હસ્યા અને તેમણે કહ્યું:–"આપને શું જોઇએ છીએ ?"

"પ્રથમ મ્હને ચલમ ભરવા માટે થોડી તમાકું મંગાવી આપો. અરે કોણ છે. બ્હાર ? થોડી તમાકુ લાવ જોઇએ, ભાઈ !"

આમ કહી શાસ્ત્રી મહાશય પોતાના પાકીટમાંથી ચલમ બ્હાર કાઢવા લાગ્યા. જીવરાજે કહ્યું:–"અહિં તમને તમાકુ મળી શકે તેમ નથી. જો ચિરૂટ પીવી હોય તો આપું ?"

શાસ્ત્રી મહાશયે હસીને કહ્યું:–"ના શેઠજી ! આવી વૃદ્ધાવસ્થામાં ચિરૂટ પી દેહને અપવિત્ર કરવાની ઇચ્છા નથી. કેવું આશ્ચર્ય ?! આપને ત્યાંથી માત્ર તમાકુ પણ મળી શકે તેમ નથી ? ત્યારે મ્હારા જેવા કોઇ ગૃહસ્થ માણસ આવે છે તો આપ શું કરો છો ?"

આમ કહીને વૃદ્ધ શાસ્ત્રીએ ગાઢ નિશ્વાસ મૂક્યો. પછીથી આળસ ખાઇને તેમણે કહ્યું:—"રાત્રે ગાડીમાં ઘણી ગિર્દી થઈ હતી; તેથી બિલકુલ નિદ્રા આવી નહોતી."

જીવરાજ શેઠે જોયું કે, આ શાસ્ત્રી મહારાજ તો ધામો નાખીને બેઠા. તેમનો મૂલ્યવાન્ સમય નકામો ચાલ્યો જાય છે, તેમણે અધીર બની જઇને કહ્યું:—"આપને અહિં શું કામ છે. તે જલદી કહો. મ્હને ફુરસદ નથી. હું હમણાં ઘણા કામમાં છું."

"આટલી ઉતાવળ શા માટે કરો છો, શેઠજી? મ્હેં એવો વિચાર કર્યો હતો કે, સ્નાન સંધ્યા તેમજ ભોજન કરી, સ્વસ્થ થઈ સઘળી વાતચિત શાન્તિથી આપની સાથે કરીશ; પરંતુ આપ કહો છો ત્યારે હું મ્હારી હકીકત કહું છું તે કૃપા કરી સાંભળો."

"જેમ બને તેમ ટૂંકમાં તમારે જે કહેવું હોય તે કહો."



## પ્રકરણ ૧૦ મું.



### શેઠજીની શઠતા.

શાસ્ત્રી મહારાજે કમર પરથી એક છીંકણીની ડબ્બી બ્હાર કાઢી તેમાંથી ચપટી સુંધ્યા પછી કહ્યું:—"શેઠજી! હું એક દરિદ્ર બ્રાહ્મણ છું. ઘેર પણ થોડી ઘણી જંજાળ છે. મ્હારી પાસે, મ્હારા આશ્રમમાં પાંચ વિદ્યાર્થીઓ રહે છે. હું તેમને ન્યાયશાસ્ત્ર ભણાવું-છું. મ્હને કોઇ કોઈ સમયે બ્રહ્મભોજનમાં નિમંત્રણ પણ થાય છે. આમ છતાં દિલગિરીની વાત એ છે કે, આ નવા જમાનામાં મ્હારા શિષ્ય તેમજ યજમાનો ઇંગ્રેજી ભણીને ક્રિયાકાંડ શૂન્ય બન્યા છે. કોઈ નાસ્તિક છે, કોઈ ક્રિશ્ચિયન છે તો કોઈ સમાજીસ્ટ છે. હવે મ્હારો કોઈ ભાવ સુદ્ધાં પૂછતું નથી. જે જે ઠેકાણે મ્હારે ક્રિયાકર્મ

કરવા જવું પડે છે તે તે ઠેકાણુંઓની વાર્ષિક આવક નહિ જેવી અર્થાત્ સામાન્ય છે. એ આવકમાંથી હું મ્હારા પોતાના કુટુંબનું અને શિષ્યવર્ગનું ખર્ચ મહા મુશિબતે ચલાવતો આવું છું. ગયે વર્ષે મ્હેં મ્હારા પુત્રને ઉપવિત પહેરાવી છે. તે સમયથી હું દેવાદાર થયો છું; પરંતુ મ્હારા કમભાગ્યની બીજી શી હકીકત કહું ? ગયા ફાગણ માસમાં અગ્નિદેવની અવકૃપા થવાથી મ્હારૂં સર્વસ્વ બળીને ભસ્મ થઈ ગયું છે. હવે શિષ્યવર્ગને માટે કોઇ પણ રીતે એક સાધારણ મકાન બંધાવવા જેટલી રકમ એકઠી કરવાને હું દેશમાંથી આ તરફ આવ્યો છું. મુંબાઈમાં હું કોઇને ઓળખતો નથી. આપના નામની ખ્યાતિ જગપ્રસિદ્ધ છે. આપના સ્વર્ગસ્થ પિતા ઘણાજ પરોપકારી પુરૂષ હતા. કાળિદાસે મેઘદૂતમાં લખ્યું છે કેઃ—

"याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा।"

આ વાક્યનો અર્થ આપ અવશ્ય જાણતાજ હશો. ગુણવાન્ વ્યક્તિ પાસે ભિક્ષા માગવા જતાં કદિ મનોરથ વિફળ થાય તે પણ ઠીક છે; કિન્તુ નીચ લોક પાસે તો જવું જોઇએજ નહિ. આપ ઉચ્ચકુળમાં ઉત્પન્ન થયેલા કર્ણ સમાન દાનેશ્વરી પિતાના ગુણવાન્ તેમજ સુશિક્ષિત પુત્ર છો, તેથીજ હું આપની પાસે આવ્યો છું. આપના આ બંગલામાં થોડા દિવસ રહી, આપના પરિચયથી આ મુંબાઈ શહેરમાંથી થોડા પૈસા મેળવવાનો પ્રયત્ન કરીશ. મ્હને ખાત્રી છે કે, આપ પણ મ્હને યથોચિત સહાયતા કરશો. શેઠજી ! નોકરદ્વારા બજારમાંથી થોડી તમાકુ મંગાવી આપો. ચલમ તો મ્હારી પાસે છે."

આમ કહીને શાસ્ત્રી મહારાજે પુનઃ છીંકણીનો એકદમ નાકમાં ખેંચ્યો. છીંકણીદ્વારા તમાકુની પિપાસા મટે છે કે કેમ તે કહી શકતા નથી. ગ્રંથકાર એ રસથી અજ્ઞાત છે.

શાસ્ત્રી મહારાજની આ વિસ્તૃત વકતૃતા સાંભળતાં સાંભળતાં જીવરાજ શેઠ અધીર બની ગયા. તેમણે મહા કષ્ટે આત્મસંયમ કરીને કહ્યું:—" શાસ્ત્રીજી ! You have counted without the host. અર્થાત્ તમે અસલ વ્યક્તિની ગણના કરી નથી. "

શાસ્ત્રી:—આમ કેમ બોલો છો ? ત્યારે શું હું ભૂલથી અન્ય વ્યક્તિની પાસે આવ્યો છું ? શું આપનું નામ જીવરાજ ગોકળદાસ રાજા નથી ?

જીવરાજે વિરક્ત ભાવ દર્શાવતાં કહ્યું:—" હા, તમે કહો છે તેજ મ્હારૂં નામ છે; પરંતુ હું તમને સ્પષ્ટ કહી દઉં છું કે, તમે જે વિચારથી અત્રે આવ્યા છો તે વિચાર ફળિભૂત થશે નહિ. "

આમ કહીને જીવરાજ શેઠે બીજી એક ચીરૂટ સળગાવી. તેમનો ઉત્તર સાંભળી શાસ્ત્રી મહાશય નિરાશ થઈ ગયા. તેમણે મલિન મુખે કહ્યું:—" કેમ શેઠ ! આમ કેમ કહો છો ? "

જીવરાજે ચીરૂટનો ધુમાડો કાઢીને કહ્યું:—" હું આપની સાથે હવે વિશેષ વાતચિત કરી શકીશ નહિ. My time is most valuable—મ્હારો સમય ઘણો મૂલ્યવાન છે—આપની રહેવાની વ્યવસ્થા અહિં થઈ શકશે નહિ. "

શાસ્ત્રી મહારાજ પણ કાંઈ જાય તેમ નહોતા. તેમણે પુનઃ કહ્યું:—" હું આપનું કહેવું સમજી શકતો નથી. શું આ વિશાળ બંગલામાં મ્હારા જેવા એક સામાન્ય માણસને, રહેવાની વ્યવસ્થા નહિ થઇ શકે ? ત્યારે અતિથિ અભ્યાગતો આવે છે તો તેમને આપ કયાં સ્થાન આપો છો ? "

" Go to Hell. ( જહન્નંમમાં જાઓ ) અતિથિ અભ્યાગતો ! આ કાંઇ ગામડું નથી—આ તો મુંબાઈ શહેર છે ? અહિં અતિથિ અભ્યાગતો કેવા ? અહિં અમે જેમને Guest ( ગેસ્ટ ) કહીએ છીએ

તેઓ Vagabond ( રખડેલ ) ની માફક ખબર આપ્યા સિવાય આવતા નથી. તમે જે ઉદ્દેશથી અત્રે આવ્યા છે તે ઉદ્દેશ તરફ મ્હારો બિલકુલ sentiment અર્થાત્ અભિપ્રાય નથી. હું Indiscriminate charity અર્થાત્ વિચાર કર્યા વગર દાન આપવાની બાબતને તિરસ્કારૂં છું."

"ત્યારે આપ મ્હારી સાથે વિચાર કિંવા ચર્ચા કરવાની ઈચ્છા રાખો છો ? ભલે, હું તે માટે તૈયાર છું. કયી બાબતની ચર્ચા કરીશું ? વ્યાકરણ, સાહિત્ય, અલંકાર, સ્મૃતિ, ન્યાય—કોઈ પણ વિષય સંબંધી આપને જે પૂછવું હોય તે બેલાશક પૂછો. ન્યાયના મત અનુસાર પદાર્થ સોળ પ્રકારના છે, જેમકે 'પ્રમાણ—પ્રમેય—સંશય—'

આ સમયે જીવરાજ શેઠના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે કહ્યું:—"Down went your ( ચુલ્હામાં ગયા તમારા ) પ્રમાણ–પ્રમેય. હું તમારી સાથે ચર્ચા કરવાને ઈચ્છતો નથી. તમે મ્હારૂં કહેવું સમજતા કેમ નથી ? અવિચારથી જેને તેને દાન દેવું એ મ્હારા મતની વિરૂદ્ધ છે. એ સંબંધી મ્હારો મત ઘણો Cut and dried અર્થાત્ કપાયલો અને સુકો છે—Some organized body—what you call it કોઈ એકત્ર સમાજ જેને તમે Hospital ( દવાખાનું ), School ( વિદ્યાલય ) Orphanage ( અનાથાશ્રમ ) કહો છો એ સઘળી એકત્ર સમાજને હું દાન કરી શકું તેમ છું."

"ત્યારે તો મ્હને પણ આપે દાન કરવું જોઈએ."

"નહિ, નહિ, કદાપિ નહિ. It is the relic of an old superstitious school of learning—એ એક પ્રાચીન ધર્માંધ શાસ્ત્રાનું ભગ્નાવશેષ છે—હું કદિ ધર્માંધ આશ્રય આપી શકીશ નહિ. બીજી પણ એક વાત હું તમને કહૂં છું. આવી અર્થનીતિ શાસ્ત્રસંમત

નથી; એથી self-reliance અર્થાત્ પોતા પર આશ્રય રાખી શકાતો નથી ! સ્વાશ્રયનો અભાવ આપણા National character અર્થાત્ જાતીયચરિત્રનું એક મ્હોટું કલંક છે. You must stand on your own legs—તમારે તમારા પોતાના ઉપરજ આધાર રાખવો જોઇએ."

"એવો અભ્યાસ તો બાલ્યાવસ્થાથી કર્યો છે—"

"તમે મ્હારો ભાવાર્થ સમજી શકતા નથી. આજે જો કદાચ લંડન શહેરમાં તમે આવી રીતે ભિક્ષા માગવા બ્હાર નીકળ્યા હો તો ત્યાંના લોકો Vagrant—ભિક્ષુક કહીને તમને પોલિસને સ્વાધીન કરત—"

અત્યાર સુધી શાસ્ત્રીજી શાન્ત ચિત્તે જીવરાજ શેઠના તિરસ્કાર-વચનો સાંભળતા હતા. તેમને વારંવાર ભિક્ષુક કહેવામાં આવ્યાથી હવે તેમનું ધૈર્ય દૂર થયું. તેમણે ક્રોધથી કંપતા સ્વરે કહ્યું:—"શું કહ્યું ? રામશંકર શાસ્ત્રી ભિક્ષુક ? હું વગર આમંત્રણે તમારા મકાનમાં આવ્યો છું તેથી તમે મ્હને એટલો બધો નીચ સમજો છો ? તમે ઇંગ્રેજી ભણી શેઠને બદલે સાહેબ બન્યા છો ! જો તમારા પિતા જીવતા હોત તો તમે મ્હારૂં માન સમજી શકત ! તમારા જેવા સુધરેલા શેઠીઆઓ ધીમે ધીમે આર્યભૂમિના પૂર્વના પરમ પવિત્ર નામને કલંક લગાડી આ દેશના ભવિષ્યને ભયંકર બનાવવા બેઠા છે ! સ્વદેશનો ધર્મ, સ્વદેશની નીતિ તેમજ સ્વદેશની ઉન્નતિ રસાતળમાં પહોંચવા લાગી છે !"

આ સમયે અમૃતલાલે કહ્યું:—"શાસ્ત્રીજી ! શા માટે ક્રોધે ભરાઓ છો ? શેઠજીએ તો આપને ક્યારનુંય કહ્યું છે કે, તેઓ આપને સહાયતા કરે તેમ નથી. એ સમયેજ તમારે વિદાય થઇ જવું ઉચિત હતું." આમ કહી અમૃતલાલે જીવરાજ શેઠના કાનમાં કહ્યું:—"આઠ આના કે રૂપિયો ફેંકી દ્યોને. એટલા માટે નકામી માથાફોડ શા સારૂ કરવી ?"

શાસ્ત્રીજીએ અમૃતલાલને ઉદ્દેશીને કહ્યું:-" મહાશય ! દેવદ્વિજ તરફ અપાર ભક્તિ દર્શાવનાર, પરમ નિષ્ઠાવાન્ ધાર્મિક ગોકળદાસના ઔરસમાં આવા એક સાહેબનો જન્મ થયો છે એ વાત હું એકાએક માની શકતો નથી. વળી જેનો આટલો બધો વિશાળ તેમજ મનમોહક બંગલો છે, આવો સુંદર બગીચો છે, આવું ચમત્કારિક બેઠકખાનું છે તેઓ એક બ્રાહ્મણને યત્કિંચિત્ દાન આપતાં સંકોચાય છે એ કેવા આશ્ચર્યની વાત છે ? શેઠજી ! તમારા આ બંગલા કરતાં તો સાધારણ સ્થિતિના ઈશ્વરભક્ત મનુષ્યની ઝુંપડીને હું હજાર દરજ્જે સારી સમજું છું."

અમૃતલાલની સલાહ અનુસાર જીવરાજ શેઠે પૉકેટમાંથી એક રૂપિયો બહાર કાઢી શાસ્ત્રીજી તરફ ફેંકીને કહ્યું-" લ્યો આ રૂપિયો— લઈને સત્વર ચાલ્યા જાઓ."

શાસ્ત્રીજીએ રોષાવેશમાંજ કહ્યું:-" શું હું તમારી પાસેથી હવે દાન લઉં ? કદિ• નહિ—કાળાંતરે પણ નહિ. તમે એક રૂપિયો તો શું પરંતુ સો રૂપિયા આપો તો પણ હવે હું લઉં તેમ નથી. તમે હિંદુભાવને બદલે મ્લેચ્છભાવ ધારણ કર્યા છે. તમારી પાસેથી દાન લેતાં પાપિષ્ટ થવાય તેમ છે. શ્રદ્ધાથી જો એક પૈસો આપ્યો હોત તો તે પણ હું લેત; કિન્તુ અશ્રદ્ધાથી એક હજાર રૂપિયા આપો તો તેને હું તુચ્છ સમજું છું."

ચંદ્રકાન્ત અત્યાર સુધી આ પ્રકાર જોયા કરતો હતો. જીવરાજ શેઠના હૃદયશૂન્ય વ્યવહારથી તેનું લોહી ગરમ થઈ ગયું હતું. આથી તેણે મૌનનો ભંગ કરીને કહ્યું:-" શાસ્ત્રીજી ! આપનું કહેવું યથાર્થ છે. આવું ભયંકર અપમાન વેઠયા પછી તમારે આ રૂપિયો લેવો કોઈ પણ રીતે ઉચિત નથી."

ચંદ્રકાન્તનાં વચનો સાંભળી જીવરાજે વિશેષ ક્રોધે ભરાઈને કહ્યું-" You meddlesome youngster ! What business

have you to interfere ? Do you expect that I shall appoint such an impertinent hot-headed young man to teach my sons ? " ( ઓ વચ્ચેપડુ છોકરા ! આમાં ત્હારે અટકાવ કરવાનું શું પ્રયોજન છે ? શું તું ધારે છે કે, ત્હારા જેવા બેઅદબી અને ઉગ્ર સ્વભાવના છોકરાને, હું મ્હારા બચ્ચાઓને ભણાવવા રાખીશ ? )

ચંદ્રકાન્તે પણ વિશેષ ક્રોધાવેશમાં કહ્યું:—" I don't care for your post even a little—I hate to serve such a hypocrite like you. You are a pea-cock in borrowed feathers ( હું તમારી નોકરીની સહજ પણ પરવાહ રાખતો નથી. આપના જેવા કપટસ્વભાવ શેઠની આધીનતામાં રહી નોકરી કરવી હું ધિક્કારૂં છું. તમે એક મોરના સ્વરૂપમાં કાગ છો ! ) હું આપને સારી રીતે ઓળખી શક્યો છું. આપે charity to organized body સંબંધી આટલી બધી વકતૃતા કરી છે એ પૈકી કેટલી સંસ્થાઓને તમે દાન આપ્યું છે ? આ બ્રાહ્મણ પંડિતનું અપમાન કરવાનો આપને બિલકુલ અધિકાર નથી. "

પોતાના પક્ષમાં ચંદ્રકાન્તને ભળેલો જોઈ શાસ્ત્રીજીએ કહ્યું:— " ભાઈ ! તમે વ્યાજબી કહ્યું છે. તમે ચિરંજીવી થાઓ ! હું અહિં આવ્યો એ મ્હેં મહાન્ ભૂલ કરી છે. હરિ ! હરિ !— "

આમ કહી શાસ્ત્રીજી ચશ્મને પાછી પાકીટમાં મૂકી દઈ ઉઠી ઉભા થયા. તેમની સાથે ચંદ્રકાન્ત અને જયન્ત પણ ઉઠયા. જીવરાજ શેઠ આ ત્રણે વ્યકિત તરફ ટગર ટગર જોઈ રહ્યા, તથા મનમાં ને મનમાં બોલ્યા:-" જંજાળમાંથી છુટયા. " અમૃતલાલે ચંદ્રકાન્તનાં વચ્નો સાંભળી તેના તરફ એક પ્રશંસાદર્શક દૃષ્ટિ ફેંકી હતી; કેમકે તે પણ જીવરાજ શેઠના વર્તનથી પોતાના મનમાં નારાજ થયો હતો.

રસ્તે ગયા પછી ચંદ્રકાન્તને શાસ્ત્રીજીએ પૂછયું:—"ભાઈ! તમારૂં નામ શું છે? તમે કયાં રહો છો? તમારૂં મૂળ ગામ કયું?"

ચંદ્રકાન્તે કહ્યું:—"મ્હારૂં મૂળ ગામ વડોદરા નજીક આવેલા ગામ વાસદના નામથી ઓળખાય છે. મ્હારૂં નામ ચંદ્રકાન્ત હરિકૃષ્ણ પંડયા છે. હું એક વિદ્યાર્થી-નિવાસમાં રહી કૉલેજમાં અભ્યાસ કરૂંછું."

આમ કહીને ચંદ્રકાન્તે શાસ્ત્રીજીને પ્રણામ કરી તેમની ચરણરજ પોતાના શિર પર ચઢાવી. જયન્તે પણ તે પ્રમાણે કર્યું.

પ્રચંડ સાગરમાં ડૂબી જતા નિરાશ મનુષ્યને એકાએક નૌકાની સહાયતા મળી આવે અને તેના અંતરમાં જેવી આશા ઉપજે તેવી આશા શાસ્ત્રીજીનાં અંતરમાં ઉપજી. તેમણે કહ્યું:—"તમે બન્ને બંધુ ચિરંજીવી થાઓ—કલ્યાણકારી કૃષ્ણ પ્રભુ તમારૂં કલ્યાણ કરો; પરંતુ ભાઇ! હું આ મુંબાઈ નગરીમાં કોઇને ઓળખતો નથી!"

"ત્યારે આપ અમારી સાથે ચાલો. ત્યાં આપના સ્નાન તેમજ ભોજનનો બંદોબસ્ત થશે."

"હું આવું છું-પરંતુ એક વખત મ્હારે સમુદ્રસ્નાન કરવા જવું પડશે. ભાઇ! એ સુધરેલા શેઠના વ્યવહારથી હું ઘણો દુઃખિત થયો છું. એ માણસના આવા વિચિત્ર વિચારો હશે એવી પૂર્વે મ્હને કલ્પના પણ નહોતી. અરેરે! મુંબાઇ નગરીની કેવી દુર્દશા થવા બેઠી છે? એ માણસં તેના પૂર્વજોની યશસ્વી કીર્ત્તિનો લોપ કરવા બેઠો છે. ગરીબ પ્રજાનું લોહી ચુસી એ પૈસા કમાય છે, અને એ પૈસા અહિં આવા મોજશોકમાં ઉડાવી દે છે. એના પિતા ઘણા સાદા તેમજ સરળ સ્વભાવના હતાં. તેમનો પરોપકાર પણ જગપ્રસિદ્ધ હતો."

"આ મુંબાઈની હવાનોજં દોષ છે."

"એમ કેમ કહો છો, ભાઈ!"

"મ્હેં આ બે વર્ષથી મુંબાઇમાં રહીને ઘણું જોયું છે અને હું

ઘણું શીખ્યો છું. પ્રથમ હું પણ ઇંગ્રેજી સભ્યતાનો હિમાયતી હતો; પરંતુ હવે એવી સભ્યતા તરફ મ્હારા મનમા કાંઈક અંશે તિરસ્કાર ઉપજ્યો છે મુંબાઇ ઇંગ્રેજી સભ્યતાનું કેન્દ્રસ્થળ છે. જીવનના સુખની વૃદ્ધિ કરવી અને સ્વચ્છંદી વર્તન ચલાવવું એજ એ સભ્યતાનો મૂળ મંત્ર છે. એ સુખ તેમજ સ્વછંદતા જે જેટલા પ્રમાણમાં વિશેષ મેળવી શકે તે તેટલો વિશેષ સભ્ય ગણાય છે. આ ઇંગ્રેજી આદર્શનું અનુકરણ કરવા જતાં અહિંના લોકોનું વર્તન બદલાઈ ગયું છે."

"પરંતુ ભાઇ! જીવનની સુખ–સ્વચ્છંદતાજ જો સભ્યતાનું લક્ષણ હોય તો એ ઘણી ભયાનક વાત કહેવાય. વિષયતૃષ્ણાની નિવૃત્તિ હોતીજ નથી. સકળ ઇંદ્રિયના આહારની વ્યવસ્થા કરી કોણ પરિતૃપ્ત થઇ શક્યું છે? આપણી પ્રાચીન સભ્યતાનું લક્ષણ આનાથી તદ્દન વિરૂદ્ધ હતું. પ્રાચીન સભ્યતાનું લક્ષણ—વિષયતૃષ્ણાની નિવૃત્તિ–સંયમ—તપસ્યા હતું. પ્રાચીન સમાજમાં કયું માણસ મહાન્ છે અને કયું સાધારણ છે તેનો નિર્ણય આ પ્રાચીન સભ્યતા ઉપરથીજ થતો હતો."

"પરંતુ હવે લોકોને માત્ર આત્મસેવા જોઇએ છીએ. શાસ્ત્રમાં પણ એમ કહેલું છે ને કે, આત્માની દેવવત્ સેવા કરજો. ઇંગ્રેજી સભ્યતાના પરિણામે અહિં સઘળા આત્માના દેવની માફક સેવા કરે છે. અહિં આત્મસેવા કરવામાંજ લોકો અસ્થિર બની ગયા છે. તેમની સઘળી આવક તેમની આત્મસેવામાંજ ઉડી જાય છે; તેથી તેઓ બીજા કોઇને ક્યાંથી સહાયતા કરી શકે? અહિંના શ્રીમંતો વાસ્તવિક રીતે ઘણા દરિદ્ર છે; છતાં અહિંના શ્રીમંતોમાંના કેટલાક સંયમી, દાનશીલ અને ધર્મશીલ પણ છે."

"ભાઈ તમારૂં કહેવું વાસ્તવિક છે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો; પરંતુ ભાઇ! તમે સુદ્ધાં ઇંગ્રેજી ભણો છો, માટે સાવધાનતા રાખજો!"

" શાસ્ત્રી મહારાજ ! ઇંગ્રેજી અભ્યાસ કરવામાં કશો દોષ નથી: ઉલટું ઇંગ્રેજી શિક્ષણ મેળવવાની આ નવયુગમાં આપણને ઘણી જરૂર છે; પરંતુ ઇંગ્રેજોનું અંધ અનુકરણ નહિ કરતાં, એ શિક્ષણના પ્રકાશથી આપણા ઘરની વસ્તુને ઓળખી લેવી જોઇએ. ઇંગ્રેજી સભ્યતાના નીરનો ત્યાગ કરી ક્ષીરનું પાન કરવું જોઇએ. આમ કર્યા સિવાય જેઓ નીર અને ક્ષીર એકઠું પીએ છે તેઓ હળાહળ જહર પીએ છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી."

જયન્તે હસીને કહ્યું:—" પરંતુ આ જીવરાજ શેઠ તો કોઈ વિચિત્ર પૂતળું હોય એમ જણાય છે! હવે હું ત્હારી સાથે કદિ એવા સુધરેલા શેઠીઆઓની મુલાકાતે આવીશ નહિ. જીવરાજ શેઠનું ભાષણ સાંભળી હું મહાં મહેનતે મ્હારૂં હસવું દબાવી શક્યો હતો. તેમનું finality સંબંધી લૅક્ચર, cut and dried અર્થાત્ કપાઇ ગયેલો અને સુકાયલો ઇત્યાદિ ઘણું ચમત્કારિક હતું!"

આમ વાતચિત કરતા કરતા તેઓ મુકામ પર જઈ પહોંચ્યા. અડધા કલાક સુધી ચલમ પીને શાસ્ત્રી મહાશય સમુદ્ર સ્નાન કરવા ગયા. ચંદ્રકાન્ત તેમના ભોજનની વ્યવસ્થા કરવા લાગ્યો.

* * * *

બીજે દિવસે સ્હવારે ચંદ્રકાન્ત બેઠો બેઠો એક પુસ્તક વાંચતો હતો એવામાં જીવરાજ શેઠનો સ્નેહી અમૃતલાલ તેની પાસે આવી પહોંચ્યો. ચંદ્રકાન્ત તેને જોઈ વિરક્ત બની ગયો; પરંતુ હૃદયભાવ છુપાવી તેણે તેને એક આસન ઉપર બેસાડ્યો. અમૃતલાલે આસન ઉપર બેસીને કહ્યું:—" કાલે તમને પણ ક્રોધ ઉપજ્યો હોં! તમે હજી વિદ્યાર્થી છો, સર્વત્ર આટલો ક્રોધ દર્શાવશો તો તમને ટયુશન ક્યાંથી મળશે? છતાં તમારા ગયા પછી મ્હેં તમારી બાબતનો ઘણો વિચાર કર્યો છે—તમારા પ્રત્યે મ્હારા અંતરમાં સ્નેહ ઉપજ્યો છે. તમારા ન્હાના ભાઈ ક્યાં છે?"

ચંદ્રકાન્તે કહ્યું:—"મહાશય! આપની કૃપા માટે આપનો ઉપકારી છું. અરે નિપુણ! અહિં આવ."

અલ્પ કાળમાંજ નિપુણચંદ્ર ત્યાં આવી પહોંચ્યો. ચંદ્રકાન્તે અમૃતલાલ સાથે તેની ઓળખાણ કરાવી. અમૃતલાલે કહ્યું:—"વારૂ, તમે એક અહિં રહીને અભ્યાસ કરી શકશો કે? મ્હારા એક ઓળખીતા સ્નેહીને ત્યાં તમે એક જણ રહી શકો એવી વ્યવસ્થા હું કરી શકું તેમ છું. તેમના પુત્રને ભણાવવાને માટે એક ગૃહશિક્ષકની જરૂર છે."

ચંદ્રકાન્ત પ્રથમથીજ આવી સગવડતા શોધતો હતો. તેણે આનંદિત થઇને કહ્યું:—"ત્યારે તો ઘણું સારૂં. આપ બંદોબસ્ત કરી આપો એટલે હું એ ઠેકાણે જઇને રહીશ. નિપુણ અહિં રહેશે."

નિપુણચંદ્રે કહ્યું:—"ના, હુંજ ત્યાં જઇને રહીશ. મ્હોટા ભાઈ અહિં રહેશે."

ચંદ્રકાન્તઃ—તું એ વિદ્યાર્થીને ભણાવી શકીશ કે? મહાશય! એ વિદ્યાર્થી શું ભણે છે?

અમૃતલાલઃ-એ મેટ્રિકમાં છે, નિપુણચંદ્ર! તમે તેને ભણાવી શકશો નહિ. ચંદ્રકાન્તજ ત્યાં રહેશે.

નિરૂપાયે નિપુણ શાન્ત થયો. ચંદ્રકાન્તે કહ્યું:—"પગાર શો મળશે?"

અમૃતલાલઃ—રહેવા જમવા વગેરેની સગવડ છે એટલે વિશેષ શી આશા રાખો છો? મહિને પાંચ રૂપિયા મળશે; પરંતુ જોજો, ત્યાં જઇને તેજ દેખાડશો નહિ. હું જાણું છું કે, કેશવજી ઘણા શાન્ત પ્રકૃતિના છે. તમે આજે સાંજે મ્હારે ત્યાં આવી મ્હારી ચિટ્ઠી લઇ જજો, અને કાલે સ્હવારે ત્યાં જજો, લ્યો આ મ્હારૂં શિરનામું—

આમ કહીને અમૃતલાલે એક વિઝિટિંગ કાર્ડ પોતાના ખિસ્સા-

માંથી બ્હાર કાઢી ચંદ્રકાન્તના હાથમાં મૂક્યું. પછીથી અમૃતલાલ સૌની રજા લઈ ચાલ્યો ગયો. ચંદ્રકાન્ત, નિપુણચંદ્ર અને અન્ય વિદ્યાર્થીઓ અમૃતલાલની પ્રશંસા કરવા લાગ્યા.



## પ્રકરણ ૧૧ મું.



### મુંબાઈની સુધરેલી શેઠાણી !

કેશવજી શેઠની મુંબાઈમાં ક્રાફર્ડ માર્કીટમાં એક કાપડની દુકાન ચાલે છે. આ દુકાનની આવક ઘણી સારી છે. તેઓ પોતાના બે મજલાના ઘરના મકાનમાંજ રહે છે. એના ઉપરના મજલામાં ત્રણ ઓરડીઓ અને નીચેના મજલામાં પાંચ ઓરડીઓ છે. નીચેનો ભાગ એક ઘડીઆળીને ભાડે આપેલો છે. કેશવજી શેઠ ઉપરના માળની ત્રણ ઓરડીઓમાંથી એક ઓરડી ચંદ્રકાન્તને રહેવા માટે સ્વાધીન કરી.

કેશવજી શેઠના ઘરમાં માત્ર પાંચ માણસો છે. તેઓ, તેમની વૃદ્ધા માતા, તેમની પ્રથમ પક્ષની સ્ત્રીનો પુત્ર દેવકરણ, બીજા પક્ષની સ્ત્રી ધનબાઈ અને એક ન્હાની કન્યા મદુબાઈ. આ સિવાય ઘરમાં એક દાસી રહે છે ! તે સ્હવારથી તે રાત્રિના દશ વાગ્યા સુધી કામકાજ કરી, પછીથી એક થાળીમાં બે માણસનું ભોજન લઈ પોતાને ઘેર ચાલી જાય છે.

કેશવજી શેઠની ઉંમર લગભગ ચાળીસ વર્ષની છે. તેઓ તેમની માતાના માત્ર એકજ પુત્ર છે. ઘણી ન્હાની ઉંમરમાં તેમના પિતાનો પરલોકવાસ થયો છે. તેમના પિતા પોતાની પાછળ આ એક મકાન અને ઘણી સારી રકમ મૂકી ગયાં છે. કાપડની દુકાન પણ તેમના વખતથીજ ચાલ્યા કરે છે. કેશવજી શેઠે ઈંગ્રેજી અભ્યાસ મેટ્રિક સુધી કર્યો છે; પછીથી પિતા સ્વર્ગસ્થ થયાથી તેમને નિરૂપાયે અભ્યાસ

છોડી દઈ વ્યાપાર કાર્યમાં ગુંથાવું પડયું છે: કેશવજી શેઠનું કુળ ઉંચુ હોવાથી તેમજ આર્થિક સ્થિતિ પણ સારી હોવાથી ઘણી ન્હાની ઉંમરમાં તેમનો એક ઉંમરલાયક કન્યા સાથે વિવાહ થયો હતો. તેમની એ પ્રથમપક્ષની સ્ત્રી માત્ર એક પુત્ર રત્નને જન્મ આપી મૃત્યુ પામી છે. એ વાતને આજકાલ કરતાં પંદર વર્ષ વીતી ગયાં છે. હમણાં દેવકરણની ઉંમર તેર વર્ષની છે.

પ્રથમ પક્ષની સ્ત્રીના પરલોકવાસ પછી પુનર્વિવાહ નહિ કરવાનો કેશવજી શેઠનો વિચાર હતો. તેઓ પોતાની સ્વર્ગસ્થ પત્નીનો એક ફોટો દિવાલ સાથે ટાંગી રાખતા હતા, તથા હમ્મેશાં તેને એક પુષ્પમાળા પહેરાવતા હતા. આવી રીતે. પાંચ વર્ષ પસાર થયં; પરંતુ તેમની માતાને વહુ વિના ઘરમાં અંધકાર જણાવા લાગ્યો. તે કેશવજીને પુનર્વિવાહ કરવાનો નિરંતર આગ્રહ કરવા લાગી. આ પાંચ વર્ષમાં પત્નીવિરહ કાંઈક ઓછો થયો હતો. કેશવજી શેઠ રાત્રે ઘણા મોડા ઘેર આવવા લાગ્યા. દિવસે દિવસે તેમનું શરીર પણ શિથિલ થવા લાગ્યું. વૃદ્ધા માતાએ પુત્રને પુનર્વિવાહ કરવા માટે સમજાવ્યો. આથી નિરૂપાયે કેશવજી શેઠે પુનર્વિવાહ કર્યો. પાઠક મહાશયો કદાચ એવો પ્રશ્ન કરશે કે, "જ્યારે તેમને પુનર્વિવાહજ કરવો હતો ત્યારે પછી તેમણે પાંચ વર્ષ નકામાં કેમ ગૂમાવ્યાં ?" અમે પણ પાઠકબંધુઓના આ પ્રશ્નને મળતાજ છીએ. જે કાર્ય કરવાનો વિચાર હોય છે તે જલદીજ કરી નાખવું સારૂં છે. '**શુભસ્ય શીઘ્રં**' એ વાત કોણ નથી જાણતું ? પરંતુ સમયનું મૂલ્ય વર્ષ વધવાની સાથે વધે છે. કેટલાકને સમયની કિંમત હોતી નથી. ચાળીસ વર્ષ વીતી ગયા પછી લગ્ન કરવું. એ એક પ્રકારની મૂર્ખતા છે; પરંતુ કેશવજી શેઠે તો માત્ર માતાની આજ્ઞા પાળવાને માટેજ પુનર્લગ્ન કર્યું !

આ પ્રસંગે જે ગૃહિણી આવી તેની ઉંમર હમણાં વીસેક વર્ષની છે. તેનું નામ ધનબાઈ છે. તે અસાધારણ રૂપવતી છે. એ રૂપનો તેણે કેશવજી શેઠના હૃદયમાં પ્રકાશ કર્યો; પરંતુ તેમની માતા બિચારી જેવા અંધકારમાં હતી તેવાજ અંધકારમાં રહી.

કેશવજી શેઠની માતાએ પહેલાં ઘણા દિવસો દુઃખમાં કાઢયા હતા. અનેક કષ્ટ વેઠીને તેણે શેઠને મ્હોટા કર્યા હતા. ઘરમાં વહુ આવશે તે સઘળું કામ ઉપાડી લઇ પોતાને શાન્તિ તેમજ સુખ આપશે એવી વૃદ્ધ માતાને આશા હતી; પરંતુ એ સુખનું સ્વપ્ન જોતાં ન જોતાંજ કેશવજી શેઠની પ્રથમપક્ષની પત્ની સ્વર્ગસ્થ થઈ. આ પ્રકારથી કેશવજી શેઠને વૈરાગ્ય ઉપજ્યો બિચારી વૃદ્ધ ડોશીએ ઘણી બાધાઓ રાખી. તે હનુમાનને તેલ ચઢાવવા લાગી અને કહેવા લાગી કે, "હે ઇશ્વર ! આ મ્હારા કેશવજીની બુદ્ધિ ફેરવ. ઘરમાં બીજી વહુ લાવી આપ." અંતે ડોશીની ઇશ્વર પ્રાર્થના સફળ થઇ.

કેશવજી શેઠનું માગું થયું. ઘરમાં લક્ષ્મીરૂપિણી વહુ આવી. ડોશીના આનંદનો પાર રહ્યો નહિ. વહુને કોઈ પણ રીતે ઓછું ન આવે એવી રીતે ડોશી વર્તવા લાગી. ડોશી રસોઇ બનાવવા લાગી ! ઘરકામ કરવા લાગી. તેને એમ લાગતું હતું કે, વહુ હજી ન્હાની છે તેથી ધીમે ધીમે તે કામ કરતાં શીખશે. વહુના આવવાથી ડોશીના કામમાં કશો ઘટાડો થયો નહિ. કેમકે ધનબાઈ તેનાં માબાપની લાડકવાઈ છોકરી હતી. તેણે ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો. તે શાળાની મિસ્ટ્રેસ પાસેથી ભરતગુંથણનું કામ પણ શીખી હતી અને અધુરામા પૂરૂં તે બીજવરને પરણી હતી ! એટલે તે કોઇની દરકાર કરે એવી નહોતી. સાસરે આવ્યા પછી પણ તેણે રસોઇનું કાર્ય શીખવા તરફ લક્ષ્ય આપ્યું નહિ. તેનો સોહાગ દિન પ્રતિદિન વધવા લાગ્યો.

બીજું એક કારણ એ હતું કે, ધનબાઇ રૂપવતી હતી; તદુપરાંત તે વિદુષી હતી. કેશવજી શેઠ તેના બીજા પક્ષના વર હોવાથી તે એમજ સમજતી હતી કે, શેઠના ઘરમાં પધારી તેણે શેઠના ઉપર મ્હોટી કૃપા કરી છે. આથી રસોઈ કરવામાં તેમજ બીજું ઘરકામ કરવામાં તેને ન્હાનમ જણાતી હતી. કેશવજી શેઠ તદ્દન ભોળા માણસ હતા. તેઓ ધનબાઇનું રૂપ સૌન્દર્ય જોઇ વિમુગ્ધ બની ગયા છે. ધીમે ધીમે તેઓ ધનબાઇના હાથનું રમકડુંજ બની ગયા. આથી વૃદ્ધ માતાના દુઃખ તરફ તેમણે ધ્યાન આપ્યું નહિ.

પુત્રને જેથી સુખ થાય તેમાંજ પોતાને સુખ છે વિચારી વૃદ્ધ માતાએ પુત્રને એક પણ અક્ષર કહ્યો નહિ. તે તંન મનથી પુત્રની તેમજ વહુની સેવા કરવા લાગી. પ્રથમ જે કાર્યો તે વહુની ઉપર દયા લાવીને કરતી હતી તે હવે નિરૂપાયે કરવા લાગી. બન્ને વખત તે રસોઈ બનાવવા લાગી. તે સિવાય પણ તેને એટલાં કામ કરવાનાં હતાં કે તેનાં કામોનો અંત આવતોજ નહિ. ધીમે ધીમે ધનબાઇએ એક કન્યારત્નને જન્મ આપ્યો. આ કન્યાનું લાલન પાલન કરવાનો ભાર પણ ડોશીને માથે પડયો. વૃદ્ધ ડોશીને છોકરાં ઘણાં વ્હાલાં હતાં; તેથી બાળકન્યાને ડોશી પાસેથી જેટલો પ્રેમ પ્રાપ્ત થતો હતો તેટલો તેની માતા પાસેથી પણ થતો નહોતો. છોકરાંઓને ઉછેરવાનું કામ અનુભવી માણસોજ સારી રીતે કરી શકે છે. નવી માતાઓ પોતાનાં બાળસંતાનોનું યોગ્ય રીતે પ્રતિપાલન કરી શકે છે કે? તેથી આ બાળકન્યા પણ તેની દાદીના અપૂર્વ પ્રેમથી તેની સાથે ટૂંક સમયમાંજ હળી ગઇ. આથી ધનબાઇને 'ભલું થયું ભાગી જંજાળ' જેવું થયું.

આવી રીતે ડોશીના કામોનો સુમાર રહ્યો નહિ. એક ક્ષણને માટે પણ તેને વિશ્રામ મળવા લાગ્યો નહિ. હવે તેની લાડકી વહુનાં દૈનિક કાર્યોની તપાસ કરીએ.

વહુનાં કામોનો પણ અંત નથી. તે સ્હવારે સાત આઠ વાગ્યે ઉઠે છે. વધારે વહેલાં ઉઠતાં કદાચ પાછો ન્યુમોનિયા થાય તો ? એવા ભયથી તે વહેલી ઉઠતી નથી. શય્યાનો ત્યાગ કર્યા પછી હાથ મ્હોં ધોઇ એક પ્યાલો ગરમ ચ્હા પીધા સિવાય તેના જીવને ચેન પડતું નથી. શું કરવું ? બાલ્યાવસ્થાથી ચ્હા પીવાનો તેનો અભ્યાસ છે. તેના પિયરમાં સઘળાં માણસો હમ્મેશાં ચ્હા પીનારાં છે. આથી વૃદ્ધ સાસુને સ્હવારે ઉઠી લાડકી વહુ માટે ચ્હા બનાવવી પડે છે. કેશવજી શેઠ પહેલાં ચ્હા પીતા નહોતા; પરંતુ હમણાં હમણાં પત્નીની સલાહથી ચ્હા પીતાં શીખ્યા છે. ચ્હા પીધા પછી કેશવજી શેઠ બ્હાર ફરવા જાય છે, અને પોતે જાતેજ શાકપાન ખરીદી લાવે છે. બીજી તરફ ઘરમાં સ્નાનાદિ કાર્ય કરતાં કરતાં ધનબાઇને નવ વાગે છે. પછીથી તે વસ્ત્રો પહેરે છે. સ્નાન કરી ટેબલ ઉપર આયના પાસે જઇ ચોટલો છુટો કરી હેરબ્રુશ અને કોસ્મેટિક નાખી સહજ વાંકી સેંથી પાડે છે. આ 'ટોઇલેટ' કાર્ય પૂર્ણ થયા પછી તે બરાબર વસ્ત્રો સજે છે. તસતસીને બરાબર બંધ બેસતી પેલી ખબુતરી—સીફોન લેશથી પરિપૂર્ણ બોડીશના આકારની ચોળી ધારણ કરે છે. ચોળીમાં અડધી છાતી ઉઘાડી રહે છે, એની ધનબાઇને ફિકર નથી ? કેમકે. પારસણો પણ એવીજ રીતે ચોળીઓ પહેરે છે ! મુંબાઈની સુધરેલી ભણેલી ગણેલી શેઠાણી પારસણોનું અનુકરણ કરે તો તેમાં શો દોષ છે ? એ તો આજકાલનો સુધારો છે ! પછીથી તે પોતાના કંઠમાં એક માળા પહેરે છે. તેના પર એક સ્ટાઇલીશ ફુલવેલની ઘણી બારીક સાડી પહેરે છે. આથી વાંસાનો કેટલોક ભાગ અને ઘાઘરા ઉપરની બારીક ફુલ—લેશ જોવાને હરકત પડતી નથી; પરંતુ આ સંબંધીની ધનબાઇને કંશી શરમ નથી. શરમ હોય પણ શા માટે ? તેના જેવી સુધરેલી ભાટિયાણીઓ આજકાલ મુંબાઇમાં ક્યાં થોડી છે. વાહરે ! વીસમી સદીના સુધારા !

સંપૂર્ણ શ્રૃંગાર સજી ધનબાઈ એક વખત આયનામાં પોતાનું મુખમંડળ નિહાળે છે. ત્યાર પછી ગજગામિનીની માફક મંદિરમાં દર્શન કરવા અને મહારાજની ચરણસેવા કરવા જાય છે. તે જ્યારે મંદિરમાં જાય છે ત્યારે રસ્તે ઘણાખરા પુરૂષો તેના તરફ ટગર ટગર જોયા કરે છે. અહા ! શું સુંદર રૂપ ? હરિણી સમાન બે નેત્રો છે. તેના ઉપર રોષદર્શક ભ્રુયુગલ છે. સુંદર નાસિકા છે. રક્તપ્રવાળના જેવા ઓષ્ઠ છે. મોતીના જેવી દંતપંક્તિ છે. આકર્ષક અવયવો છે. તેનું આવું સૌન્દર્ય જોઇ, કોઇના અંતરમાંથી એવા ઉદ્દગાર નીકળી પડે છે કેઃ—

“ અમૃત ભર્યું આ અધરમાં, વચને રહ્યું અમૃત ઝરી,
અમૃત ભર્યું સ્તન અંતરે, વળી દૃષ્ટિ પણ અમૃત ભરી:
આલિંગશે જે ભુજા ભરી, આ અનુપ અમૃત વેલરી,
તે માનવી વર અમરને, પછી મરણ ચિંતા શી પડી ? ”

* * * *

“ પલમાં ભ્રમર ધનુષ્યે કરી, નિજ દૃષ્ટિ શર સંધાનને,
વીંધી હૃદય સંહારતી, વીરહી જનોના પ્રાણને:
પલમાં લલિતા લાજતી, દૃષ્ટિ રહી નીચી ધરી,
જાણે લજ્જામણી વલ્લિકા, પર પુરૂષ સ્પર્શે લાજતી. ”

દર્શન કરી, ઘેર આવી ભોજન આટોપી લઇ તે મુખવાસ કરે છે. પછીથી થોડો સમય સૂઈ જાય છે યા તો એકાદ નવલકથા વાંચે છે. સંધ્યા સમયે એન્ડસ્ટેન્ડ, ચોપાટી કે પાલવા ઉપર ફરવા જાય છે. આ સિવાય ધનબાઇને બીજાં પણ અનેક કાર્યો કરવાં પડે છે. નાતજાતમાં રોવા કુટવાનું હોય છે ત્યાં ગયા સિવાય ધનબાઇને ચાલતું નથી. વળી વૃદ્ધ સાસુની યાદશક્તિ હવે ઘટવા લાગી છે. તેથી ઘરનો હિસાબ તેનાથી રાખી શકાતો નથી. હિસાબ બધો ધનબાઇને રાખવો પડે છે. કેશવજી શેઠની ૨૫-૩૦ ગિનીની માસિક આવક છે. તેમાંથી

તેમની ગુણિયલ પત્ની દર મહિને બે ત્રણ ગિની પણ ન વધારે તો પછી બચે શું ? કરકસર કરવામાં ન આવે તો કુબેરનો ભંડાર પણ ખૂટી જાય છે. આથી ધનબાઇ સંસાર ખર્ચ પ્રત્યે પૂરતું લક્ષ્ય આપે છે. ડોશીને રોજ વહુનાં વચનો સાંભળવાં પડે છે કે, "આઠ દહાડા ચાલે એટલા કોલસા છ દિવસમાંજ કેમ ખલાસ થઈ ગયા ? બે રૂપિયાનું તેલ એક મહિનામાં ક્યાંથી વપરાઇ ગયું ? રોજ આટલું દૂધ લેવાય તો પછી દેવાળું કાઢીને મુંબાઇમાંથી નાશી જવું પડે !"

આવાં આવાં અનેક વચનો ડોશીને સાંખવાં પડે છે. તે બિચારી શું કરે ? તેણે ઘરમાં નવી વહુને લાવી અંતે તેને દાસત્વ લખી આપ્યું; પરંતુ હવે બીજો કોઇ ઉપાય નથી—લાચારીથી દિવસો પસાર કર્યા સિવાય છુટકો નથી.

ધનબાઈની શૉક્યનાં છોકરાનું નામ દેવકરણ છે. જ્યારે ત્રેતાયુગમાં રામચંદ્રજીને કૈકેયી પોતાના પુત્રની માફક ચ્હાઇ ન શકી ત્યારે આ કળયુગમાં ધનબાઈ પણ દેવકરણને કેવી રીતે ચ્હાઈ શકે ? છોકરાને ઘેર ભણાવવા દેવા માટે તેણે માસ્તર રાખવા દીધો એ પણ અમે છોકરાનું ઘણું સૌભાગ્ય સમજીએ છીએ.

આ માસ્તર આપણો ચંદ્રકાન્ત છે. ચંદ્રકાન્ત હમ્મેશાં સાંજે દેવકરણને ભણાવે છે. અલ્પકાળમાંજ તે ઘરનાં સઘળાં માણસોને પ્રિય થઇ પડ્યો છે. ડોશીનો સ્વભાવ માયાળુ હોવાથી તે ચંદ્રકાન્તને પોતાના પુત્ર સમાન સમજે છે. દેવકરણનો અભ્યાસ પણ દિન પ્રતિદિન સુધરવા લાગ્યો. આથી કેશવજી શેઠને પણ આનંદ થયો. સાંજે કેશવજી શેઠ જમીને દુકાને જાય છે તે રાત્રે બાર વાગે ઘેર પાછા આવે છે. તેમના આવતા પહેલાં ડોશી તેમજ છોકરાં ઉંઘી જાયછે.

એક દિવસે ચંદ્રકાન્તને સાંજે સ્ટુડન્ટસ બ્રધરહુડમાં ભાષણ સાંભળવા જવું હતું. સ્વાભાવિક રીતે ત્યાં વિલંબ થવાનો સંભવ

હતો. પ્રધરહુડમાં જઈ આવી તે લગભગ રાતના અગીઆર વાગ્યે પાછો ફર્યો. મકાન પાસે આવી ધીમે ધીમે તે દાદર પર ચઢયો. પહેલે માળે ડોશી ઓરડી બંધ કરીને સૂઇ ગયાં હતાં. ચંદ્રકાન્ત બીજે માળે ચઢયો. તેના દીવાનખાનાનું દ્વાર બંધ હતું; પરંતુ દ્વાર ઉપરની જાળીના લોઢાના સળીઆમાંથી બ્હાર ઝાંખો પ્રકાશ પડતો હતો. બ્હાર ઉભા રહી ચંદ્રકાન્તે 'દેવકરણ' કહીને હાંક મારી. પછીથી બારણું ઉઘાડી તેણે દીવાનખાનામાં પ્રવેશ કર્યો; પરંતુ અંદર પ્રવેશ કરતાંજ કોઈ પલંગ ઉપરથી સત્વર નીચે ઉતર્યું હોય એમ તેને લાગ્યું. ચંદ્રકાન્ત ઓરડીની બ્હાર નીકળી દાદર પર આવતો રહ્યો ! તેના પાછળ તરતજ એ ઓરડીમાંથી કોઈ ચાલ્યું ગયું હોય એવો તેને ભાસ થયો !

ચંદ્રકાન્ત બ્હાર આવીને વિચારવા લાગ્યો કે, "આજે અહિં કોઇ જાગતું નથી. શેઠ હજી દુકાનેથી આવ્યા નથી. વળી દેવકરણ નોકર જોડે સીનેમા જોવા ગયો છે તેથી સહુની ગેરહાજરીમાં હું આટલી મોડી રાત્રે આવીને સૂઇ રહું એ ઉચિત નથી." આમ વિચારી તે દાદર ઉતરી નિપુણચંદ્ર પાસે ચાલ્યો ગયો અને ત્યાં સૂઈ રહ્યો.

બીજા દિવસથી જ્યારે ચંદ્રકાન્ત દેવકરણને ભણાવવાને બેસવા લાગ્યો. ત્યારે નવાજ રંગ તેના જોવામાં આવ્યા. દેવકરણને ભણાવવાની ઓરડીમાં ધનબાઇ આવીને બેસવા લાગી. ચંદ્રકાન્તે તેના તરફ લક્ષ્ય આપ્યું નહિ; પરંતુ ધનબાઇ ચંદ્રકાન્તને પોતાના તરફ આકર્ષવાનો પ્રયત્ન કરવા લાગી. તેણે ક્વચિત્ માથા ઉપરનો છેડો સરકી જવા દીધો, કવચિત્ સ્મિત હાસ્ય કરવા માંડયું, કવચિત્ કાંઇ બ્હાનું કાઢી તે ચંદ્રકાન્તને તેના કુટુંબની હકીકત પૂછવા લાગી તથા ક્વચિત્ આળસ મરડી શરીરના મદનોત્તેજક અવયવો દેખાડવા લાગી. ક્વચિત્ ચંદ્રકાન્તને કહેવા લાગી કેઃ—"આ ટાઇ મ્હેં તમારે માટે

ગુંથી છે." આમ કહી તે હાથમાંની ટાઈ તેને આપવાનો પ્રયત્ન કરે છે. કવચિત્ કહે છે કે, "આજે તો ઘણા થાકેલા જણાઓ છો— ચ્હા પીશો ? લ્યો હું મૂકી આપું." આમ કહી આગ્રહ કરી ચ્હા પાવા લાગી. ચંદ્રકાન્તના અંતરમાં કોણ જાણે કે, શા કારણથી ધનબાઇ પ્રત્યે તિરસ્કાર ઉપજ્યો. તેણે શેઠને કહી જમવા સૂવાનું નિપુણચંદ્ર સાથે રાખ્યું તથા તે સ્હવારમાંજ દેવકરણને ભણાવવાને આવવા લાગ્યો. આથી શેઠે તેને માસિક દશ રૂપિયા આપવાનું કહ્યું.

ધનબાઈ પોતાનો હેતુ સફળ નહિ થયાથી ચંદ્રકાન્ત ઉપર ક્રોધે ભરાઈ. તે ચંદ્રકાન્તને અભિમાની સમજવા લાગી તે હવે તેના પ્રત્યે પ્રેમને બદલે ધિક્કારની નજરથી જોવા લાગી. ગમે તે પ્રકારે માસ્તરનો ઘરમાંથી પગ ટાળવાનો તેણે નિશ્ચય કર્યો, અને પોતાનો નિશ્ચય અમલમાં મૂકવા માટે તે સુયોગની રાહ જોવા લાગી. ચંદ્રકાન્ત પણ શેઠાણીના હૃદયપરિવર્તનનો હેતુ સહેલાઇથી સમજી શકયો; પરંતુ તે પુરૂષાર્થી હોવાથી તેણે તે તરફ લક્ષ્ય આપ્યું નહિ.



## પ્રકરણ ૧૨ મું.



## શેઠાણીનો મિજાજ.

એક દિવસે દેવકરણને ભણાવી ચંદ્રકાન્ત કૉલેજમાં જવાની તૈયારી કરતો હતો. કેશવજી. શેઠ ભોજન કરી દુકાને ચાલ્યા ગયા હતા. ચંદ્રકાન્ત દેવકરણને ભણાવી જેવા ત્યાંથી જવા લાગ્યો કે તરતજ તેને કાને 'ઝણ–ઝણ–ઝણાટ' અવાજ સંભળાયો. આ અવાજ સાંભળી ચંદ્રકાન્ત પાછો ફર્યો.

શેઠાણી ધનબાઇ કયારનીય સ્નાનાદિ કરી રહી હતી. હમણાં તે આયના સ્હામે ઉભી રહી વસ્ત્રાલંકારો પહેરતી હતી. તેના મનમાં એક

ગંભીર સમસ્યાનો ઉદય થયો છે. કોઇ પણ પ્રકારે એ આ સમસ્યાનું સમાધાન કરી શકતી નહોતી. અર્થાત્ તેના અંગની લાવણ્યચ્છટા તિલોત્તમાના જેવી "વાસન્તી મલ્લિકાના જેવી નવવિકસિત, કોમળ, નિર્મળ અને પરિમળમય છે કે ?—અથવા આયેસાના જેવી "નવ-રવિકરપ્રફુલ્લ જલનલિનીના જેવી સુવિકાસિત, સુવાસિત, રસપરિપૂર્ણ, રૌદ્રપ્રદીપ્ત, સંકુચિત નહિ તેમ વિશુદ્ધ પણ નહિ, કોમળ અથચ પ્રોજ્વલ છે ?" આ બન્ને પ્રકારના સૌન્દર્યનું વાસ્તવિક પાર્થકય શું છે તે ધનબાઈ સમજી શકતી નહોતી. તેણે આ પ્રશ્ન તેના પતિને પૂછ્યો હતો; પરંતુ કેશવજી શેઠ કાંઈ કવિ નહોતા. તેથી તેઓ પત્નીના આ પ્રશ્નના ઉત્તર આપી શકયા નહોતા પ્રથમ તો તેમણે કહ્યું હતું કે:–" આ બધી માત્ર વાતચિત કરવાનીજ છટા છે. એમાં કશો ભાવ જોવામાં આવતો નથી. સૌન્દર્યની વળી 'પરિમળ' કેવો ? તેમાં વળી રસ પણ કયાંથી આવી શકે ? વળી જો વાસંતી મલ્લિકા નિર્મળ થઈ શકે તો જળનલિની કેમ ન થઇ શકે ? આવું ગૂઢ સૌન્દર્યતત્વ હું સમજી શકતો નથી." કહેવાની જરૂર રહેતી નથી કે, પતિના આ ઉત્તરથી ધનબાઈ સંતુષ્ટ થઇ નહિ. આથી તો ઉલટો તેના મનનો સંશય વધી ગયો. અંતે કેશવજી શેઠે કહ્યું:–" તું તિલોત્તમા તેમજ આયેસા બન્નેના જેવી છે." ધનબાઈ સમજી કે, શેઠ તેની ખુશામદ કરવાના હેતુથીજ આમ કહે છે. તેથી તેનું મન વધારે ખરાબ થયું. કેશવજી શેઠ તો પત્નીને આવી રીતે સાંત્વના આપી દુકાન પર ચાલ્યા ગયા. ધનબાઈ ઉપરોક્ત પ્રશ્નનો નિર્ણય કરવા આયના પાસેજ ઉભી રહી, અને આયનામાં પોતાના મુખમંડળનું પ્રતિબિંબ જોવા લાગી. એવામાં તેણે પણ 'ઝણુ–ઝણુ–ઝણાટ' નો અવાજ સાંભળ્યો.

ધનબાઇએ ત્વરિત ગતિથી દાદર ઉતરી નીચે જઇને જોયું તો તેની આંખો ઠરી ગઇ. તેણે દાદરનાં પગથીઆં ઉપર અને નીચે

ભાત વેરાએલો જોયો. દાદર ઉપરથી નીચે પણ ઉતરી શકાય તેમ નથી. દાદરની પાસે નીચે એક થાળી અને ત્રણ વાડકીઓ પડેલી છે. વૃદ્ધ સાસુ એક બાજુએ બેશુદ્ધાવસ્થામાં સૂતી છે, અને માસ્તર ચંદ્રકાન્ત તેના મ્હોં પર જળ છાંટી તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરે છે.

આવો દેખાવ નજરે પડતાંજ ધનબાઈ ક્રોધથી સળગી ઉઠી. કેટલો બધો ભાત વેરાઇ ગયો ? ત્યારે શું આજે તેને પોતાને ક્ષુધાતુર રહેવું પડશે ? તે વિજળીની જેવી ઝડપથી પુનઃ દાદર ચઢી ઉપર ચાલી ગઈ.

ચંદ્રકાન્તની શુશ્રુષાથી વૃદ્ધ ડોશી શુદ્ધિમાં આવી, અને તેણે કહ્યું:–" ભાઈ ! " આમ કહીને ડોશીએ પુનઃ પોતાની આંખો મીંચી દીધી. ચંદ્રકાન્તે નમ્ર સ્વરે કહ્યું:–" માજી ! તમારૂં અસહ્ય દુઃખ હું જોઇ શકતો નથી. ઘરમાં આવી જુવાન્ વહુ હોવા છતાં તમારે શા માટે આટલી બધી મહેનત કરવી જોઇએ ? શું તે નીચે રસોડામાં આવીને ખાઇ શકત નહિ. થાળી લઇને ઉપર ન ચઢયાં હોત તો તમે પડી જાત નહિ. "

ડોશીએ બ્હીતાં બ્હીતાં કહ્યું:–" ભાઈ ! ચૂપ ચૂપ ! વિધાતાએ મ્હારા કપાળમાં દુઃખજ લખેલું છે, એટલે હું સુખ કયાંથી જોઇ શકું ? અરેરે ! મ્હારૂં ગળું સુકાઇ જાય છે—થોડું પાણી પાઓ. "

આ સમયે દાસી નીચેથી ઉપર આવી. અને ડોશીની સ્થિતિ જોઈ ચમકી ઉઠી. ચંદ્રકાન્તે અને દાસીએ ડોશીનું અંગ ધોઇ નાખીને તેને તેની ઓરડીમાં લઈ જઇને સુવાડી. દાસીએ ડોશીને થોડું જળ પાયું.

આ બનાવ બન્યો તેને આગલે દિવસે એકાદશીનો ઉપવાસ હોવાથી ગઇ કાલનું ડોશીએ ખાધું નથી. આજે સ્હવારે ચ્હા બનાવ્યા પછી તેણે રસોઇ તૈયાર કરી હતી. પછીથી તેણે કેશવજી શેઠ અને

દેવકરણને જમાડયા હતા. આવી રીતે તેણે સ્હવારથી ૧૦ાા દશ વાગ્યા સુધી ઘણી મહેનત કરી હતી. અદ્યાપિ તેણે ખાધું સુદ્ધાં નહોતું. પછીથી તે વહુની જમવાની થાળી લઇને ઉપર જતી હતી; કારણ કે ધનબાઈ કદિ નીચે આવીને જમતી નહિ. દશ વર્ષ ઉપર જ્યારે તેણે આ મકાનમાં પ્રથમ પગ મૂક્યો હતો ત્યારથીજ તે ઉપર જમે છે. વૃદ્ધ સાસુ એ વખત થાળી પીરસીને વહુને ઉપર આપી આવે છે. પ્રથમ સાસુ આ કાર્ય પ્રેમવશ થઇને કરતી હતી; પરંતુ હવે ભયને લીધે કરે છે. તેથી આજે પણ હમ્મેશાંના નિયમાનુસાર એ ઉપવાસી સાસુ કંપતી કંપતી પીરસેલી થાળી લઇને દાદર ઉપર ચઢતી હતી; પરંતુ અડધો દાદર ચઢતાંજ તેની આંખોએ અંધારાં આવ્યાં, તેનું મસ્તક ભમી ગયું, પગ અવશ બની ગયા તથા અડધા દાદર ઉપરથીજ બેશુદ્ધ બની જઇને તે નીચે પડી ગઈ. તેના હાથમાંની થાળી વાડકીઓએ પડી જઇને 'ઝણ-ઝણ-ઝણાટ' અવાજ કરી તેના પડયાની હકીકત જાહિર કરી.

ડોશીએ જળપાન કરી, કાંઇક સ્વસ્થ થઇને કહ્યું:—"હવે વહુ શું ખાશે? બધી રસોઈ ઢળી ગઇ છે. અરે રામ! હજી મ્હારૂં માથું ફર્યા કરે છે."

ચંદ્રકાન્તે કહ્યું:—"તમે હમણાં કાંઇ બોલશો નહિ. શાન્તિથી સૂઈ રહો. અરે દાસી! થોડું લિંબુનું શરબત બનાવ જોઇએ."

આવી રીતે ચંદ્રકાન્ત વૃદ્ધ ડોશીની સેવા કરવા લાગ્યો. થોડા સમયમાંજ લિંબુનું શરબત તૈયાર થયું. શરબત પીને ડોશી કાંઇક વિશેષ સ્વસ્થ થઈ. પછી તેણે ચંદ્રકાન્તને કહ્યું:—"ભાઇ! મ્હારાથી હવે આટલું બધું દુઃખ સહેવાતું નથી. મુઓ કાળ પણ મ્હારા દુઃખ સ્હામું જોતો નથી! હવે તો હું જગતમાંથી જાઉં એટલે જાણે કે ગંગા ન્હાઈ. કાલે આખો દિવસ મ્હેં ઉપવાસ કર્યો છે, આજે

બપોરનો વખત થયો તો પણ હજી મ્હેં કાંઈ ખાધું નથી. આમ છતાં મ્હારી મહેનતનો પાર નથી—"

"કેમ, શેઠાણી શું કરે છે? તેઓ સાજાં તાજાં છે, પછી તમારે શા માટે રાંધવું પડે?"

"અરે ભાઇ! આમ બોલશોજ નહિ. એ સાંભળશે તો ભોગ મળશે."

આટલું બોલતાં બોલતાંમાં તો ડોશીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

ચંદ્રકાન્તે કહ્યું:—"ત્યારે હવે તમે શું ખાશો? ખાવું તો જોઇએજ"

"ભાઈ! હવે મ્હારામાં રાંધવાની શકિત નથી. મ્હેં જે ભાણું દાસીને માટે ઢાંકી રાખ્યું છે તે વહુને ખાવાનું કહો."

"પરંતુ તમે શું ખાશો? હું બજારમાંથી લાવી આપું?"

"મ્હારી ચિંતા કરવાનું કારણ નથી. જેવી રીતે કાલે ઉપવાસ કર્યો હતો તેવી રીતે આજે પણ ઉપવાસ કરીશ."

દાસીએ ઉપર જઇને જોયું તો ધનબાઈ એક કૉચ ઉપર ઉંઘી ગયેલી કન્યાને પાસામાં લઈ સૂઈ રહી હતી. તેનો કેશકલાપ કૉચના ઉપર વિખરાયલો પડયો હતો. તેનું મ્હોં ક્રોધથી લાલચોળ બની ગયું હતું! તે આંખો ઉઘાડી એકાગ્રદષ્ટિથી દિવાલ તરફ જોઈ રહી હતી.

દાસીએ શેઠાણીની સ્થિતિ જોઈ ભય પામીને ઘણા નમ્ર સ્વરે કહ્યું:—"બા! ઉઠો. મ્હારે માટે જે ભાણું ઢાંકેલું છે તે જમી લ્યો. વળી માતાજીને માટે બજારમાંથી થોડું ખાવાનું મંગાવવું છે—એ માટે પૈસા આપો; આજે હવે તેઓ રાંધી શકે તેમ નથી."

ધનબાઇ હાલી ચાલી નહિ. તેણે પોતાની આંખો પણ ફેરવ્યા સિવાય કહ્યું:—"મને અકળાવીશ નહિ. મ્હારી પાસે પૈસા નથી,

તેમ મ્હારે ખાવું પણ નથી. ધ્યાન રાખ્યું હોત તો શાને પડી જવાત ? આજકાલ પૈસા સસ્તા નથી કે હું તમને ઝટ ઝટ કાઢી આપું. વળી હું કાંઇ ચાકરડી નથી કે ત્હારૂં ભાણું જમું !"

"ત્યારે તમેજ નીચે આવીને ખીચડી બનાવો. માતાજીને કાલનો ઉપવાસ છે."

"તેમને ઉપવાસ છે તેથી હું શું કરૂં ? મ્હેં ક્યાં તેમને ઉપ-વાસ કરાવ્યો હતો ? વળી મ્હને રાંધવાનું કહેતાં તને શરમ નથી આવતી ? મ્હને અકળાવીશ નહિ—તું મ્હારી પાસેથી ચાલી જા."

આમ કહી ગરવિણી ધનબાઈ પાસું ફેરવીને સૂતી. તેનાં કઠોર કર્કશ વચનોથી ઉંઘી ગયેલી બાળિકા જાગી ઉઠી, અને તે રડવા લાગી. આ સમયે કન્યાને રડતી સાંભળી, ધનબાઈનું ધૈર્ય ઉડી ગયું. તેણે તેના ગાલ પર એક થપ્પડ લગાવી દીધી. થપ્પડ વાગતાંજ બાળિકા જડ જેવી બની ગઈ. બે મિનિટ સુધી તે હલી ચાલી શકી પણ નહિ. જાણે કે તેનો શ્વાસજ બંધ થઇ ગયો ! પછીથી તે મ્હોટેથી રડવા લાગી. આથી દાસી તેને ઉંચકી લઈ નીચે ચાલી ગઈ.

બાળિકાને રડતી જોઇ ડોશીએ વ્યાકુળતાથી કહ્યું–"આવ, બેટા ! આવ, અરેરે ! ક્યારનું બિચારીએ દૂધ પીધું નથી ! મ્હોં પણ સુકાઈ ગયું છે. અરે ગંગા ! (દાસીનું નામ) દૂધ લાવ જોઇએ."

દાસીએ કહ્યું:–"માતાજી ! તમે શાન્તિથી સૂઈ રહો. હું બ્હેનને દૂધ પાઉંછું."

ચંદ્રકાન્તે દાસીને પૂછ્યું:–"તું શેઠાણી પાસેથી પૈસા લાવી ? પહેલાં બજારમાંથી તું માતાજીને માટે થોડું ખાવાનું લઇ આવ."

દાસીએ કહ્યું:–"શેઠાણીએ પૈસા તો ના આપ્યા. તેઓ ક્રોધે ભરાયાં છે—તેઓ ખાશે નહિ તેમજ પૈસા પણ આપશે નહિ."

આ ઉત્તર સાંભળવામાં આવતાંજ ચંદ્રકાન્તનાં નેત્રો લાલચોળ

થઈ ગયાં; પરંતુ તેણે આત્મસંયમ કરીને કહ્યું:–" ત્યારે તું મ્હારી સાથે ચાલ. હું બજારમાંથી તને ખાવાનું અપાવી કૉલેજમાં જઉંછું."

આમ કહી ગંગા દાસીને સાથે લઇ ચંદ્રકાન્ત બજારમાં ગયો, અને દાસીને ખાવાનું અપાવી ઘેર વિદાય કર્યા પછી તે કાલેજ તરફ રવાના થયો. આજે કૉલેજમાં જતાં તેને બે કલાકનો વિલંબ થયો.



# પ્રકરણ ૧૩ મું.



## પિયરમાં પલાયન !

સાંજે લગભગ છ વાગે કેશવજી શેઠ ઘેર આવ્યા. તેમણે ઉપર જઇને જોયું તો ગરવિણી ધનબાઇ કૉચ ઉપર મ્હોં ચઢાવીને પડી રહી હતી. તેનું મ્હોં સુકાઇ ગયેલું અને આંખો લાલચોળ હતી—જાણે કે તે પુષ્કળ રડી છે! તેની પાસે રસોઇની થાળી અને એક જળ ભરેલો લોટો પડી રહેલો છે. હમ્મેશાં કેશવજી શેઠ જ્યારે ઘેર આવતા ત્યારે ધનબાઇ પ્રેમથી તેમજ મૃદુમધુર હાસ્યથી તેમની અભ્યર્થના કરતી હતી; પરંતુ આજે તે કૉચ પરથી ઉઠી નહિ તેમજ એક શબ્દ સુદ્ધાં બોલી નહિ. માત્ર તે દિવાલની તરફ એકી નજરે જોઇ રહી હતી. પત્નીનું આવી સ્થિતિમાં દર્શન થતાંજ કેશવજી શેઠનો અંતરાત્મા કંપી ઉઠ્યો. તેમણે કહ્યું:–" આ શું છે? આમ સૂઇ કેમ રહી છે? આ ખાવાનું કોને માટે છે?"

આ પ્રશ્નના ઉત્તરમાં કેશવજી શેઠે પત્નીને એક ગાઢ નિશ્વાસ મૂકતી જોઈ. કેશવજી શેઠે ફરીથી કહ્યું:–" શું થયું છે? કેમ કાંઈ કહેતી નથી? ત્હેં કાંઈ ખાધું નથી કે શું?"

આ પ્રશ્નના ઉત્તરમાં કેશવજી શેઠે પત્નીનાં નેત્રોમાં અશ્રુબિંદુઓ ઉભરાઇ આવેલાં જોયાં. આથી તેમણે પત્ની પાસે જઇ તેનો હાથ

ઝાલી તેને બેઠી કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ ધનબાઇએ જોરથી પતિનો હાથ તરછોડી નાખ્યો.

કેશવજી શેઠે નિરૂપાય બની જઈ ધનબાઇના મલિન મુખચંદ્ર તરફ દૃષ્ટિ ફેંકીને કહ્યું:–"કેમ આમ રીસાઈ છે? કોઈ કાંઈ બોલ્યું છે કે શું?"

આ સમયે ધનબાઇએ મૌનભંગ કરીને ગદ્‌ગદ કંઠે કહ્યું:–"ના ના–રીસ શાની? મ્હને આજે ને આજેજ મ્હારા પિયરમાં મોકલી દ્યો. હવે હું રહી શકીશ નહિ."

કેવો ભયંકર પ્રકાર! કેશવજી શેઠને દશે દિશામાં શૂન્યકાર જણાવા લાગ્યો. તેમના પગ નીચેની પૃથિવી જાણે કે ધ્રૂજવા લાગી. તેમણે સાહસનો સંચય કરી નમ્ર સ્વરે કહ્યું:–"પરંતુ શું થયું છે તે મ્હને કહેવાને શી હરકત છે? કોઇ કાંઈ બોલ્યું છે કે શું?"

"મ્હારાથી રસોઈ બનાવી શકાશે નહિ. હું અહિં રહી શકીશ પણ નહિ. પેલો માસ્તર પણ આજે જેમ ફાવે તેમ બોલી મ્હારૂં ભયંકર અપમાન કરી ગયો છે. મ્હને આજે ને આજેજ મ્હારા પિયરમાં મોકલી દ્યો—હું અહિં રહીશ નહિ."

હવે કેશવજી શેઠ પત્ની પાસે ઉભા નહિ રહેતાં ક્રોધાવેશમાં આવી જઇ, દાદર ઉતરી નીચે ગયા અને "મા–મા" કહીને તેમણે માતાને બોલાવી.

ડોશીને તાવ આવ્યો હતો તેથી તે સૂઇ રહી હતી. હમણાં તે સહજ ઉંઘમાં હોવાથી તેણે પુત્રનો અવાજ સાંભળ્યો નહિ. એવામાં ગંગા દાસીને જોઇ શેઠે પૂછ્યું:–"ગંગા! મા ક્યાં છે?"

ગંગાએ કહ્યું:–"માતાજીનું શરીર સારૂં નથી તેથી તેઓ સૂઇ રહ્યાં છે."

"ગંગા! તમે આ શું કરો છો તે હું સમજી શકતો નથી.

આજે આખા દિવસમાં શેઠાણીએ કાંઇ ખાધું નથી. તમે તેમને ખાવાનું સુદ્ધાં કહ્યું નહિ કે ?"

ગંગાએ કહ્યું:-" અમે તો તેમને ખાવા માટે ઘણોઃ આગ્રહ કર્યો હતો. બજારમાંથી ખાવાનું લઇ આવી તે ખવડાવવાનો પ્રયત્ન પણ કર્યો હતો; પરંતુ તેઓ ઉઠીને બેઠાં થયાંજ નહિ—તેમ ખાધું પણ નહિ. અમે શું કરીએ, શેઠજી ?"

" ત્હારૂં ભાણું એ શા માટે ખાય ? તેમનું ભાણું તૈયાર નહોતું કર્યું ?"

" માતાજી ભાણું લઇને ઉપર જતાં હતાં. અડધો દાદર ચઢતાં ચકરી આવવાથી તેઓ બેશુદ્ધ બની જઇને જમીન પર ઢળી પડયાં. માસ્તરે ઘણી મ્હેનત કરી ત્યારે તેઓ શુદ્ધિમાં આવ્યાં. શેઠાણીનું ભાણું વેરાઈ ગયું હતું."

" ત્યારે પછી તેમને માટે ફરી કેમ ના રાંધ્યું ?"

" કોણ રાંધે ? માતાજી તો શુદ્ધિમાં નહોતાં. તેમનામાં ઉઠીને બેઠાં થવાની શકિત પણ હજી સુધી નથી. તેમણે ગઈ કાલનો ઉપવાસ કર્યો છે છતાં હજી સુધી કાંઈ ખાધું નથી—માત્ર પાણી પીધું છે !"

આ ખુલાસાથી કેશવજી શેઠને સંતોષ થયો નહિ. તેઓ માતાની પાસે ગયા. ડોશીએ જોડાનો અવાજ સાંભળી ઉંઘમાંથી જાગી ઉઠી પોતાની આંખો ઉઘાડીને કહ્યું:-" ભાઈ ! આવ્યો કે ? દીર્ઘાયુ થા અને સુખથી ઘરસંસાર ચલાવ. ભાઇ ! હવે હું બચી શકું તેમ નથી. ભાઇ ! ત્હારૂં મ્હોં સુકાઈ ગયું છે. કપડાં કાઢી હાથ પગ ધોઈ ઘરમાં ખાવાનું છે તે ખાઈ લે."

કેશવજીએ કહ્યું:-" મા ! મ્હને ખવડાવવાને માટે તું આટલી અસ્થિર બની જાય છે, અને વહુ ઉપર ભૂખે પેટે પડી રહી છે તેનો તો ત્હેં ભાવ સુદ્ધાં ન પૂછ્યો !"

ડોશીએ કહ્યું:—"શું કરૂં ભાઇ! અત્યાર સુધી મ્હારૂં માથું ભમ્યા કરતું હતું. હું દાદર ઉપરથી પડી ગઈ હતી—તેથી મ્હારાથી ફરી રાંધી શકાયું નહિ. જો મ્હારૂં કહેવું ખોટું લાગતું હોય તો માસ્તરને પૂછી જોજે."

દેવકરણની પરીક્ષા પાસે આવેલી હોવાથી ચંદ્રકાન્ત કોઈ કોઈ દિવસે તેને સાંજે પણ ભણાવવા આવતો હતો. હમણાં ચંદ્રકાન્ત દેવકરણને ઑલજીબ્રાનો એક હિસાબ શિખવાડતો હતો. કેશવજી શેઠે ચંદ્રકાન્ત પાસે જઇને કહ્યું:—"અરે, માસ્તર! શું બન્યું છે? હું કાંઇ સમજી શકતો નથી."

ચંદ્રકાન્તે કહ્યું:—"કેમ, આપ કાંઇ જાણતા નથી? માતાજી શેઠાણીનું ભાણું લઇને દાદર ચઢીને ઉપર જતાં હતાં; પરંતુ અડધો દાદર ચઢયા પછી ચકરી આવ્યાથી તેઓ બેશુદ્ધ બની જઇને નીચે પટકાઈ પડયાં; પરંતુ કેવું આશ્ચર્ય! એથી શેઠાણીના મનને સહજ પણ કષ્ટ થયું નહિ. શેઠાણી માતાજીને માટે બજારમાંથી ખાવાનું લાવવા માટે પૈસા સુદ્ધાં ન આપ્યા, તથા તેઓ પોતે પણ કાંઈ ખાધા પીધા વિના ક્રોધે ભરાઇને પડયાં રહ્યાં."

કેશવજી:—મ્હારી સ્ત્રીના વર્તન સંબંધી એક શબ્દ પણ ઉચ્ચારવાનો તમને શો અધિકાર છે?

ચંદ્રકાન્ત:—આપે જ્યારે મ્હને એ વાત પૂછી ત્યારે મ્હેં સાચો ખુલાસો કર્યો. તમે ઘણાજ—

કેશવજી:—માસ્તર! તમે ઘણા બેઅદબ જણાઓ છો. તમે કોની સાથે વાતચિત કરોછો એ હમ્મેશાં તમારે લક્ષ્યમાં રાખવું જોઇએ.

ચંદ્રકાન્ત હવે પોતાના જીવને કાબુમાં રાખી શક્યો નહિ. તેણે ઉત્તેજિત સ્વરે કહ્યું:—"હું કોની સાથે વાતચિત કરૂંછું તે મ્હારા લક્ષ્યમાંજ છે. મ્હને દશ રૂપિયા પગાર આપનાર શેઠની સાથે હું

વાતચિત કરૂંછું. આવા દશ રૂપિયા તો મ્હને ઘણા મળશે; પરંતુ હું આપને એક વાત કહી રાખું છું કે, તમે ઘોર પાપિષ્ઠ છો—આપનું અનાજ ખાવામાં પણ પાપ છે. આ મુંબાઈ શહેરમાં આપના જેવા કેશવજી શેઠ કેટલા છે તે હું જાણતો નથી. જો વધારે હોય તો તમારા જેવા સુપુત્રોના હાથમાંથી વૃદ્ધ માતા માશીઓનું રક્ષણ કરવાને માટે પશુક્લેશ નિવારિણી-સમિતિની માફક એક સમિતિ સ્થાપિત કરવાની અતિ આવશ્યકતા છે !"

કેશવજી:—માસ્તર ! તમે હમણાં ને હમણાં અહિંથી ચાલ્યા જાઓ. તમારા જેવા ઉદ્ધત સ્વભાવના માસ્તરની મ્હને બિલકુલ જરૂર નથી.

ચંદ્રકાન્ત:—હું હમણાંજ જઉંછું. આપના આ પાપ સ્થાનમાં એક ક્ષણને માટે રહેવાની પણ મ્હારી ઇચ્છા નથી."

આમ કહીને ચંદ્રકાન્ત કેશવજી શેઠના મકાનનો ત્યાગ કરી પોતાના નિવાસ સ્થાને ચાલ્યો ગયો.

ચંદ્રકાન્તના ચાલ્યા ગયા પછી કેશવજી શેઠે મેડા ઉપર જઇને કપડાં કાઢયાં. એકાએક તેમના અંતરમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. ચંદ્રકાન્તના જેવાં વચનો આજ સુધીમાં કોઇએ તેમને સંભળાવ્યાં નથી. ધીમે ધીમે પોતાનું અધઃપતન થયું છે, અત્યાર સુધી પોતાની આંખો જાણે કે આંધળી હતી; પરંતુ આજે ચંદ્રકાન્તનાં વચનો સાંભળવામાં આવતાં તેમનાં જ્ઞાનચક્ષુ એકાએક ઉઘડયાં. વસ્ત્રો બદલી નાખી તેમણે હાથ, મ્હોં ધોયું. પછીથી ગંગા આવી ભોજન મૂકી ગઇ. કેશવજી શેઠ નીચેજ જમી, ઉપર જઇ પુનઃ કપડાં પહેરી મકાનની બ્હાર ચાલ્યા ગયા. ધનબાઈ હજી પણ કૉચ ઉપર પડી રહી હતી. કેશવજી શેઠ તેને કાંઈ કહ્યા સિવાય બ્હાર ચાલ્યા ગયા.

કેશવજી શેઠ ચોપાટી ઉપર જઇ એક બેન્ચ ઉપર બેઠા; પરંતુ તેમનું મન શાન્ત થયું નહિ. તેમના અંતરમાં પશ્ચાત્તાપનો જે અગ્નિ

સળગતો હતો તે ધીમે ધીમે વિશેષ પ્રચંડ સ્વરૂપ ધારણ કરતો હતો. ચોપાટી ઉપર અસંખ્ય માણસો ફરતાં હતાં. તેઓમાંનાં કેટલાંક હસતાં અને કેટલાંક વાર્ત્તા-વિનોદ કરતાં ફરતાં હતાં. અનેક માણસો વાતો કરતાં ચાલ્યાં ગયાં ત્યારે અનેક માણસો નવાં આવ્યાં. ધીમે ધીમે સંધ્યાકાળનો અંધકાર વધવા લાગ્યો. ગગનમંડળમાં એકે એક જ્યોતિપૂર્ણ તારકો પ્રકાશવા લાગ્યા. સડક ઉપર ગ્યાસના દીપકો પણ સળગી ઉઠયા. સમુદ્રનું જળ પાષાણો સાથે અથડાઈ ભીષણ ગર્જના કરતું હતું. દીવાદાંડીનો દીપક વારંવાર દેખાતો હતો. બી. બી. રેલ્વેની ટ્રેનો ક્વચિત્ ક્વચિત્ જતી આવતી જોવામાં આવતી હતી. શેરડી-વાળાઓ અને સેવ મુરમુરાવાળાઓ બૂમો મારતા, ફરતા જણાતા હતા.

લગભગ નવ વાગ્યે કેશવજી શેઠ કાંઈક શુદ્ધિમાં આવ્યા. તેઓ બેન્ચ ઉપરથી ઉઠી, ચરનીરોડના રેલ્વે ક્રાસિંગ ઉપર થઈને ગૃહ તરફ જવા લાગ્યા; પરંતુ ઘેર ગયા પછી ધનબાઈ સાથે મુલાકાત ન થાય તો સારૂં એવી તેમની ઈચ્છા હતી.

ખરી રીતે બન્યું પણ તેમજ. શેઠને પોતાની સાથે બોલ્યા ચાલ્યા સિવાય બ્હાર જતા જોઈને ગરવિણી ધનબાઈનું હૃદય ભરાઈ આવ્યું. ઘણા સમય સુધી રડીને તેણે પોતાનો હૃદયભાર કાંઈક અંશે ઓછો કર્યો. રડતાં રડતાં તેની આંખો લાલચોળ બની ગઈ. તેને એવી આશા હતી કે, શેઠ ઘેર આવશે એટલે વૃદ્ધ માતાનો તિરસ્કાર કરી, તેના ક્રોધને શાન્ત કરશે; પરંતુ જ્યારે પોતાના ધાર્યા પ્રમાણે બન્યું નહિ ત્યારે તેનું અભિમાન બમણું વધી ગયું. થોડા સમય પછી તો તેણે દાસીને એક ગાડી લઈ આવવાની આજ્ઞા કરી. ગંગા પણ શેઠાણી ઉપર પ્રસન્ન નહોતી. તે દિવસે ગંગાને પણ વિના કારણ શેઠાણીનો તિરસ્કાર સહન કરવો પડ્યો હતો. આથી ગંગાએ વિચાર્યું કે, "બલા ટળતી હોય તો ભલે ટળે." તે તરતજ એક ગાડી ભાડે કરી લાવી. ધનબાઈ પોતાની કન્યાને સાથે લઈ, એ

ગાડીમાં જઇને બેઠી. ગંગાએ વિચાર્યું કે, તેને ગાડીમાં એકલી જવા દેવી ઉચિત નથી; તેથી તે પણ ગાડીમાં બેઠી. આવી રીતે ગંગા ધનબાઇને તેના પિયરમાં પહોંચાડી પાછી આવતી રહી.

આ હકીકત વૃદ્ધ સાસુના જાણવામાં આવતાં તેણે કહ્યું:–"પિયર ગઈ તે સારૂંજ થયું. અહિં રહી હોત તો મ્હારાથી હમણાં રાંધી શકાત નહિ, અને તેને જમવાની અડચણ પડત. મ્હને આરામ થશે એટલે તેને તેડાવીશ."

કેશવજી શેઠ ઘેર આવી પહોંચ્યા. ઘરમાં પત્ની જોવામાં નહિ આવ્યાથી તેઓ હતાશ બની ગયા. આમ છતાં તેમણે છુટકારાના એક શ્વાસ મૂક્યો. એ રાત્રે તેમણે પાડોસમાં રહેતા એક ગરીબ બ્રાહ્મણને બોલાવી રસોઈ તૈયાર કરાવી, તથા વૃદ્ધ માતાને જમાડી. દેવકરણે પણ પિતાની સાથે ખાઈ લીધું.

બીજા દિવસથી કેશવજી શેઠે એક બ્રાહ્મણીને રસોઇ કાર્ય કરવા માટે રાખી! માસ્તરનો પગાર બ્રાહ્મણીને મળવા લાગ્યો!

વૃદ્ધ ડોશીને આરામ થયો એટલે તેણે એક ગાડી સાથે ગંગાને. વહુને તેડી લાવવા માટે મોકલી; પરંતુ ગરવિણી ધનબાઇ સાસરે આવી નહિ.

ત્યારે હવે જાઓ કેશવજી શેઠ! તમેજ જઇને વહુને વિનવીને તેડી લાવો. અમે હવે તમારી પાસેથી વિદાય લઈ આગળ વધીએ.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ઠઠ્ઠા મશ્કરી.

"કેમ ચંદ્રકાન્ત! ત્હારા શા સમાચાર છે?"

લગભગ પાંચ વાગ્યાને સમયે ચંદ્રકાન્ત, જયન્ત, રમણિક તથા

નટવર જયન્તની રૂમમાં બેસી બજારમાંથી મંગાવેલા સેવ મુરમુરાનો નાસ્તો કરતા હતા. આ સમયે જયન્તે ચંદ્રકાન્તને ઉપરોક્ત પ્રશ્ન પૂછ્યો.

ચંદ્રકાન્ત 'ટાઇમ્સ' પત્રમાં એક જાહિરખબર જોઇ ટ્યુશનની તપાસમાં આજે સ્હવારે ગયો હતો. બે છોકરાઓને સ્હવારમાં બે કલાક ભણાવવાના છે. દશ રૂપિયા માસિક પગાર મળવાનો છે.

ચંદ્રકાન્તે કહ્યું:—"સારા સમાચાર છે. મ્હને એ જગ્યા મળી છે. ત્યાં ટકી શકાય એવી આશા પણ છે, હું જેમને ત્યાં ગયો હતો તેમનું નામ વલ્લભદાસ છે. તેઓ ભાટિયા હોવા છતાં પ્રાર્થના સમાજીસ્ટ છે. તેમને બે પુત્રો છે. તેમનાં નામ ચમન અને મોહન છે. ચમન થર્ડ સ્ટેન્ડર્ડમાં અને મોહન ફિફ્થ સ્ટેન્ડર્ડમાં અભ્યાસ કરે છે. બંને વિદ્યાર્થીઓનો સ્વભાવ સારો છે. વલ્લભદાસ પણ ઘણા સારા માણસ જણાય છે; છતાં તેમની ભદ્રતા માત્ર મૌખિક છે કે આંતરિક છે તે હજી સુધી જાણી શક્યો નથી."

જયન્તઃ—એકાએક કોઈ માણસને ઓળખી શકાતું નથી.

ચંદ્રકાન્તે કહ્યું:—"હં, બીજી એક વાત ભૂલી ગયો. આ બે વિદ્યાર્થીઓ સિવાય બીજી એક વ્યક્તિને પણ થોડું ઘણું શિખવવાનું છે."

"બીજા કોને ભણાવવાનું છે ?"

"હું ચમન અને મોહનને ભણાવતો હતો એવામાં વલ્લભદાસે એક બાળિકાને પોતાની સાથે તેડી લાવીને મ્હને કહ્યું:—"માસ્તર ! આ મ્હારી ન્હાની બ્હેન છે. એનું નામ સરોજ છે. એ હમણાં મેટ્રિક ક્લાસમાં અભ્યાસ કરે છે. એને તમે નિયમિત નહિ શિખવો તો પણ ચાલશે—માત્ર તેને જો કાંઈ ન સમજાતું હોય તો શિખવજો"

જયન્તે અતિ ઉત્સાહિત થઇને કહ્યું:—"આ વાત ત્હેં અત્યાર સુધી કેમ કહી નહોતી ? તું ઘણોજ વિચિત્ર છે !"

રમણિકે કહ્યું:—"ઘણો ચમત્કાર ! Most romantic !

બાળિકા દેખાવમાં કેવી છે? ઉમર કેટલી છે?"

ચંદ્રકાન્તઃ–બાળિકાનું નામ સાંભળવામાં આવતાંજ તમારા સૌના મ્હોંમાં પાણી છુટે છે! મ્હેં કાંઈ તેને લક્ષ્યપૂર્વક જોઈ નથી કે, હું તેના રૂપસૌંદર્યનું વર્ણન કરૂં. તેના તરફ દૃષ્ટિ ફેંકતાં હું શરમાતો હતો. છતાં દેખાવમાં ઘણી ખૂબસુરત છે એટલું તો હું ચોક્કસ કહી શકું છું. ઉંમર લગભગ પંદર સોળ વર્ષની હશે.

જયન્તઃ–Capital! હવે શું જોઇએ? પરંતુ તું તદ્દન બેરસિક જણાય છે! તું તેનું મ્હોં સુદ્ધાં બરાબર જોઈ શક્યો નહિ?

રમણિકઃ–એ એક સુધરેલી સતી સાધ્વી પતિવ્રતા છે કે? વારૂ, પછી શું થયું?

ચંદ્રકાન્તઃ–તમે બધા આવી ઠઠ્ઠા મશ્કરી કરશો તો હું કાંઈ કહીશ નહિ.

જયન્તઃ–ઠીક, અમે બધા ચૂપ થઇ જાઇએ છીએ. ભાઇ! બધાય ચૂપ થઈ જાઓ.

ચંદ્રકાન્તઃ–બાળિકા ઘણી શરમાળ હોય એમ મ્હને લાગ્યું. જ્યારે વલ્લભદાસ તેને મ્હારી પાસે મૂકી ગયા ત્યારે શરમથી તે નીચું જોઇને ઉભીજ રહી. મ્હેં તેને પૂછ્યું:–" આપ કયી કયી ચોપડીઓ વાંચો છો?"

જયન્તઃ–ત્યારે પણ તેની દૃષ્ટિ નીચીજ હતી કે?

રમણિકઃ–માસ્તર થયા છતાં શિષ્યાને "આપ" કેમ કહ્યું?!

ચંદ્રકાન્તે હસીને કહ્યું:–" જાઓ, તમે બધા લુચ્ચા છો!"

જયન્તઃ–ના–ના–ચૂપ ચૂપ. ભાઇ અમે હવે એક પણ અક્ષર બોલીશું નહિ. હવે અમને તું સઘળી હકીકત નિશ્ચિંતે કહે.

ચંદ્રકાન્તઃ–તેણે કેટલીક ચોપડીઓનાં નામ કહ્યાં.

જયન્તઃ—એ કઠોર ચોપડીઓનાં નામોએ ત્હારા કાનોમાં પ્રવેશ નહિ કર્યો હોય—કેમકે તું તે વખતે તેનો વીણાના જેવો સુમધુર સુર સાંભળી મુગ્ધ બની ગયો હોઇશ.

નટવરઃ—જાણે કે વસંત સમાગમમાં કોકિલા પ્રથમ બોલી હશે!

જયન્તઃ—એ સમયે તું તેના મ્હોં તરફ ટગર ટગર જોઈ રહ્યો હતો ને?

ચંદ્રકાન્તે કહ્યું:—"જ્યારે તમે મ્હારી વાતને હસવામાંજ ઉડાવો છો ત્યારે હું અહિંથી ઉઠીને ચાલ્યો જઉં છું!"

જયન્તઃ—અરે રમણિક, નટવર! તમારા બધાથી ચૂપ રહેવાતું નથી કે? મ્હારી ભુલ થઈ છે. ચંદ્રકાન્ત તેના મ્હોં તરફ શા માટે જોઈ રહે? તેના પગ તરફ જોઈ રહ્યો હશે! ચંદ્રકાન્ત! તું ત્હારે કહ્યે જા. અમે બધા ચૂપ થઈ જઇએ છીએ. ત્યાર પછી શું થયું?

ચંદ્રકાન્તઃ—મ્હેં કહ્યું, "આપને જ્યારે કોઈ વિષયમાં સંશય ઉપજે ત્યારે મ્હને બેલાશક પૂછજો."

જયન્તઃ—પછી તેણે શો ઉત્તર આપ્યો?

ચંદ્રકાન્તઃ—તેણે કહ્યું, "વારૂ." પછીથી તે ચાલી ગઈ.

રમણિકઃ—ત્યારે જાણે કે, ત્હારા માનસ—સરોવરમાં તરંગો ઉછાળી એક રાજહંસ અદ્રશ્ય થઇ ગયો હશે, કેમ?

જયન્તઃ—અને તું પત્થરના પુતળાની માફક સ્થિર, ધીર અને ગંભીર બની જઇને તેના તરફ જોઈ રહ્યો હોઈશ, કેમ?

ચંદ્રકાન્તઃ—તમે સૌ આ પ્રમાણે બોલો છો તે ઉચિત નથી. ઠઠ્ઠા મશ્કરી અને કવિત્વમાં ઘણો ફર્ક છે.

જયન્તઃ—એ હું સારી રીતે જાણું છું, સમાલોચક મહાશય! આપને એક વાત પૂછવી ભૂલી જઉં છું. વારૂ, કહો જોઇએ તમારી આ શિષ્યા વધારે સુંદર છે કે તમારા ઘરની શિષ્યા વધારે સુંદર છે?

ચંદ્રકાન્તે ક્રોધે ભરાઇને કહ્યું:–" જાઓ—જાઓ, હવે હું તમારા એક પણ પ્રશ્નનો ઉત્તર આપીશ નહિ ! "

રમણિક:–જયન્તના પ્રશ્નનો ઉત્તર આપવામાં શી હરેકત છે ? શું એક પુષ્પ સાથે અન્ય પુષ્પની તુલના કરવામાં કશો દોષ છે ?

ચંદ્રકાન્ત:–જો હું કદાચ એમ કહું કે, તેના કરતાં મ્હારી સ્ત્રી વધારે સુંદર છે તો ?

જયન્ત:–મ્હને ખાત્રી છે કે, તું એમજ કહીશ. દરેક ગુજરાતી પોતાની સ્ત્રીને વધારે સુંદરજ સમજે છે !

ચંદ્રકાન્ત:–ત્યારે પછી તું મ્હને આવો પ્રશ્ન કેમ પૂછે છે ?

જયન્ત:–ના–તું ખરી વાત કહે.

ચંદ્રકાન્ત:–શારીરિક સૌન્દર્યમાં મ્હારી સ્ત્રી સાથે તેની તુલના થઈ શકે તેમ નથી;

જયન્ત:–અને માનસિક સૌન્દર્ય—Learning–accomplishment—જોવા જતાં ત્હારી સ્ત્રી કરતાં આ નવીન શિષ્યા વિશેષ સુંદર છે, કેમ ?

ચંદ્રકાન્ત:–અવશ્ય.

જયન્ત:–ચંદ્રકાન્ત ! સાવધાન—Don't fall in love with her ! ( તેનાં પ્રેમમાં પડતો નહિ ! )

આ વાક્ય સાંભળી ચંદ્રકાન્ત ઘણો ખિજાયો. તેણે કહ્યું:– " જાઓ, તમે બધા ઘણાં વિચિત્ર છો. હવે હું તમને તેના સંબંધી એક પણ અક્ષર કહીશ નહિ. "

આમ કહી ચંદ્રકાન્ત ત્યાંથી ઉઠીને જલદીથી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૧૫ મું.

## વલ્લભદાસ.

ચંદ્રકાન્ત બીજે દિવસે સ્હવારે સાત વાગ્યે વલ્લભદાસને ત્યાં ભણાવવાને ગયો. વલ્લભદાસનું મકાન ન્હાનું હોવા છતાં ઘણું સુંદર છે. મકાનની સ્હામે એક ન્હાનું કમ્પાઉન્ડ છે. આ કમ્પાઉન્ડમાં મકાનના પ્રવેશદ્વાર સુધીનો વચ્ચેનો માર્ગ છોબંધ છે. આ માર્ગની બન્ને તરફ ન્હાનો બગીચો બનાવેલો છે. બગીચામાં વિવિધ પુષ્પલતાઓ છે.

વલ્લભદાસની ઉંમર લગભગ ૪૫ વર્ષની છે. તેમની પત્નીનું નામ પ્રભાવતી છે. તેની સાથે વલ્લભદાસનું લગ્ન થયું ત્યારે તે વિધવા હતી. તેની સાથે લગ્ન કર્યા પછી વલ્લભદાસને બે છોકરા થયા છે. તેમનાં નામ ચમન અને મોહન છે. વલ્લભદાસની ન્હાની બ્હેન સરોજ-સુંદરી પણ તેમની સાથેજ રહે છે. આ સિવાય ભીખો નામનો એક નોકર અને એક રસોઈયણ છે. ભીખોજ માળી, રામોશી અને કૉચમેનનું કામ કરે છે.

ચંદ્રકાન્ત જ્યારે ભણાવવા આવી પહોંચ્યો ત્યારે વલ્લભદાસ કુટુંબ સાથે ચ્હા પીતા હતા. એક ટેબલ આગળ વલ્લભદાસ અને તેમની પત્ની તથા તેમની ડાબી બાજુએ બે છોકરાં અને સરોજ બેઠાં હતાં. સરોજ એક કીટલીમાંથી ચ્હા કાઢીને રેડતી હતી.

વલ્લભદાસનું શરીર સુદૃઢ અને ભરાવદાર છે. મ્હોં ઉપર લાંબી મુછો છે. નાક ઉપર સોનેરી ચસ્માં છે. આંખો અતિ ઉજ્વળ, દૃષ્ટિ ગંભીર તેમજ તેજસ્વી છે. તેમનું આખું શરીર જોતાં જોનારના મનમાં એક પ્રકારની વ્યક્તિગત વિશેષતા સ્પષ્ટ જણાઈ આવે છે. વાત કરતાં કરતાં જેઓ એક પ્રકારનું માધુર્ય રેલાવી શકે એવા

થોડાજ માણસો હોય છે. એવા માણસોની સાથે એક વખત વાતચિત કર્યા પછી તેમની સાથે વારંવાર વાતચિત કરવાની ઇચ્છા થાય છે. તેમની સ્ત્રી પ્રભાવતીનું ચરિત્ર તેમજ ચ્હેરો એટલો સુંદર નથી. તેનો ચ્હેરો બાલ્યાવસ્થાથીજ આછો ઘઉંવરણો અને સહજ કાળો છે. પ્રાવૃટ સમયમાં વાદળાંથી ઘેરાયેલા મધ્યાન્હકાળના આકાશમાં જેવી રીતે કોઈ તેજસ્વી લાવણ્યછટા ફુટી નીકળે છે તેવી રીતે તેના યૌવનના પ્રારંભમાં તેના અંગમાં તેમજ ચ્હેરા ઉપર એક પ્રકારની લાવણ્યછટા આવી ગઇ હતી; પરંતુ જે પ્રમાણે એ લાવણ્યછટા થોડો સમય ટકી રહીને પછીથી અંધકાર થાય છે તેવી રીતે પ્રભાવતીની લાવણ્યછટા આછી થતી થતી હવે તદ્દન ભુંસાવા જેવી થઈ ગઇ છે. રંગ ગમે તેવો હોય તો પણ તેનો ચ્હેરો કાંઇ ખરાબ નથી. અવયવો પ્રમાણસર છે. નાક અણિયાળું ને નેત્રો તેજસ્વી છે. માત્ર બે ઓષ્ઠમાંથી બે દાંત જરા વિશેષ બ્હાર નીકળી આવ્યા છે. આથી તેના અંતરાત્માને સહજ શોક થાય છે. તે વાત કહેતાં કહેતાં સહજ હસે છે, અને દાંતને ઓષ્ઠમાં દબાવે છે. એકંદરે જો તેનો ચ્હેરો થેકર નામના ઈંગ્રેજ નવલકથાકારના જોવામાં આવ્યો હોત તો તે બોલ્યો હોત કે, "Weeping for the loss of her beauty." (તેના સૌન્દર્યનાશને માટે રડે છે.) જો તમારામાંનો કોઈ હોત તો કદાચ એમજ બોલત કે, જે કોઇ કાળે હતુંજ નહિ, તેને માટે ફોકટ આક્ષેપ અને રૂદન શા માટે કરવું જોઇએ ? એમ કહીએ છીએ કે, ભલે રૂપ નથી; પરંતુ પૈસા તો છે.

સરોજના ઉપર પ્રભાવતી ઘણી નારાજ રહે છે. ઘણી વખત તેને એમ લાગે છે કે, જો સરોજ ઘરમાં ન હોત તો પ્રત્યેક બાબતમાં પતિ મ્હારી સલાહ સ્વીકારી તે પ્રમાણે વર્તત, અને તેથી ખર્ચમાં પણ કાંઇક ઘટાડો થાત. પૈસાને માટે પોતાને જેટલી કાળજી છે એટલી સરોજને ક્યાંથી હોય ?

જ્યારે મ્હાના ટેબલની આસપાસ તેઓ ભ્રમરની માફક ગુંજારવ કરી રહ્યાં હતાં ત્યારે માસ્તરના આવતા પહેલાં એક માણસ આવીને બેઠો હતો: એ હમ્મેશાં આવતો હતો. દરરોજ સ્હવારે કે સાંજે—એક વખત અહિં હાજરી આપ્યા સિવાયનો તેનો દિવસ જતો નહિ. એ માણસનું નામ ગોરધનદાસ ચક્રવર્તી છે; પરંતુ તેઓ કોઇ કારણને લીધે યા તો વિના કારણે પોતાને જી. ચક્રવર્તી કહેવડાવે છે. તેઓ બંગાળી છે. તેમના પિતા મુંબાઈની એક સ્કૂલમાં માસ્તર હતા. તેથી ડૉકટરની જીંદગીનો ઘણો ખરો કાળ મુંબાઇમાંજ પસાર થયો છે. તેઓ ગુજરાતી સારી રીતે બોલી શકે છે. મુંબાઇમાં તેમનું એક દવાખાનું છે. તેમનું અંગ ગોળમટોળ, દેખાવ મ્હોટો અને શરીરનો રંગ કાળો છે. દૂરથી તેમનો આકાર ફૂટબૉલના જેવો દેખાય છે. ગોળ વસ્તુની રેખા જે ઠેકાણે તાણીએ તે ઠેકાણેથી ગોળજ દેખાય છે. આ કાંઇ કવિની કલ્પના નથી; પરંતુ ગણિતનો ઉચ્ચતમ સિદ્ધાન્ત છે. આથી તેમનું પેટ ગોળ, તેમની આંખો પણ ગોળ તથા તેમનું નાક પણ ગોળજ જણાય છે. તેઓ દાઢી મુછો રખાવે છે. દાઢીનો કટ ફ્રેન્ચ સ્ટાઇલનો છે, એટલે કે હડપચી ઉપર અણીદાર વાળનો ભારો રખાવે છે. બાકી ગાલ તો સાફસુફ છે, દાઢી અને માથા ઉપરના વાળ તદ્દન કાળા છે. એક પણ વાળ હજી સુધી સફેદ થયેલો જણાતો નથી. માથાના વાળમાં સેન્ટ વગેરે નાખી સેંથો બરાબર પાડે છે. જો કે તેઓ ગુજરાતી ઠીક બોલે છે તો પણ ક્વચિત્ ભૂલ થાય છે ત્યારે ખૂબ હસાહસ થઇ રહે છે, ને તેઓ ગુજરાતી નથી એમ સહેલાઇથી માલૂમ પડી આવે છે. ઇંગ્રેજીમાં વાતચિત કરવાનો તેમને વિશેષ અભ્યાસ છે. વાત કરતાં કરતાં તેમને 'કાંઇ નવીન?' પૂછવાનો ઘણો મ્હાવરો છે. હૅટ, કોટ વગર તેઓ કદિ મકાનની બ્હાર નીકળતા નથી. તેઓ પણ પ્રાર્થના સમાજના મેમ્બર છે; પરંતુ વલ્લભદાસમાં ને ગોરધનદાસમાં ઘણો ફર્ક

છે. ગોરધનદાસ વલ્લભદાસના જેવા ઉદાર હૃદયના નથી. તેઓ હમ્મેશાં બીજાનાં આચરણો ઉપર ટીકાજ કર્યા કરે છે. પોતાનું ખરૂં નામ તેઓ પોતાના આપ્તવર્ગ સિવાય કોઇને જણાવતા નથી. કેમકે ગોવર્દ્ધન ( ગોરધનનું મૂળ શુદ્ધ ) નામ પુતળાંઓના ભાવથી જડાયલું છે, તેની સાથે વૃન્દાવનની પેલા અશ્લીલ ભાવોનું પણ સ્મરણ થાય છે. આથી તેઓ સૌની આગળ પોતાને જી. ચક્રવર્તી નામથી ઓળખાવે છે. ગુજરાતી સાહિત્યમાં ‘ ભદ્રંભદ્ર ’થી જી. ચકરવર્તી વિરૂદ્ધ પ્રકૃતિનાજ નીકળ્યા.

ચંદ્રકાન્તને આવતો જોઇ સ્મિત હાસ્ય કરીને વલ્લભદાસે કહ્યું:– “ આવો, ચંદ્રકાન્ત ! બેસો. ” આમ કહી તેમણે ચંદ્રકાન્તને એક ખુરસી ઉપર બેસવાનો હસ્તસંકેત કર્યો. ચંદ્રકાન્તને જોતાંજ ‘ એ કોણ છે ? ’ એવો અર્થસૂચક દૃષ્ટિપાત ડૉકટરે વલ્લભદાસ તરફ ફેંકયો.

ચ્હાનો ઘુંટડો ગળે ઉતારતાં ઉતારતાં વલ્લભદાસે કહ્યું:– “ ડૉકટર ! એ આપણા ચમન, મોહનના માસ્તર છે. તેઓ બી. એ. નો અભ્યાસ કરે છે. દર મહિને વીસ રૂપિયા સ્કૉલરશિપ મેળવે છે, ઘણા હોશિયાર અને સજ્જન માણસ છે. ”

ડૉકટરે પૂછયું:–“ પરંતુ આજે અહિં તેઓ નવીન જોવામાં આવે છે ! ”

વલ્લભદાસ:–હા, એક દિવસથીજ તેઓ અહિં આવે છે.

ડૉકટરે ચંદ્રકાન્ત તરફ જોઇને કહ્યું:–“ ઘણા આનંદની વાત ! લાલ ! તમારૂં મૂળ ગામ કયું ? ”

ચંદ્રકાન્ત:–વડોદરા પાંસે આવેલું વાસદ.

ડૉકટરની ચંદ્રકાન્ત સાથે પિછાન કરાવવાના હેતુથી વલ્લભદાસે તેને ઉદ્દેશીને કહ્યું:–“ આ અમારા ઘરના ડૉકટર સાહેબ છે, તથા અમારા પરમ સ્નેહી છે. તેઓ મુંબાઇમાં ઘણા જાણીતા છે. તેમનું નામ ગોવ–”

વલ્લભદાસના મુખમાંથી ડૉકટરનું નામ પૂરૂં નીકળે તે પહેલાં ડૉક્ટર વચ્ચે બોલી ઉઠયો:—" મ્હારૂં નામ જી. ચક્રવર્તી છે. "

વલ્લભદાસ જાણે પોતાની ભૂલ થઈ હોય એવા ભાવથી બોલ્યા:- " હા, એમનું નામ જી. ચક્રવર્તી છે. સરોજ ! માસ્તરને માટે એક કપ ચ્હા લાવવાનું કહે. "

ચંદ્રકાન્તે શરમાઇ જઇને કહ્યું:-" જી ! હું ચ્હા પીતો નથી. "

ડૉકટર ચંદ્રકાન્ત તરફ જોઇને બોલ્યા:-" વાહ ! ચ્હા પીવાની ના કેમ પાડો છો ? ચ્હા પીવાથી શરદી, મૅલેરિયા વગેરે મટી જાય છે. ચ્હા પીવી એ તો આ જમાનાની નવીનતા છે. સ્હવારના પહોરમાં ચ્હાનો ગરમાગરમ પ્યાલો પીવાથી એક પ્રકારની સ્ફુર્તિ આવે છે. કવિ કુપર ( Cowper ) ના શબ્દોમાં કહીએ તો " The cup that cheers does not inebriate, સમજ્યા ને ? એથી એક પ્રકારની ગ્લાનિ દૂર થાય છે.

ચંદ્રકાન્તે શરમનો ભાવ દૂર કરી નમ્રતાથી કહ્યું:-" ડૉકટર સાહેબ ! મ્હને ચ્હા પીવાનો બિલકુલ અભ્યાસ નથી. વળી આપે દર્શાવેલા વ્યાધિઓમાંનો એક પણ વ્યાધિ મ્હને લાગુ પડયો નથી."

ડૉકટર હારી જાય એવા નહોતા. તેમણે કહ્યું:-" વ્યાધિ લાગુ ન પડયો હોય તેથી શું ? precaution ( અગમચેતી ) રાખવી જોઇએ. તમે જાણતાજ હશો કે, prevention is better than cure " ( ચિકિત્સા કરતાં સાવધાનતા સારી. )

આમ કહી ડૉક્ટર ખિસ્સામાંથી રૂમાલ બ્હાર કાઢી પોતાનું મ્હોં સાફ કરવા લાગ્યા.

ચંદ્રકાન્તે કહ્યું:-" ચ્હા પીવામાં બીજી પણ એક આપત્તિ છે. મ્હને કંઈ prejudice ( કુસંસ્કાર ) નથી. હું અહિં ચ્હા પીઉં તે ઘરનાં કોઇને પસંદ પડે નહિ. જે કાર્ય હું ઘરનાં માણસો સન્મુખ

કરતો નથી કિંવા કરી શકતો નથી. તે કાર્ય તેમની ગેરહાજરીમાં કરવું હું અનુચિત ધારૂંછું."

ડૉક્ટર:–અરે ! એ તો Superstition. ( વહેમ ). એક જાતની want of moral courage ( બ્હાયલાપણું ).

આ સાંભળી પ્રભાવતીને હસવું આવ્યું. દાંતને ઓષ્ઠમાં છુપાવી તે હસવા લાગી.

વલ્લભદાસે ચ્હા પીવાનું બંધ કરીને કહ્યું:–" ડૉક્ટર ? એમાં બ્હાયલાપણું શાનું કહો છો ? માસ્તરે જે કહ્યું છે તે તો ઠીક છે. તેમનું કહેવું ઘણું honest & straight forward (સરળ અને સ્પષ્ટ ) છે. તેમનામાં courage of coviction ( નિશ્ચય દર્શાવવાની હિમ્મત ) ઘણી છે."

આટલું બોલી, કોટ તથા પાઘડી પહેરી તેઓ બ્હાર નીકળ્યા. તેઓ મુંબાઇની કારપોરેશનની નીચે ઑવરશિયરનું કામ કરતા હોવાથી ગાડીમાં બેસી મ્યુનિસિપાલિટીના કાર્યાર્થે ચાલ્યા ગયા.

ચંદ્રકાન્ત તેના વિદ્યાર્થીઓને શિખવાડવા તેમના ખંડમાં ગયો. સરોજે ડૉક્ટરને પૂછ્યું:–" કેમ ડૉક્ટર સાહેબ ! આપને માટે બીજી ચ્હા લાવું ? "

ડૉક્ટર:–ના, પુષ્કળ છે. થોડી સાકર લાવો તો ઠીક.

પ્રભાવતીએ સરોજને ખાંડ લાવવા કહ્યું. સરોજ એક ન્હાની વાડકીમાં ખાંડ લઇ આવી. ટેબલપર વાડકી મૂકતાં તેનાથી થોડી ખાંડ ઢોળાઇ ગઈ. આથી પ્રભાવતીએ મ્હોં મરડીને કહ્યું:–" બાપ ! આટલી બધી ખાંડ ઢોળી નાખી ! કોઇને કાંઈ નુકસાન કર્યા સિવાય તમારાથી કશું કામ થતું નથી."

ડૉક્ટર:–કાંઈ બહુ ઢોળાઈ નથી. હં, કાલે રાત્રે તમને કેમ હતું ? દર્દ ઓછું થયું હતું કે નહિ ?

પ્રભાવતીઃ—કાલે થોડું નરમ હતું. પરંતુ એ દર્દ હવે મટવાનું નથી; જ્યારે હું મરીશ ત્યારેજ મટશે.

ડૉક્ટરઃ—પરંતુ તમારે સંભાળીને રહેવું જોઇએ. મ્હારૂં ઔષધ થોડા દિવસ ખાઈ જુઓને ?

પ્રભાવતીઃ—ઔષધ ખાધે શું થવાનું હતું ? વળી તે પ્રમાણે નિયમો પણ પાળવા જોઇએને ? મ્હને ઘરકામમાંથી ફુરસદ મળતી નથી તેથી નિયમો કેવી રીતે પાળી શકાય ?

ડૉક્ટરઃ—એ વાત ખરી છે; પરંતુ આખો દિવસ ઘરમાં પડયાં રહેવું સારૂં નથી. કોઇ કોઇ સમયે ગાડીમાં બેસી મ્હાર ફરવા જવાની પણ જરૂર છે. આજે સમાજમાં આવશોને ?

પ્રભાવતીઃ—શરીર સારૂં હશે તો આવીશ.

ડૉક્ટરઃ-ત્યારે હું હવે રજા લઉંછું. દવાખાને જવાનો વખત થઇ ગયો છે.

આમ કહી ડૉક્ટર હૅટ પહેરી ચાલ્યા ગયા. સરોજ પોતાના બેઠકખાનામાં જઇને બેઠી હતી. થોડો સમય ત્યાં બેઠા પછી તે ચમન અને મોહન જ્યાં ભણતા હતા ત્યાં ગઇ. તેને જોઈ ચંદ્રકાન્તે કહ્યુંઃ—" પધારો. "

સરોજના હાથમાં એક ચોપડી હતી. એ ચોપડી તેણે ચંદ્રકાન્તને બતાવીને કહ્યુંઃ—" જુઓને. આ હિસાબમાં મ્હેં કયાં ભૂલ કરી છે તે હું શોધી શકતી નથી. "

ચંદ્રકાન્તે થોડા સમય સુધી લક્ષ્યપૂર્વક હિસાબ તપાસી, ભૂલ શોધી કાઢીને બતાવી. સરોજે સહજ હસીને કહ્યુંઃ—" આવા સામાન્ય વિષયમાં ભૂલ થઇ છે એ મ્હારે માટે ઘણી શરમાવા જેવી વાત છે. "

ચંદ્રકાન્તઃ—ના ના, એમાં શરમાવા જેવું શું છે ? ભૂલ સૌથી થાય છે. મ્હેં આ વખતની મ્હારી પરીક્ષાના પેપરમાં એક એવી

સામાન્ય ભૂલ કરી હતી, કે જ્યારે એ ભૂલની હકીકત મ્હારા સ્મરણમાં આવે છે ત્યારે મ્હને હસવું આવે છે.

સરોજઃ—આપે એ કોર્સ લીધો છે કે બી?

ચંદ્રકાન્તઃ—મ્હેં બી. કોર્સ લીધો છે.

સરોજઃ—ત્યારે તો આપે પ્રેસિડેન્સી કૉલેજ જોઇન કરી હોત તો ઠીક થાત.

ચંદ્રકાન્તઃ—એ વાત ખરી છે; પરંતુ દ્રવ્યાભાવને લીધે મ્હારે વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરવો પડે છે. મ્હારો એક ભાઈ અહિં ભણે છે. તેને દુર્ભાગ્યવશતઃ સ્કૉલરશિપ મળી નથી. તેનું ખર્ચ પણ મ્હારે નિભાવવું પડે છે.

સરોજઃ—મ્હોટાભાઇ માર્ફત મ્હેં એ સઘળી હકીકત સાંભળી છે. તેઓ આપના મહત્વની અને આત્મત્યાગની ઘણી પ્રશંસા કરતા હતા.

ચંદ્રકાન્તઃ—એ મ્હારૂં કર્ત્તવ્યકાર્ય છે. એમાં પ્રશંસા પામવા જેવું હું કાંઈ કરતો નથી. આપને જ્યારે જે પ્રકારમાં સહાયતાની જરૂર પડે ત્યારે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય મ્હને કહેજો. હું મ્હારાથી બનશે તેટલી હકીકત આપને સમજાવીશ. વારૂ, આ બેઠકખાનાની દિવાલ ઉપર ટંગાવેલી કાર્પેટના ઉપર સુતરથી જે એક કવિતા લખેલી છે તે આપની રચેલી છે કે?

સરોજે શરમાઈ જઇને કહ્યું:—"જી, હા."

ચમન બોલી ઉઠયો:—"આ સિવાય પણ એમણે બીજી ઘણી કવિતાઓ લખી છે. તેમાંની કેટલીક કવિતાઓ કેટલાંક માસિકપત્રોમાં પ્રસિદ્ધ પણ થઈ છે."

ચંદ્રકાન્તઃ—ઘણુંજ આનંદની વાત. કયાં માસિકપત્રોમાં એ કવિતાઓ છપાઇ છે? હું તે જોઇ શકીશ કે?

આ વાક્ય સાંભળી સરોજે એ બેઠકખાનામાંની એક પુસ્તકોની

સેલ્ફમાંથી બે ત્રણ માસિકપત્રિકાના અંકો બ્હાર કાઢી લાવી ચંદ્રકાન્તના હાથમાં મૂકીને કહ્યું:-"માસ્તર સાહેબ ! કવિતાઓ વાંચી હસશો નહિ, આ કવિતાઓ પ્રસિદ્ધ કરવાને માટે તદ્દન અયોગ્ય છે."

ચંદ્રકાન્તઃ-એમ તે હોય કે? હું તમારી સઘળી કવિતાઓ ઘણાજ આનંદથી વાંચીશ.

આ સમયે ઘડીઆળમાં નવના ટકોરા થયા. ચંદ્રકાન્ત ચમન અને મોહનને ભણાવી પોતાના નિવાસસ્થાને ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૬ મું.



### સુખદાયક સ્વપ્ન !

ચંદ્રકાન્ત હમ્મેશાં નિયમિત રીતે વલ્લભદાસને ત્યાં ચમન તથા મોહનને ભણાવવા જતો હતો. ચંદ્રકાન્તે પોતાની મધુરવાણીથી, વિનયી તેમજ નમ્રતાપૂર્ણ રીતભાતથી તથા અપૂર્વ જ્ઞાનબળથી સૌની પ્રીતિને પ્રાપ્ત કરી લીધી હતી. તે સરોજને વારંવાર તેના અભ્યાસ કાર્યમાં સહાયતા કરતો હતો. પ્રથમ મુલાકાત પ્રસંગે ઉભયનું મન એક બીજાની સાથે વાતચિત કરતાં સંકોચાતું હતું. એ સંકોચ હવે જતો રહ્યો. પોતાની આવક એક પ્રકારે સ્થાયી થયાથી ચંદ્રકાન્તને પણ આનંદ થયો. તેનો લૉની પરીક્ષામાં બેસવાનો વિચાર હોવાથી પહેલી એલ. એલ. બી. ની ટર્મ તેણે ભરવા માંડી. લૉ કલાસમાંથી આવીને તે બારોબાર વલ્લભદાસને ત્યાં ભણાવા જતો હતો. સાંજે ત્યાં પારિવારિક ઉપાસના થતી હતી. જે દિવસે પ્રાર્થના-સમાજમાં જવાનું હોય તે દિવસે પારિવારિક ઉપાસના થતી નહિ. આ ઉપાસના પ્રસંગે સંગીત ગવાતું હતું, તથા સરોજ

હાર્મોનિયમ વગાડીને સંગીત ગાતી હતી. એક દિવસે સાંજે સરોજને મધુર સ્વરે ગાતી સાંભળીને ચંદ્રકાન્ત ઘણો ખુશી થયો. તે દિવસથી ગાયન સાંભળવાની લાલસાથી તેણે ભણાવવા જવાનો સમય સ્હવારનો બદલી નાખી સાંજનો રાખ્યો હતો. આ ઉપાસના સમયે વલ્લભદાસ ઘરનાં સઘળાં માણસોને એકઠાં કરીને તેમને ઉપદેશ આપતા હતા. વિવિધ પ્રકારના ધર્મની ચર્ચા કરતા હતા. વલ્લભદાસ કુશળ વક્તા હતા. તેમની સાહિત્ય—ધર્મ—સમાજ સંબંધીની આલોચનાના વિચારો ચંદ્રકાન્તને ઉત્તમ જણાયા. કોઇ કોઇ સમયે તો ચંદ્રકાન્ત પણ એ આલોચનામાં ભાગ લેતો હતો, અને તેમની સાથે તર્કજાળમાં ઉતરતો હતો. વલ્લભદાસ પણ ચંદ્રકાન્તની સુયુક્તિપૂર્ણ આલોચના અને તેનું વિવિધ ગ્રંથો સંબંધીનું અગાધ જ્ઞાન જોઇને મુગ્ધ થઇ જતા હતા. આવી રીતે જોતજોતામાં આ સુધારક કુટુંબ સાથે ચંદ્રકાન્તનો સંબંધ ઘણો દૃઢ થઈ ગયો. ચંદ્રકાન્તને ભણાવવાનું માત્ર બે કલાક હતું; પરંતુ ઉપરોક્ત કારણોને લીધે કોઈ કોઇ દિવસે તેને ત્રણ કલાક પણ થઈ જતા હતા. આથી કોઈ કોઈ દિવસે તે રાત્રે દશ વાગે પોતાના નિવાસસ્થાને જતો હતો. પછીથી તે વાંચતો યા તો સૂઇ જતો હતો.

એક દિવસે ચંદ્રકાન્તને શરદી લાગવાથી તે ભણાવવા ગયો નહિ. બીજે દિવસે સાંજે તે ઉદાસ ચ્હેરે ભણાવવા જવા નીકળ્યો. લગભગ સ્હાડાસાત વાગે તે વલ્લભદાસને ઘેર જઇ પહોંચ્યો. વલ્લભદાસના દિવાનખાનામાં કેટલાંક માણસો ચંદ્રકાન્તના જોવામાં આવ્યાં. એ પ્રસંગે ઉપાસના ચાલતી હતી. પ્રભાવતી હારમોનિયમ વગાડતી હતી, અને સરોજસુંદરી ગાતી હતી. ગાયનનો સૂર આખા બેઠકખાનામાં ઘુમ્યા કરતો હતો. અહા, કેવું સુમધુર ગાન ! કેવો સુંદર કોકિલકંઠ ! આ સુકંઠ, સુતાન તેમજ સુસ્વર સાથે સરોજસુંદરી ગાતી હતી કે—

"દીનનો દયાલ છોડી કોને શરણ જાઉં ! ધ્રુ. (૨)
માત તાત જાણી પ્રભુ તુજ પ્રત્યે હું ધાઉં,
પ્રભુ કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચ્હાઉં. દીનનો. ૧
નીતિ ભક્તિ રૂપી પુણ્યતીર્થમાં હું ન્હાઉં,
સંકટ સમય નાથ પલ્લવ તુજ સાહું." દીનનો ૨

ગાયન અટક્યું. પરંતુ તેનું મધુરત્વ અને નુતનત્વ દૂર થયું ન્હોતું. ગાન અટકી ગયું. સમસ્ત બેઠકખાનું નિસ્તબ્ધ બની ગયું. પ્રત્યક્ષ વસ્તુનો વિરામ થયો તો પણ સ્વપ્ન દૂર થયું નહોતું ! સુર ચાલ્યો ગયો; પરંતુ પડઘો પડ્યો. પ્રાણ ગયો; પરંતુ સ્મૃતિ રહી. આશા વિદાય થઈ; પરંતુ આનંદ રહ્યો. વિરામ થયો છે તો જાણે કે ચિરઆરામ ક્રીડા કરે છે !

ચંદ્રકાન્તના ઉપર સૌથી પ્રથમ પ્રભાવતીની દૃષ્ટિ પડી. તેણે કહ્યું:–" આ માસ્તર આવ્યા છે, કેમ, કાલે આપને શું થયું હતું ?"

ચંદ્રકાન્ત જાણે કે એકાએક કોઈ નક્ષત્રલોકમાંથી ભૂમિ ઉપર પડ્યો, અને તેણે કહ્યું:–" કાલે મ્હને શરદી લાગી હતી. તેથીજ કાલે બ્હાર નીકળ્યો નહોતો."

વલ્લભદાસે કહ્યું:–" ત્યારે તો મ્હેં બરાબરજ વિચાર્યું હતું કે, તમારી તબિયત બગડી હશે; નહિ તો તમે ભણાવવા આવ્યા સિવાય રહો નહિ. આજે તો ઠીક છે ને ?"

ચંદ્રકાન્તઃ–હા, જી.

ડૉક્ટર ચક્રવર્તી બોલ્યા:–" શરદીનું ઔષધ ચ્હા છે; પરંતુ ચ્હા તો તમે પીતા નથી."

આ સમયે ભીખાએ ચ્હાનાં ઉપકરણો લાવી પ્રભાવતીની પાસે ટેબલ ઉપર મૂક્યાં. પ્રભાવતીએ ચ્હા તૈયાર કરતાં કરતાં કહ્યું:–"શરીર બિમાર હોય ત્યારે એક પ્યાલો ચ્હા પીવામાં શો દોષ છે, માસ્તર ?"

વલ્લભદાસે ગંભીરભાવ ધારણ કરીને કહ્યું:—" જ્યારે અહિં ચ્હા પીવી તેમના મત વિરૂદ્ધ હોય ત્યારે પછી એ માટે અનુરોધ કરવો એ અન્યાય છે."

પ્રભાવતી ઝંખવાણી પડી ગઈ. આથી ચંદ્રકાન્તે શરમાઇ જઇને કહ્યું:—" ના ના, આપને ત્યાં ચ્હા પીવાને શો વાંધો છે? આપની મ્હારા પર અપાર કૃપા છે."

સરોજે ઘણી આનંદિત થઇને કહ્યું:—" ત્યારે આજે તમે ચ્હા પીશો કે? એક પ્યાલાથી શરીર સહજ ટટાર થશે અને બેચેની દૂર થઈ સ્ફુર્તિ આવશે."

આમ કહી સરોજે એક ચ્હાનો પ્યાલો પોતાના હાથમાં લીધો, અને થોડી ખાંડ નાખી ચમચાથી હલાવતાં હલાવતાં ઘણાજ ઉત્સાહથી ચંદ્રકાન્તને આપ્યો.

ચંદ્રકાન્તે થોડા સંકોચથી ચ્હાનો પ્યાલો લેવા હાથ લાંબો કર્યો. વલ્લભદાસે હસતાં હસતાં કહ્યું:—" સરોજ! ચ્હા પીવામાં આજે ત્હેં માસ્તરને વટલાવ્યા!"

ડૉકટરે ચ્હાનો પ્યાલો હાથમાં લેતાં લેતાં કહ્યું:—" માત્ર ચ્હા પીવામાંજ નહિ; પરંતુ બીજા બધા વિષયોમાં ચંદ્રકાન્ત Converted થશે. હજી થોડા વધારે દિવસો તો જવા દ્યો. હં હં હં!"

ડૉકટરનાં આ વચનો સાંભળી સૌને હસવું આવ્યું. સરોજે ચંદ્રકાન્તના તરફ દૃષ્ટિ ફેંકીને કહ્યું:—" કેમ, ખાંડ બરાબર છે ને? જોઇએ એવી ગળી થઇ છે કે બીજી જોઇશે?"

ચંદ્રકાન્ત:—મ્હેં કોઇ દિવસે ચ્હા પીધી નથી, એટલે કેટલું ગળપણ જોઇએ તેની મ્હને સમજ નથી.

ચંદ્રકાન્તની આવી અજ્ઞાનતાથી પુનઃ સૌ હસી પડયાં. ડૉકટરે કહ્યું:—" તમને ગળપણની ખબર પડતી નથી? પરિક્ષકને તો ખાંડ

વધારે જોઇશે કે થોડી તે પી જોતાંની સાથેજ માલૂમ પડે. ગળપણ કાંઈ ઢાંકયું રહે કે ?"

ચંદ્રકાન્તઃ–દરેક પદાર્થમાં કાંઇ સરખું ગળપણ જોઇતું હોતું નથી. બરફીમાં અને ચ્હામાં સમાન ગળપણ જોઇએ કે ? અમુક વસ્તુમાં કેટલું ગળપણ જોઇશે તે તે વસ્તુનો ઉપયોગ કરનાર માણસજ સારી રીતે સમજી શકે. તેમાં પણ કેટલાકને વધારે ને કેટલાકને થોડી મિઠાસ પસંદ હશે ! ગમે તેમ ચ્હા તો પીધી; પરંતુ ઇંગ્રેજોના અનુકરણથી આપને ચ્હા આટલી બધી ઉત્તમ કેમ લાગે છે ? એમાં એક પ્રકારની કટુતા છે, તથા કદાચ થોડો માદક અંશ પણ એમાં હોવાનો સંભવ છે. જેઓ ચ્હા પીવાનો અભ્યાસ રાખે છે તેમને પછીથી પોતાનો એ અભ્યાસ છોડતાં ઘણી મુશ્કેલી અનુભવવી પડેછે.

ડૉકટર ચક્રવર્તી ચ્હાની નિંદા સાંભળી ગર્જના કરી, બોલી ઉઠયાઃ–" માસ્તર આપણે કયી બાબતોમાં સાહેબલોકોનું અનુકરણ નથી કરતા તે કહો જોઇએ ? જ્યારે મુસલમાન રાજકર્ત્તા હતા ત્યારે તેમનું અનુકરણ કરતા હતા. હમણાં ઇંગ્રેજ રાજકર્ત્તા છે ત્યારે આપણે તેમનું અનુકરણ કરીએ છીએ. વળી જે લાભદાયક છે તે શા માટે ન સ્વીકારવું ? ચ્હામાં નહિ જેવી માદકતા છે. ચ્હા પીવાથી એક પ્રકારની સ્ફુર્તિ આવે છે, સમજ્યા ?"

ચંદ્રકાન્તઃ–યુરોપીયનો શીતપ્રધાન દેશમાં રહેનારા છે; તેમને માટે ચ્હા લાભદાયક હશે; પણ આપણો દેશ તો ઉષ્ણપ્રધાન છે. ગરમ વસ્તુઓ આપણે માટે નુકસાનકારક છે.

ડૉકટરઃ–આ સઘળી Medical Science ( વૈદકશાસ્ત્ર )ની વાત છે, તેમાં તમારા જેવા માણસને એટલે કે, Lame man ને અધિકાર નથી. ચ્હા સંબંધી મ્હોટા મ્હોટા ડૉકટરોએ શો મત દર્શાવ્યો છે તે તમે જાણો છો ?

ચંદ્રકાન્તઃ—ના, વાંચ્યું નથી પણ સાંભળ્યું છે અને તે પણ એક ડૉકટરને મ્હોંએ કે, ચ્હા પીવાથી કાંઈ ફાયદો થતો નથી. વધારે ચ્હા પીવાથી ડિસ્પેપસીઆ થાય છે અને તેને છોડી દેવામાં, અફિણ છોડી દેતાં જેટલી અડચણ પડે છે તેટલીજ અડચણ પડે છે. આપણે ઘણી વસ્તુઓને જરૂરિયાતમાં લેખીએ છીએ, તથા જે વસ્તુ વિના ચાલી શકે તેમ હોય છે તે વસ્તુને પણ આપણે જરૂરની ધારીએ છીએ. એ પ્રમાણે આપણે ચ્હા જેવી નિરૂપયોગી વસ્તુને પણ જરૂરી ધારેલી છે. એ એક પ્રકારનો આત્મકૃત વ્યાધિ છે.

ડૉકટર—ત્યારે દાળભાત ખાવામાં આત્મકૃત વ્યાધિ નથી કે?

વલ્લભદાસઃ—ના ડૉકટર! એમ નથી. દાળ ભાતની સાથે ચ્હાની તુલના કરવી ઉચિત નથી. ચ્હા નહિ પીવાથી જીવી શકાય છે. પહેલાં આપણા દેશમાં કોઈ ચ્હા નહોતું પીતું ત્યારે કાંઇ બધા મરી જતા નહોતા!

ડૉકટર જ્યારે એક બાજુએથી હાર્યા ત્યારે તેમણે બીજી તરફથી વાગ્યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. થોડા સમય સુધી વિચાર કર્યા પછી તેમણે કહ્યું કેઃ—“વળી બીજી પણ એક વાત લક્ષ્યમાં રાખવા જેવી છે. આપણા કેટલાક કુલીઓનું ચ્હાના બગીચામાં પોષણ થાય છે. આપણે જેમ જેમ વધારે ચ્હાનો ઉપયોગ કરીએ છીએ તેમ તેમ ચ્હાની માગણી વધે છે, તથા કેટલાક નવીન માણસો કામે લાગે છે. દેશીઓને ઉદ્યોગ ધંધો મળે છે. એ રીતે દેશીઓને મદદ મળે છે, તથા એ મદદ મળવામાં આપણે સહાયભૂત થઇએ છીએ.”

પ્રભાવતી બોલી ઉઠીઃ—“કેમ માસ્તર સાહેબ! આ વાકયોનો કાંઇ ખુલાસો છે?”

ચંદ્રકાન્તઃ—હા. ડૉકટર સાહેબ ચ્હા પીવાની તરફેણમાં દર્શાવે કે તેજ કારણ તેની વિરૂદ્ધ જાય છે, ચ્હાના બગીચાઓમાં આપણા

માણુસોની કેવી શોચનીય સ્થિતિ થાય છે? તેમના ઉપર જે અત્યાચારો થાય છે તે અત્યાચારોનો ઇતિહાસ જાણવામાં આવતાં આપણું શરીર કંપી ઉઠે છે. આપણા મજુરવર્ગને ત્યાં નોકરી મળે છે એ વાત ખરી છે; પરંતુ ત્હાની કમાણીનો ઘણોખરો ભાગ તો તેના માલિકોનેજ મળે છે. ગરીબોને તેમની મજુરીના પ્રમાણમાં પણ પૂરતા પૈસા મળતા નથી. એ લોકોને અહિંથી છેતરીને લઈ જવામાં આવે છે. તેઓ કામ નથી કરતા તો તેમના પર સખ્ત જુલ્મ ગુજારવામાં આવે છે. મેલેરિયાથી ઘણા માણસો મરી જાય છે. ત્હા કુલીઓની સ્થિતિ ઘણી હૃદયદ્રાવક હોય છે. હું તો એમજ કહું છું કે, આપણે ત્હા નથી પીતા પણ એ કુલીઓનું લોહી પીએ છીએ. મ્હારા સાંભળવામાં આવ્યા પ્રમાણે ત્હાના કુલીઓની પરિસ્થિતિ દર્શાવે એવી કેટલીક નવલકથાઓ બંગાળી ભાષામાં બ્હાર પડેલી છે. ડૉક્ટર સાહેબ ! એ નવલકથાઓમાંથી એકકે આપે વાંચી નથી કે શું?

ડાક્ટરઃ—ના.

વલ્લભદાસે કહ્યું:—"ડૉક્ટર ! તમે હાર્યા. માસ્તર જે કહે છે તે ખરૂંજ કહે છે."

ચંદ્રકાન્તે ઘડીઆળ ઉઘાડી જોયું. આઠ વાગવા આવ્યા હતા. તે ચમન તથા મોહનને લઈ તેમની ઓરડીમાં ગયો, ને તેમને ભણાવવા લાગ્યો. ભણાવવાનું કામ પૂરૂં થવા આવ્યું એટલામાં સરોજ ત્યાં આવી પહોંચી, તથા તેણે કહ્યું:—"મ્હારૂં આ ઇંગ્રેજી કૉમ્પોઝીશન જરા જોઈ આપશો ?"

ચંદ્રકાન્તઃ—આજે હું એને મ્હારી સાથે લઈ જઈશ. કાલે સુધારીને લેતો આવીશ. સંગીતમાં તમે ઘણી નિપુણતા મેળવી છે, હાં! આપે આજે જે સંગીત ગાયું તે અત્યુત્તમ હતું. હજી સુધી એ સંગીતના ભણકારા મ્હારા કાનમાં વાગે છે. એ સંગીત સાંભળતાં સાંભળતાં જાણે કે, હું દિવ્યલોકમાં જઈ પહોંચ્યો હતો.

સરોજે ઠાવકે મુખે કહ્યું:–“માસ્તર ! ચ્હા નહિ પીવા માટે તમે જે દલીલ દર્શાવી તે ઘણીજ અસરકારક હતી. મ્હને પણ એમજ લાગે છે કે, આપણે કુલીઓનું લોહી પીએ છીએ.”

ચંદ્રકાન્ત:–પરંતુ મ્હને ચ્હા પીવાની દીક્ષા તો તમેજ આપીને ?

સરોજ:–ના, માસ્તર ! તમેજ આજે મ્હને તમારા મતને અનુસરતી દીક્ષા આપી. આજથી ચ્હા નહિ પીવાનો મ્હારો દૃઢ નિશ્ચય છે.

આમ કહી ચંદ્રકાન્ત હાથમાં, સરોજનું સુધારવાનું કૉમ્પોઝીશન લઈ ચાલી નીકળ્યો. ઘેર જતાં જતાં તે આકાશ પાતાળના વિચારો કરવા લાગ્યો. તે વિચારવા લાગ્યો:–“આજે મ્હેં શું કર્યું ? શા માટે મ્હેં એમને ત્યાં ચ્હા પીધી ? હું એવા સામાન્ય લોભથી શા માટે લોભાયો ?” વળી થોડા સમય પછી પાછો તે એમ વિચારવા લાગ્યો કે:–“ચ્હા પીવાંમાં શો દોષ છે ? મ્હેં એમને ત્યાં ચ્હા પીધી તેથી શું થઇ ગયું ?” આમ વિચાર કરતો કરતો તે નિવાસસ્થાને જઈ પહોંચ્યો. અંતરનો અનુતાપ અલ્પકાળ પછી સહજ શાન્ત થયો. ત્યાર પછી તે રસોડામાં જઇને જમવા બેઠો. જમવાનું ટાઢું થઈ ગયું હતું. મહારાજ પણ તેના જેટલું ખાવાનું ઢાંકી ચાલ્યો ગયો હતો. ચંદ્રકાન્ત ચુપકીદીથી જમી લઇ તેની ઓરડીમાં આવ્યો. આજે પુસ્તક વાંચવામાં તેનું મન લાગ્યું નહિ તેથી તે બત્તી બુઝાવી સૂઈ ગયો. થોડા સમય સુધી આંખો મીંચીને તે બિછાનામાં પડી રહ્યો. નિદ્રાદેવીએ તેના પર સત્વર કૃપા કરી નહિ. તેના અંતરમાં અત્યારે અનેક તર્ક ઉપસ્થિત થયા. તે આત્મમંથન કરવા લાગ્યો. આજના બનાવે તેના મન પર ગંભીર અસર કરી હતી. તેના મનમાં એમજ લાગતું હતું કે, સરોજ કોઇ દિવ્યકન્યા છે. તેને વરનાર યુવક વિરલ ભાગ્યવાન્ થશે. તેના હૃદયરૂપી છીપમાં એક કણ પ્રવેશ કરી ધીમે ધીમે મોતીનું સ્વરૂપ ધારણ કરે છે. એ કણ શું છે ? સરોજનું

સુંદર મુખ. એ મોતી શું છે? સરોજનો પ્રેમ. આવા વિચારોમાં તે અપૂર્વ આનંદ અનુભવવા લાગ્યો. આખરે જ્યારે નિદ્રા આવી ત્યારે તે સુખદાયક—આનંદદાયક સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરવા લાગ્યો.

સ્વપ્નમાં ચંદ્રકાન્તે જોયું કે, તે પોતે એક નિર્મળ સરોવરને કિનારે ઉભો રહ્યો છે. ચંદ્રદેવનાં ધવલ કિરણો સરોવરના શીતળ જળમાં આનંદથી નૃત્ય કરી રહ્યાં છે. સરોવરમાં મનોહર પોયણાં ખીલી નીકળ્યાં છે. તેની મનોહર સુગંધ ચોતરફ ફેલાઇ ગઈ છે. સરોવરમાં એક કમળ ઉપર વીણાપાણીની માફક સરોજ વીણા વગાડી સંગીત લલકારે છે, એ ગાન કયું છે વારૂ? "દીનનો દયાલ છોડી કોને શરણ જાઉં?" જે સંગીત ચંદ્રકાન્તે ગાતાં સાંભળ્યું હતું તેજ સંગીત સ્વપ્નમાં પણ તે સાંભળે છે. સંગીત સાંભળી ચંદ્રકાન્ત લુબ્ધ હરિણની માફક સ્તબ્ધ બની જઇને ત્યાંજ ઉભો રહ્યો. સંગીત બંધ થયું તો પણ તે ત્યાંથી ખસ્યો નહિ. તેની આવી સ્થિતિ જોઇ સરોજે સ્મિત હાસ્ય કર્યું. ચંદ્રકાન્ત શરમાઈ જઇને બોલ્યો કે:—"હે દેવિ! તમે મ્હારો આ અતૃપ્ત પિપાસામય પ્રાણ ગ્રહણ કરો, નહિ તો હું હમણાંજ આ સરોવરના શીતળ જળમાં ડૂબી મરીશ." શતદલવાસિની સરોજે ચંદ્રકાન્તના તરફ એક મધુર કટાક્ષ ફેંક્યું, તથા પોતાના હાથમાંની પારિજાત પુષ્પોની એક માળા લાંબી કરીને તેણે કહ્યું:—"એમ છે તો આવો, આ પુષ્પમાળા હું તમારા કંઠમાં પહેરાવું." ચંદ્રકાન્ત સરોજની પાસે જવાના વિચારથી જળમાં કૂદી પડ્યો. પાણીમાં વામ ભરતો ભરતો (તરતો તરતો) તે આગળ વધવા લાગ્યો. ઘણાં તરફડીઆં માર્યા છતાં તે સરોજ પાસે જઇ શક્યો નહિ. તે એક ઉપર એક ગાઢ નિશ્વાસ મૂકવા લાગ્યો, તથા જાણે પોતે અચેતન થઇ ગયો હોય એમ તેને લાગ્યું. જાણે કે તેનું શરીર અવશ બની ગયું. બરાબર આ સમયેજ તે ઝબકીને જાગી ઉઠ્યો. જાગી ઉઠી, દીવો સળગાવી તેણે ઘડીઆળમાં

જોયું તો બે વાગી ગયા હતા. ઓરડી બંધ કરી ચંદ્રકાન્ત નીચે કમ્પાઉન્ડમાં ગયો, અને આમ તેમ ફરવા લાગ્યો. રાત્રિના શીતળ વાયુથી તેનું મન સહજ શાન્ત થયું. અંતરને થોડો આરામ મળ્યો. ધીમે ધીમે તે સ્વપ્નની હકીકત ભૂલી જવા લાગ્યો. થોડા સમય સુધી આવી રીતે કમ્પાઉન્ડમાં ફર્યા પછી પાછો તે પોતાની ઓરડીમાં જઇ બિછાનામાં સૂઈ ગયો, અને નિદ્રાધીન થઈ ગયો. બીજે દિવસે સ્હવારે તે હમ્મેશ કરતાં સહજ મોડો ઉઠ્યો. સ્હવારમાં પણ તેને કાંઈ ગોઠયું નહિ. શરીર તેમજ મન અવસન્ન જણાયાં. સ્હવારે તે પોતાના અભ્યાસમાં પણ ધ્યાન આપી શકયો નહિ. તેણે ગત્ રાત્રિના સ્વપ્નની વાત કોઇને કહી નહિ.



# પ્રકરણ ૧૭ મું.



## એકાન્ત.

ગત્ પ્રકરણમાં લખેલી હકીકત બન્યાને લગભગ બે મહિના વીતી ગયા. ચંદ્રકાન્ત હમ્મેશાંની માફક દરરોજ નિયમિત ભણાવવા જતો હતો. આ બે મહિનામાં સરોજસુંદરીની સાથે તેનો ઘણો પરિચય થઇ ગયો. એક દિવસે તે નિત્ય નિયમ પ્રમાણે સાંજે ભણાવવા ગયો. ત્યાં જઇને જોતાં એક જણને તેણે શય્યામાં સૂઈ રહેલું જોયું. તે તેનો ન્હાનો વિદ્યાર્થી હતો. સરોજ તેની પાસે બેસીને એક પુસ્તક વાંચતી હતી. તે દિવસે સાંજે પ્રાર્થના સમાજમાં ઉપવાસના હોવાથી વલ્લભદાસ, તેમની પત્ની વગેરે પ્રાર્થના સમાજમાં ગયાં હતાં. ચમનનું શરીર સારૂં નહોતું, તેથી સરોજ સમાજમાં નહિ જતાં ઘેરજ રહી હતી.

ચંદ્રકાન્તે ત્યાં જતાંની સાથેજ સરોજને જોઇને કહ્યું:—"કેમ, તમે એકલાંજ અહિં છો ?"

સરોજે ઉત્તર આપ્યો:—“ માસ્તર ! આજે ચમનનું માથું દુઃખે છે. થોડો તાવ પણ આવ્યો છે; આથી હું ઘેર રહી છું, તથા મ્હોટા ભાઈ, ભાભી વગેરે સમાજમાં ગયાં છે. ”

ચંદ્રકાન્તે ચમનને માથે હાથ ફેરવીને કહ્યું:—“ તાવ તો વિશેષ નથી. શરીર સહજ ગરમ છે. ”

સરોજ:—ના ના, તાવ એટલો બધો નથી. ગઇ કાલે શરદી લાગી હતી તેથી તાવ આવ્યો હતો, એ તો ઉંઘે છે, તમે બેસોને.

ચંદ્રકાન્તે પાસે પડેલી એક ખુરસી ઉપર બેસીને કહ્યું:—“ ભલે ઉંઘવા દ્યો. આજે તેને જગાડવાની જરૂર નથી. મોહન પણ સમાજમાં ગયો છે કે શું ? ”

સરોજ:—હા.

ચંદ્રકાન્તે સહજ હસીને કહ્યું:—“ ત્યારે આજે મ્હને રજા છે, કેમ ? ”

સરોજ:—કેમ, માસ્તર ! આજે મ્હને ભણાવો !

ચંદ્રકાન્ત:—તમને શું ભણાવું ? તમે તો મ્હારાથી શિખવી શકાય એટલું બધું શિખી ચુકયાં છો.

સરોજ:—નાજી, હજી ઘણું શિખવાનું બાકી છે. આપનું જ્ઞાન વિશાળ છે.

ચંદ્રકાન્ત:—ત્યારે તો મ્હારે માટે તમે ઘણો high opinion ( ઉચ્ચ ધારણા ) રાખો છો.

સરોજ:—હવે રજા પડશે તેમાં આપ ઘેર જશો કે ?

ચંદ્રકાન્ત:—હા.

સરોજ:—કેમ, નહિ જાઓ તો નહિ ચાલે ?

ચંદ્રકાન્ત:—ન ચાલે એવું કાંઇ નથી; પરંતુ રજાઓના દિવસોમાં ઘેર જઇને સગાં વ્હાલાંને મળવાની સૌને ઈચ્છા થાયજ, એ તમે કયાં નથી જાણતાં ? ઘરમુખો ગુજરાતી ને રણમુખો સિપાહી !

સરોજઃ—તમારે ત્યાં દેવપૂજા, સેવા ખરી કે?

ચંદ્રકાન્તઃ—હા, મ્હારી મ્હોટી માની શ્રદ્ધા તેમજ ભક્તિ જોઈ હું દિઙમૂઢ થઇ જાઉં છું. શો તેમનો ભાવ! પૂજા કરતી વખતે જાણે કે હૃદયમાંથી ભક્તિભાવનો ફુવારોજ છુટે છે!

સરોજઃ—હશે, પણ આજકાલ એવો ભક્તિભાવ તો માત્ર વૃદ્ધ માણસોનામાંજ જોવામાં આવે છે. બાકી બીજે બધો તો ખોટો ડોળ અને દુનિયાને ઠગવાનો વ્યવહારજ સમજવો. ઘણા માણસોને આનંદ વિનોદમાંજ સઘળી સજીવતા જણાય છે. તમારાંમાં તમારા માતા પિતાની ધર્મ તેમજ ભક્તિશ્રદ્ધા હશે!

ચંદ્રકાન્તઃ—મ્હારાં માતા પિતાના ગુણો મ્હારામાં છે કે નહિ એ કહેવું મ્હારે પોતાને માટે મુશ્કિલ છે. બીજું એમ પણ છે કે, જે ગુણો વંશપરંપરાનુગત પ્રમાણે આપણે લઇએ તે ગુણોનું ઉચિત અનુશીલન ન કરવામાં આવે તો તેમાં સ્ફુર્તિ મરી જાય છે, તથા અંતે નષ્ટ થાય છે.

સરોજઃ—એ સત્ય છે; પરંતુ આ સમયે અમારા પ્રાર્થના સમાજના વાર્ષિક ઉત્સવમાં તમે આવજો—આપણે સાથેજ જઇશું, તથા તમે જો જો કે, સમાજમાં ભક્તિની ઉદ્દીપના કેવી હોય છે. ભાષણ, ભજન વગેરે સર્વમાં તમે ભક્તિ રેલાઇ જતી જોશો.

ચંદ્રકાન્તઃ—એમ તો હશેજ. આપના મ્હોટાભાઇ જેવા માણસો સમાજમાં છે એટલે તેમ હોય એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી! વળી પ્રાર્થના સમાજમાં બીજા પણ કેટલાક સાધુ મહાત્માઓ છે. આમ છતાં મ્હને એમ લાગે છે કે, જાણે આપણા હિંદુ સમાજની અધોગતિ થઇ છે. ધર્મનો spirit (સાર ભાગ) ઘસાઇ જઈ જેમ માત્ર form (બાહ્યાચાર) રહ્યું છે, તેમ પ્રાર્થના સમાજની સ્થિતિ થઇ છે કે થાય છે. હમણાંનાં ૫૦–૬૦ વર્ષમાંજ પ્રાર્થના

સમાજની આવી શોચનીય અવનતિ થઇ છે એ ઘણા પરિતાપનો વિષય છે. અહિંના સુધારકો કાંઇ કરી શકયા નથી. ઉછરતી પ્રજાના ઉપર અહિંના સુધારકોની ઉંડી છાપ બેસતી નથી. થોડા માણસોજ માત્ર ઉપરના આડંબરથી અંજાઈ જાય છે; પરંતુ પછીથી ધીમે ધીમે તેઓ સમાજમાં જવાનું મૂકી દે છે.

સરોજઃ—આપનું કહેવું ખરૂં છે. પ્રાર્થના સમાજમાં તદ્દન સારા પુરૂષોનો અભાવ છે એવું કાંઈ નથી; પરંતુ કેટલાક અગ્રગણ્ય નેતાઓ પોતેજ જેવો ઉપદેશ આપે છે તે પ્રમાણે વર્તતા નથી. વળી બીજું એમ છે કે, પ્રાર્થના સમાજમાં નિયમોનું કશું બંધન હોતું નથી. સઘળાં કાર્યોમાં એક પ્રકારની સ્વાધીનતા હોય છે. સ્વાધીનતાથી ધીમે ધીમે મનુષ્યો સ્વેચ્છાચારી પણ થાય છે. પ્રારંભમાં જેટલો ઉત્સાહ જોવામાં આવે છે તેટલો ઉત્સાહ પછીથી જોવામાં આવતો નથી. એક બાંધી રાખેલા ઘોડાને પહેલીજ વાર ગાડીમાં જોડતાં તે જે પ્રમાણે કૂદાકૂદ કરે તેમ પ્રથમ દરેક દિશામાં સુધારકોનો એવોજ પ્રકાર જોવામાં આવે છે. પાછળથી જોશ નરમ પડી જાય છે. સ્વાધીનતામાં જે પ્રમાણે કેટલાંક સારાં પરિણામ છે તે પ્રમાણે કેટલાંક માઠાં પરિણામ પણ છે. માસ્તર! તમારૂં ધર્મવિષયક જ્ઞાન ઉત્તમ પ્રકારનું હોવાથી આજે તમારી સાથે આ વિષયની ચર્ચા કરવામાં મ્હને રસ પડયો છે. અહિંની ધર્મસંસ્થાઓના વિષયમાં તમે ઘણો સારો અભ્યાસ કર્યો હોય એમ લાગે છે, આપ આવા વિષયો માસિકોમાં કે પેપરોમાં કેમ ચર્ચતા નથી?

ચંદ્રકાન્તઃ—મ્હને તો મ્હારૂં જ્ઞાન ઘણું થોડું જણાય છે. મ્હારામાં જાહિર વર્તમાનપત્રોમાં લખવા જેટલી શક્તિ નથી.

સરોજઃ—આપને તો એમજ લાગે!

ચંદ્રકાન્તઃ—એમ કેમ?

સરોજઃ—આપને આપના ગુણની માહિતી નથી.

ચંદ્રકાન્તઃ—ઠીક, રજાઓમાં તમે અહિં રહેશો કે દેશમાં જશો?

સરોજઃ—જો ભાભીની બિમારી વધી પડશે તોજ દેશમાં જઇશું; નહિ તો અહિં રહીશું. આપ તો કાલેજ ઘર તરફ જશોને?

ચંદ્રકાન્તઃ—હા, કાલે રાત્રે એકસપ્રેસમાં જઇશ.

સરોજઃ—ત્યારે તો તમને તમારો પગાર આજેજ આપવો જોઇએ.

ચંદ્રકાન્તઃ—ના ના, કાલે હું આવીને લઇ જઇશ.

સરોજઃ—વારૂ, તમારૂં શિરનામું આપતા જશો કે?

ચંદ્રકાન્તઃ—મ્હારા શિરનામાની શી જરૂર છે?

સરોજઃ—કદાચ કોઇ કારણને માટે આપને પત્ર લખવો હોય તો હરકત ન પડે.

ચંદ્રકાન્તઃ—ત્યારે તમે પત્ર લખશો કે?

સરોજઃ—જરૂર. હશે તો લખીશ.

ચંદ્રકાન્તઃ—અને કદાચ જરૂર નહિ હોય તો?

સરોજઃ—તો નહિ લખું.

ચંદ્રકાન્ત—એવી જરૂર પડશે ખરી કે?

સરોજઃ—એ માટે હમણાં કાંઈ કહી શકાય નહિ.

ચંદ્રકાન્તઃ—ત્યારે હવે મ્હને રજા છે?

સરોજઃ—કેમ, મ્હને તો ભણાવી નહિ.

ચંદ્રકાન્તઃ—ત્યારે અત્યાર સુધી આ શું કર્યું?

સરોજઃ—આપ આવુંજ ભણાવો છો કે? હવેથી આપને પગાર મળશે નહિ!

ચંદ્રકાન્તઃ—તમને ભણાવવાનો હું ક્યાં પગાર લઉં છું? તમને આવી રીતે ભણાવીનેજ હું સંતુષ્ટ થાઉં છું.

સરોજઃ—વારૂ, આપ તો કાલે ઘેર જશો. આપ આપની પત્નીને માટે શી વસ્તુ લઇ જશો?

ચંદ્રકાન્તઃ-શું લઈ જઉં ? રમકડાં ?

આટલું બોલતાં બોલતાંમાં ચંદ્રકાન્તનો કંઠ ભરાઈ આવ્યો. તેનું મ્હોં ગંભીર બની ગયું. સરોજે કહ્યું:—" રમકડાં શા માટે લઇ જાઓ ? ચોપડીઓ લઈ જાઓને."

ચંદ્રકાન્તઃ—એને વાંચતાં આવડતું હોય તો ચોપડીઓ લઇ જઉં ?

સરોજઃ—વાંચતાં ન આવડતું હોય તો તમે શિખવાડજો.

ચંદ્રકાન્તઃ-ઠીક છે, જોઈ લેવાશે.

આમ કહી ચંદ્રકાન્ત ગંભીર મુખે ચાલ્યો ગયો. સરોજનું હૃદય તેને માટે સમવેદનાથી પૂર્ણ થઇ ગયું. તે એક ગાઢ નિશ્વાસ મૂકી જ્યાં બેઠી હતી ત્યાંજ ઉદ્વિગ્ન ચિત્તે બેસી રહી.

## પ્રકરણ ૧૮ મું.

## રેલ્વેની મુસાફરી.

**બીજે** દિવસે રાત્રે ચંદ્રકાન્ત, નટવર, જયન્ત, રમણિક વગેરે પાંચ છ સહાધ્યયીઓની સાથે નવ વાગ્યાની એકસપ્રેસ ટ્રેઈનમાં વાસદ જવાને રવાના થયો. દીપોત્સવીનો સમય હોવાથી ટ્રેઇનમાં પણ ઘણી ગિર્દી હતી. મહા કષ્ટે જયન્ત, ચંદ્રકાન્ત, રમણિક વગેરે એક ડબ્બામાં બેઠા તથા તેમના બીજા કેટલાક સાથીદાર પાસેનાજ બીજા ડબ્બામાં બેઠા.

ચંદ્રકાન્તે જયન્તને કહ્યું:—" આજે ગાડીમાં વિશેષ ગિર્દી છે. તેથી ઉંઘી શકાવાનું નથી."

જયન્તઃ—મ્હને કશો વાંધો નથી. મ્હારી પ્રકૃતિ તું નથી જાણતો ! હું તો ઉભો ઉભો પણ ઉંઘી શકીશ.

ચંદ્રકાન્તઃ—ત્યારે તો તું એક ઘોડોજ છે !

જયન્તઃ—ઘોડો, ગધેડો, ઉંટ ગમે તે કહે.

આ સાંભળી ડબ્બામાં બેઠેલાં સઘળાં માણસો હસી પડયાં.

ટ્રેઇન ઉપડવાની તૈયારી હતી. એવામાં ભગવાં વસ્ત્રો પહેરેલો એક ડોસો હાથમાં પાકીટ લઇ, હાંફતો હાંફતો ડબ્બા પાસે આવી પહોંચ્યો અને તેણે ડબ્બાનું બારણું ઉઘાડયું. આ સમયે એક મુસાફરે બારણા પાસે જઇ એ વૃદ્ધને હડસેલો મારી, તેને અંદર આવતો અટકાવ્યો. આથી એ ડોસાએ પોતાના બન્ને હાથ જોડીને નમ્ર સ્વરે કહ્યું;—"મહેરબાન ! ગાડી ઉપડવાનો વખત થઇ ગયો છે. બીજા ડબ્બાઓમાં બિલકુલ જગ્યા નથી. દયા લાવી મ્હને અહિં બેસવા દ્યો. આપનું ઇશ્વર કલ્યાણ કરશે,"

ઉભા થયેલા મુસાફરે કહ્યું:—"હું તમને અહિં બેસવા દઇશ નહિ. આ ડબ્બામાં બિલકુલ જગ્યા નથી. અમે સૌ કેટલી અડચણથી બેઠા છીએ તે જુઓ તો ખરા."

ડોસાએ કહ્યું:—"મહાશય ! હું અંદર ઉભો રહીશ—મ્હને બેસવા દ્યો."

આ ડોસાને અટકાવનાર માણસ જાણે કે ગાડીનો માલિક હોય એટલો મિજાજ કરતો હતો. તેણે ડોસાની નમ્ર પ્રાર્થના પ્રત્યે બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ. બરાબર આ સમયે ગાર્ડે સીટી વગાડી. તરતજ ચંદ્રકાન્તે ડબ્બાના બારણા પાસે જઈ બારણું ઉઘાડી એ ડોસાને અંદર ખેંચી લીધો. આથી એ ગાડીના માલીકે—મુસાફરે ઘણા ક્રોધે ભરાઇ ચંદ્રકાન્તને કહ્યું:—"ભાઈ ! તમે કેવા માણસ છો ? અહિં બેસવાની જગ્યા કયાં છે ? આપ હવે આ ડોસાને કયાં બેસાડો છો તે હું જોઉં છું."

ચંદ્રકાન્તે કહ્યું:—"શું કરૂં, મહાશય ! આ વૃદ્ધ પુરૂષને હું મ્હારી જગ્યાએ બેસાડીશ, અને હું ઉભો રહીશ."

જયન્તે કહ્યું:–"ઠીક ત્યારે પ્રથમ તું એક કલાક ઉભો રહે, પછી હું એક કલાક ઉભો રહીશ, ત્યાર બાદ નટવર, રમણિક વગેરે પણ કલાક કલાક ઉભા રહેશે."

ચંદ્રકાન્તે હસીને કહ્યું:–"તું ત્યારે ઉભો રહીને ઉંઘીશ કે!"

જયન્ત:–મ્હેં હમણાંજ કહ્યું છે ને કે, હું ઘોડા, ગાય, ગધેડા વગેરેની માફક ઉભો રહીનેજ ઉંઘી શકું છું. આજે તેનો experiment (પરીક્ષા) કરી શકાશે.

આ ઉત્તર સાંભળી ફરીથી સૌ હસી પડયા. ઉપરોક્ત વૃદ્ધ પુરૂષે કહ્યું:–"ના ભાઇ! તમારે કોઇને ઉભા રહેવાની જરૂર નથી. હું બહુ દૂર જવાનો નથી. મ્હારે વલસાડ ઉતરી પડવું છે; તેથી હુંજ ઉભો રહીશ."

આમ કહી વૃદ્ધ પોતાના હાથમાંની પાકીટ નીચે મૂકી, પાકીટના ઉપરજ બેઠો અને કમરમાંથી એક છીંકણીની ડબ્બી બ્હાર કાઢી. તેમાંથી એક ચપટી છીંકણી સુંઘીને તેણે કહ્યું:–"આપને દુઃખ દીધું છે એ માટે ક્ષમા કરશો. મ્હારૂં કામ ઘણું જરૂરી હતું, નહિ તો હું બીજી ગાડીમાં જાત. કાલે સ્હવારે એક શિષ્યને દીક્ષા આપવાની છે તેથીજ આ ગાડીમાં જવાની જરૂર છે."

સ્હામેની બેન્ચ ઉપર બીજો એક વૃદ્ધ ગૃહસ્થ બેઠો હતો. તેના શરીર ઉપર એક કાળો હાફકોટ હતો. વેસ્ટમાં સોનાનું ઘડીઆળ હતું. તેનો અછોડો બ્હાર જોવામાં આવતો હતો. આ વૃદ્ધ ગૃહસ્થની ઉમર ૬૦ વર્ષ ઉપરાંતની હોવા છતાં તે ઘણો શોખીન હોય એમ લાગતું હતું. આ વૃદ્ધ ગૃહસ્થે નાક પર ચસ્માં ચઢાવી, આ ભગવાં વસ્ત્રો પહેરેલા વૃદ્ધને એક વખત બરાબર જોઇને તેણે કહ્યું:–"ત્યારે શું આપ ગુરૂજીનું કામ કરોછો? આપ બ્રાહ્મણ પંડિત છો?"

ભગવાંધારી વૃદ્ધે કહ્યું:–"હું બ્રાહ્મણ છું; પરંતુ કાંઇ મ્હોટો પંડિત નથી. મ્હારા કેટલાક શિષ્યો છે. આ દુઃખી પેટને લીધે હું

તેમને મંત્રો શિખવાડું છું; પરંતુ ગુરૂ થવા માટે જેટલા ગુણોની આવશ્યકતા હોય છે તેટલા ગુણો મ્હારામાં નથી."

"ઠીક ત્યારે, આપની અશક્તિ આપ જાતેજ કબૂલ કરો છો. આપના જેવા ધર્મગુરૂઓએજ હિંદુસમાજનું અધઃપતન કર્યું છે. ધર્મ ગુરૂની ક્રિયાને આપના જેવા કહેવાતા પંડિતો, ધંધો સમજી બેઠા છે. અરેરે ! કેવી દિલગીરીની વાત છે ! તમે જે કર્મકાંડનો ઉપદેશ આપો છો તેનું તાત્પર્ય સમજોછો કે ?"

ભગવાંધારી વૃધ્ધે માથું ખંજવાળતાં ખંજવાળતાં કહ્યું:— "તાત્પર્ય—તાત્પર્ય શું ? શાસ્ત્રનો જેવો આદેશ છે તેજ પ્રમાણે કર્મ અનુષ્ઠાન કરવાનો અમે ઉપદેશ આપીએ છીએ. શાસ્ત્રો જો ખોટાં ન હોય તો તેનું ફળ પણ અવશ્ય છેજ."

"પરંતુ એ શાસ્ત્રોનું રહસ્ય તમે સમજોછો કે ? શાસ્ત્રનું રહસ્ય સમજ્યા સિવાય કર્મ અનુષ્ઠાન કરવામાં આવે છે તો તેનું કશું ફળ નિપજતું નથી એ તમે જાણોછો કે ? શાસ્ત્રમાં જે સઘળી નિત્ય—નૈમિત્તિક ક્રિયાનું વિધાન છે, એ સમસ્ત યોગ છે. એક યોગ સિવાય હિંદુધર્મ રહી શકતો નથી: પરંતુ એ યોગનો અર્થ કેટલાં માણસો જાણે છે ?"

આમ કહીને એ વૃદ્ધ ગૃહસ્થે ચશ્માં બ્હાર કાઢી, રૂમાલથી તેના કાચ સાફ કરવા માંડયા. આ સમયે પાલધર સ્ટેશન આવી પહોંચ્યું. ભગવાંધારી બ્રાહ્મણે કહ્યું:—"મહાશય ! આપ કોને યોગ કહોછો તે કૃપા કરીને કહેશો ?"

વૃદ્ધ ગૃહસ્થે પુનઃ નાક પર ચશ્માં ચઢાવીને કહ્યું:—"યોગ શી વસ્તુ છે તે માત્ર ટૂંક સમયમાં સારી રીતે સમજાવી શકાય તેમ નથી, છતાં હું તમને ટુકમાં થોડી હકીકત કહુંછું તે લક્ષ્યપૂર્વક સાંભળો. પ્રાણને મસ્તકમાં રાખવો તેને યોગ કહી શકાય છે. આ

ષટચક્ર ભેદનો વ્યાપાર છે—પ્રાણાયામદ્વારા સિદ્ધ થાય છે. વેદ, પુરાણ, ગીતા, ભાગવત—સઘળાં ધર્મશાસ્ત્રો આ એકજ તત્વનું શિક્ષણ આપે છે. કોઈ કોઇ શાસ્ત્રમાં આવું શિક્ષણ સ્પષ્ટતાથી આપવામાં આવેલું છે; પરંતુ ઘણાં ખરાં શાસ્ત્રોમાં અન્યરૂપે આવું શિક્ષણ આપવામાં આવેલું છે. હિંદુ જાતિનાં જે સઘળાં કર્મકાંડ છે તે સઘળાંનો આ એકજ ઉદ્દેશ છે."

"ત્યારે શું ઇષ્ટદેવતાની ઉપસના કાંઈ નથી ? અમે તો એમજ સમજીએ છીએ કે, શાસ્ત્રના વિધાન અનુસાર ઇષ્ટદેવતાની આરાધના કરતાં અને ઇષ્ટમંત્ર જપતાં સિદ્ધિ મેળવી શકાય છે. ભક્તિયોગ, જ્ઞાનયોગ અને કર્મયોગ—ત્રણે યોગની આજ સાધના છે."

"એ ભૂલ છે. એક મૂર્તિની ઇષ્ટદેવતા તરીકે પૂજા કર્યાથી મુક્તિ મેળવી શકાય છે, એવો કદિ પણ શાસ્ત્રનો અભિપ્રાય નથી. તથા ગીતામાં જે ભક્તિયોગ, કર્મયોગ અને જ્ઞાનયોગની હકીકત છે. તેનું ખરૂં રહસ્ય કેટલા જણ જાણે છે ? એ સઘળું રૂપક છે. મહાભારતના ધૃતરાષ્ટ્ર, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન એ સૌ રૂપક છે."

ચંદ્રકાન્ત ઘણાજ કૌતુહલથી આ ચર્ચા સાંભળતો હતો. તેણે કહ્યુંઃ—"ઠીક મહાશય ! ત્યારે રામાયણ શું છે ? સાહેબ સમાલોચકો તો રામાયણની કોઈ પણ વ્યક્તિનું અસ્તિત્વ સ્વીકારવાને ઇચ્છતા નથી. આપ પણ એવાજ સમાલોચક હો એમ લાગે છે."

ઉપર્યુકત વૃદ્ધ ગૃહસ્થે આ સમયે ચંદ્રકાન્ત તરફ દૃષ્ટિ ફેરવીને કહ્યુંઃ—"આપ રામાયણની હકીકત પૂછોછો તો હું જણાવું છું કે, એ પણ રૂપકજ છે. ઋષિઓએ લોકશિક્ષાને માટે યોગનું સઘળું ગૂઢત્વ આ સઘળાં પુરાણોમાં રૂપકોના આકારથી પ્રકાશિત કર્યું છે. એ ગૂઢતત્વ જે સમજે છે તેજ સમજે છે. જુઓ, રામાયણમાં જે પાત્રો છે તેનો દશરથ મૂળ વ્યક્તિ છે. તે રાજા છે ? એ ક્યાંનો

રાજા છે? અયોધ્યાનો, કેમ? અયોધ્યા એજ માનવદેહ છે! માનવ-દેહનો રાજા જીવાત્મા છે, આત્મા રથી, શરીર રથ છે. શરીર આત્માથી પરિચાલિત થઇને દશે દિશાએ દોડે છે. તેથીજ તે જીવાત્માનું રૂપક નામ 'દશરથ' છે. હવે દશરથની ત્રણ મુખ્ય રાણીઓ છે—આત્માની પણ તેવીજ ત્રણ રાણીઓ છે. જેમકે સત્વ, રજ, અને તમોગુણ. આત્મા આ ત્રણે ગુણો સાથે મળેલો છે તેથી તેમાંથીજ બીજી વૃત્તિઓની ઉત્પત્તિ થઈ છે. એ સઘળી વૃત્તિઓમાં ત્રણ મુખ્ય વૃત્તિઓ છે—બુદ્ધિ, અભિમાન અને મન. એમાં સૌથી શ્રેષ્ઠ કોણ છે? બુદ્ધિજ. ત્યારે હવે બુદ્ધિ—રામચંદ્ર છે, અભિમાન લક્ષ્મણ છે, અને સંકલ્પ વિકલ્પાત્મક મન ભરત અને શત્રુઘ્ન છે. આ બન્ને ભાઇઓ હમ્મેશાં એકઠા રહે છે. જેમકે બન્નેં અશ્વિનીકુમાર છે. દશરથ અર્થાત્ જીવાત્મા કોઈ સમયે એક ગુણને વશીભૂત થાય છે. કૈકેયી રજોગુણ છે. તેને આધીન થઇ દશરથ પોતાના મુખ્ય પુત્ર રામચંદ્ર અર્થાત્ બુદ્ધિને વનવાસ આપે છે. આનું તાત્પર્ય એ છે કે, ગુણને વશીભૂત થતાં લોકની બુદ્ધિ રહેતી નથી."

આ ઠેકાણે એક શ્રોતાએ કહ્યું:—"એ ગુણની સાથે જો પુનઃ રૂપક રહેતું હોય તો તો કાંઇ કહેવાનુંજ નથી."

બીજા એક શ્રોતાએ કહ્યું:—"ખાસ કરીને વૃદ્ધાવસ્થામાંજ રૂપક રહે છે!"

આ વાક્ય સાંભળી વૃદ્ધ ગૃહસ્થે સહજ વિરક્ત થઇને કહ્યું:—"સાંભળો, પ્રથમ સાંભળો અને પછી ટીકા કરો. બુદ્ધિ અર્થાત્ રામ વનમાં ગયા. તેમની સાથે સાથે અભિમાન અર્થાત્ લક્ષ્મણ અને માયા અર્થાત્ સીતા ચાલ્યાં. માયા સિવાય બુદ્ધિ કદિ રહી શકતી નથી. કેમકે માયાનું રૂપ અતુલનીય છે. એ માયાની મોહિનાશક્તિથી આખા જગતના લોકો મુગ્ધ બની ગયેલા છે. તેથીજ દશે ઇન્દ્રિયો એ માયાને મુગ્ધ થઇ છે. એ દશ ઇન્દ્રિય દશાનન (રાવણ)

છે. રૂષિઓ શું એટલા બધા મૂર્ખ હતા કે, એક માણુસનાં દશ માથાંનું વર્ણન કરે ? તેથી દશ ઇન્દ્રિયનું રૂપક દશાનન છે. દશાનન અર્થાત્ દશ ઇન્દ્રિય માયાના રૂપથી મુગ્ધ થઇને તેને હરીને લઈ ગઈ. કયાં ! લંકાપુરીમાં કે ? લંકાપુરી ભારતવર્ષની નીચેનો ભાગ છે, અર્થાત્ શરીરની નીચે જે મૂલાધાર ચક્ર છે તે લંકાપુરી છે. ત્યાર પછી બુદ્ધિ અને અભિમાને મળી, મહાકષ્ટે એ દશ ઇન્દ્રિયોનો વિનાશ કરીને માયાનો ઉદ્ધાર કર્યો. અર્થાત્ પ્રાણાયામદ્વારા ઇંદ્રિયોની ગતિ અટકાવીને પ્રાણને મૂલાધાર ચક્રમાંથી ઉંચે ખેંચી નાભિ, હૃદય, કંઠ અને ભ્રુ અતિક્રમ કરી બ્રહ્મરંધ્રમાં અર્થાત્ સહસ્ત્રદળ પદ્મમાં ખેંચી લીધો. એમ થયા પછી માયાનું અસ્તિત્વ રહેતું નથી; તેથીજ રામે સીતાનો ઉદ્ધાર કરી પુનઃ તેને વનવાસમાં મોકલી, અથવા તો સીતાએ હમ્મેશાંને માટે પાતાળમાં પ્રવેશ કર્યો !

“ આ ઉપરથી માલૂમ પડશે કે, રામાયણુ એક રૂપક ગ્રંથ છે. તેનો ઉદ્દેશ માત્ર યોગનું શિક્ષણુ આપવાનોજ છે; છતાં સૌ કોઈ આ રહસ્ય સમજતું નથી. જે સમજે છે તેજ સમજે છે. આ યોગ સાધતાં મુક્તિ થાય છે. તમે આમાંનું કાંઇ જાણતા નથી તેથી તમે તમારા શિષ્યોને બધું ખોટુંજ સમજાવો છો. ”

બીજા એક મુસાફરે કહ્યું:—“ મહાશય ! રામાયણનું રહસ્ય આપને મુખે સાંભળી મ્હને સંતોષ ઉપજ્યો છે ! પરંતુ આપ એક વાત ભૂલી ગયા છો. રામ લક્ષ્મણ વગેરે સૌ જ્યારે એક એક મનોવૃત્તિનું રૂપક હોય ત્યારે હનુમાનજીનું પૂંછડું શાનું રૂપક હતું ?!”

ત્રીજો એક મુસાફર બોલી ઉઠયો:—“ હનુમાનજીનું પૂંછડું સુષુમ્નાનાડીનું રૂપક હતું, કેમ ખરૂંને, મહાશયજી ? ”

આ વાક્ય સાંભળી સઘળા મુસાફરો ખડખડાટ હસી પડયા. આથી એ વૃદ્ધ ગૃહસ્થ ઘણો ખિજવાયો. તેણે કહ્યું:—“ તમે સૌ

મ્હારી વાત ઠઠ્ઠા મશ્કરીમાં ઉડાવી દેશો એમ હું પ્રથમથીજ જાણતો હતો ! આ સઘળું તત્વ પૂરતી અક્કલ સિવાય સમજી શકાતું નથી. એટલા માટેજ બાયબલમાં એક વાક્ય લખેલું છે કે:–" Don't cast pearls before swine." (મ્હેં ભેંસ આગળ ભાગવત ભાખ્યું છે !)

આ વચનો સાંભળી પેલા બે શ્રોતા પણ ઘણા ક્રોધે ભરાયા. આથી ભગવાંધારી બ્રાહ્મણે તેમનું સમાધાન કરીને કહ્યું:–" આપ કૃપા કરીને શાન્ત થાઓ. હવે અલ્પકાળમાંજ હું ઉતરી પડવાનો છું. આપ આ ગૃહસ્થની સાથે તર્ક કરશો નહિ. એ એક ભયાનક માણસ છે. એ જ્યારે રામાયણને યોગશિક્ષાનું રૂપક કહે છે ત્યારે તેને માટે એક પણ કાર્ય અસાધ્ય નથી. [ વૃદ્ધ ગૃહસ્થ તરફ દૃષ્ટિ કરીને ] મહાશય ! આપને પણ એક વાક્ય કહેવું ઉચિત સમજાુ છું કે, આપ યોગનો ઉપદેશ આવી રીતે સર્વ સ્થળોએ આપશો નહિ આપનો ઉપદેશ સાંભળી સઘળા લોકો જો ષટ્ચક્રનો ભેદ કરી બેસશે તો અમારા જેવા મૂર્ખ ગુરૂઓને ભૂખે મરવું પડશે ! "

આ વચનો સાંભળી પુનઃ ડબ્બામાં બેઠેલાં સઘળાં માણસો મ્હોટેથી હસી પડયાં. વૃદ્ધ ગૃહસ્થ તો આથી ઝંખવાણો પડી ગયો. આ સમયે ટ્રેઇન વલસાડ સ્ટેશને જઈ પહોંચી; તેથી ભગવાંધારી બ્રાહ્મણ સૌને પ્રણામ કરી ઉતરી પડયો. આ સમયે યોગશાસ્ત્રનો ઉપદેશક પણ પ્લેટફૉર્મ ઉપર ઉતરી એક ભૈયા પાસેથી ભજીઆં ખરીદી, ઉભો ઉભો ખાઈ ગયો. પછીથી એક પ્યાલો પાણી પી, એક પાન ચાવતો ચાવતો તે પોતાના સ્થાને આવીને બેઠો. આ સમયે ગાડી પણ ઉપડી.

થોડા સમય સુધી કોઇ પણ માણસ એ વૃદ્ધ ગૃહસ્થ સાથે બોલ્યું નહિ, તથા તે પોતે પણ કોઇની સાથે બોલ્યો નહિ. તેને એમજ લાગ્યું કે, સૌએ તેને ' બૉયકૉટ ' કરી નાખ્યો; પરંતુ થોડા સમય પછી ચંદ્રકાન્તે તેની સાથે વાતચિત શુરૂ કરી.

ચંદ્રકાન્તઃ—મહાશય ! આપ ક્યાં સુધી જશો ?

“ હું સુરત જઈશ. તમે અમદાવાદ જવાના હો એમ જણાય છે.”

“ ના—અમે વડોદરા સુધી જવાના છીએ. ”

“ આ વૃદ્ધ બ્રાહ્મણ કે જે વલસાડ સ્ટેશને ઉતરી પડયો તે મ્હારાં વચનોનો યથાર્થ ઉત્તર આપી શકયો નહિ. તેણે બધી વાત હસવામાંજ ઉડાવી દીધી. આપ જાણો છો કે, એ ધંધાવાળા ગુરૂઓ પોતાનો ધંધો નિભાવવાના હેતુથી ઇચ્છામાં આવે તેમ બોલે છે. તેમનામાં બિલકુલ વિદ્યાબુદ્ધિ હોતી નથી. શાસ્ત્રજ્ઞાન હોતું નથી. શાસ્ત્રનો ગૂઢ મર્મ તેઓ સમજી શકતા નથી. તેઓ માત્ર શિષ્યો પાસેથી પ્રણામી લેવાનું જાણે છે. ”

ચંદ્રકાન્તે સહજ વિરકત થઇને કહ્યુંઃ—“ આપ કહો છો તેમાંની થોડી હકીકત ખરી છે. આપણા સમાજમાં તમે કહોછો એવા ગુરૂઓ ઘણા છે. તેઓ એમજ કરે છે એમાં કશો સંદેહ નથી; પરંતુ તેથી કરીને કાંઈ સઘળા ધર્મગુરૂઓ એવાજ છે એમ કહી શકાય નહિ. જે વૃદ્ધ બ્રાહ્મણ વલસાડ ઉતરી પડયા છે તેમને હું એવા ઢોંગી ધર્મગુરૂ ધારતો નથી. તેમને તદ્દન મૂર્ખ ધારવાનું કારણ તો હું જોઇ શકતો નથી. ”

ચંદ્રકાન્તનાં આ વચનોને બીજા બધાએ ટેકો આપ્યો; એટલે એ વૃદ્ધ ગૃહસ્થે કહ્યુંઃ—“ પરંતુ કહો જોઇએ કે, એ સઘળા ગુરૂઓના મંત્રનું પ્રત્યક્ષ ફળ કોઇએ કદિ જોયું છે ? હું જે યોગસાધનાનો ઉપદેશ આપું છું તેનું ફળ તો પ્રત્યક્ષ જોઇ શકાય તેમ છે. ”

ચંદ્રકાન્તઃ—ત્યારે આપ પણ ગુરૂગિરી કરો છો કે શું ?

“ ગુરૂગિરી તો નથી કરતો; પરંતુ મ્હારી નામરજી હોવા છતાં અનેક ઉચ્ચ શિક્ષિત ગૃહસ્થો મ્હારી પાસેથી દીક્ષા ગ્રહણ કરે છે. તેથી કશું કષ્ટ ઉઠાવવું પડતું નથી—વિશેષ કાંઇ ખર્ચ થતું

નથી—માત્ર સાત રૂપિયાં લઇનેજ હું યોગસાધનાનો ઉપદેશ આપું છું. માત્ર એક માસ સુધી હું દર્શાવું એ કર્મનું અનુષ્ઠાન કરવામાં આવે છે તો ભ્રૂયુગલમાં સુનિર્મળ દિવ્ય જ્યોતિ પ્રકાશી નીકળે છે. હું મુંબાઇમાંજ રહું છું. મ્હારૂં નામ સનાતન પંડયા છે. હું કાલબાદેવીરોડ પર આવેલી કાબ્હેલ સ્ટ્રીટમાં રહું છું. જો ઠેકાણું યાદ ન રહે તો લખી લ્યો. આપ પુનઃ જ્યારે મુંબાઇ આવો ત્યારે માત્ર સાત રૂપિયા લઇને મ્હને મળજો. ”

આ સમયે ટ્રેઈન સુરત જઇ પહોંચી. એ વૃદ્ધ ગૃહસ્થ ત્યાં ઉતરી પડયો. તે ઉતરી પડયો એટલે એ ડબ્બામાં બેઠેલા સઘળા મુસાફરોએ તેના આકાર પ્રકાર અને વાતચિતની સમાલોચના કરવા માંડી.

ચંદ્રકાન્તે જયન્તને કહ્યું:-“ભાઈ! કહે જોઇએ કે, એ ગુરૂગિરી કરે છે ત્યારે તેણે વલસાડ સ્ટેશને ભૈયાના હાથનાં ભજીઆં કેમ ખાધાં?”

જયન્તઃ—એ ગુરૂગિરી કરે છે એમ કોણે કહ્યું? એ માત્ર સાત રૂપિયા લઈ લોકોને યોગશિક્ષાનો ઉપદેશ આપે છે. વધારે નહિ, માત્ર સાતજ રૂપિયા!

આ સાંભળી સઘળા મુસાફરો પાછા ખડખડાટ હસી પડયા. એક મુસાફરે કહ્યું:-“એણે પોતે તો ગુરૂગિરીની નિન્દા કરી; છતાં પોતાની ગુરૂગિરી advertise (જાહિર) કરવાને માટે તે કેવા વ્યાકુળ બની ગયો હતો? કેટલા આગ્રહથી તે આપણને તેનું નામ લખી લેવાનું કહેતો હતો?!”

બીજો એક મુસાફર બોલ્યો:—“હિંદુ ધર્મના પુનરૂત્થાનમાં અનેક અવતારોની ઉત્પત્તિ થઇ છે. એ પણ તેમાંનોજ એક હશે એમ લાગે છે.”

“એમાં કશું આશ્ચર્ય નથી—એવાઓને શિષ્યો પણ ઘણા મળી આવે છે!”

ચંદ્રકાન્તઃ—"તેનું કારણ છે. હમણાંના દિવસોમાં લોકો કોઇ પણ કાર્યમાં મહેનત કરવાની ઇચ્છા રાખતા નથી. વિશેષતઃ આ સ્વેચ્છાચારિતાના દિવસોમાં જે માર્ગે જવાથી આહારમાં અને આચારમાં સહજ પણ સંયમની જરૂર પડે નહિ, એવા માર્ગ તરફ લોકોની પ્રવૃત્તિ આકર્ષાય છે."

આવી રીતે ટ્રેઇનમાં વાતચિત ચાલી રહી. ધીમે ધીમે નાટક સંબંધીની વાત પણ નીકળી. એક મુસાફર બોલ્યો:—"આજકાલનાં નાટકો જનસમાજને માટે કલ્યાણકર્ત્તા છે કે કેમ એ સંબંધી કશો નિર્ણય કરી શકાતો નથી!"

ચંદ્રકાન્તે કહ્યું:—"હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, આજકાલ આપણી ગુજરાતી નાટક કંપનીઓ જનસમાજની પાપવૃત્તિઓને ઉસ્કેરે એવાંજ નાટકો ભજવે છે. બાકી સારાં નાટકો તો મરાઠી નાટક કંપનીઓમાંજ ભજવાય છે. બંગાળી નાટક કંપનીઓનો ઉદ્દેશ પણ જનસમાજનું કલ્યાણ કરવાનો તેમજ દેશહિત કરવાનો હોય છે; પરંતુ આપણા ગુજરાતી નાટકાચાર્યો ઘેલી ગુજરાતના લોકોને બિભત્સ નાટકો બતાવી, તિજોરી તર કરવાનાજ પ્રયત્નો કરે છે. અપવાદ તરીકે એક બે કંપનીઓનો ઉદ્દેશ કાંઇક અંશે સ્તુત્ય છે ખરો; પરંતુ હાલના જમાનાને અનુસરી જેવાં નાટકો લખાવાં જોઇએ તેવાં નાટકો લખાતાં નથી."

એક મુસાફર બોલ્યો:—"ત્યારે તેમાં નાટક કંપનીના માલિકોનો શો દોષ છે? તમારા કહેવા પ્રમાણે તો દોષ નાટકના કવિઓનોજ છે."

ચંદ્રકાન્તઃ—ખરૂં છે, આજકાલના કેટલાક કવિઓ પણ આપણી નાટક કંપનીઓની શોચનીય સ્થિતિના જવાબદાર છે; પરંતુ મ્હારૂં કહેવું એવું છે કે, નાટક કંપનીના માલિકોમાં સારી ખોટી વસ્તુની પરીક્ષા કરી શકવા જેટલું જ્ઞાન હોવું જોઇએ. બાકી જ્યારે નાટકના

માલિકજ પોતાની કંપનીના કવિને સાંજે બે રૂપિયાનો બેવડો પાઇ નાટક લખાવે ત્યારે પછી એવા કવિને હાથે દેશનું હિત કરે, ગુજરાતી પ્રજાના આચાર વિચારો સુધરે, સ્ત્રી પુરૂષો બ્રહ્મચર્યનો મહિમા સમજે તથા દેશની પરિસ્થિતિનું જ્ઞાન મેળવી શકે એવો ખેલ લખાવાની આશા ક્યાંથી રાખી શકાય ?

આવી રીતે વિવિધ પ્રકારની ચર્ચા ચાલ્યા કરતી હતી. એવામાં ટ્રેઈન વડોદરા સ્ટેશને જઇ પહોંચી, અને એક નવીન બનાવ બન્યો. આ સમયે પ્રભાતકાળ થયો હતો. પૂર્વ દિશામાં સૂર્ય ભગવાનનાં રંગબેરંગી કિરણો પ્રકાશી નીકળ્યાં હતાં.

સ્ટેશન પર ટ્રેઈન ઉભી રહે તે પહેલાંજ અનેક મજુરો 'મજુર મજુર' નો પોકાર કરતા ગાડી સાથે દોડવા લાગ્યા. ટ્રેઈન ઉભી રહી એટલે બે ત્રણ ટિકીટ કલેકટરો ડબ્બાનાં દ્વાર ઉઘાડી ટિકીટ તપાસવા લાગ્યા. કેટલાક મુસાફરો પોતાના સરસામાન સાથે ઉતરી પડવા લાગ્યા.

જે ડબ્બામાં ચંદ્રકાન્ત, જયન્ત વગેરે બેઠા હતા તેની સાથેજ Ladie's Compartment ( સ્ત્રીઓનો ડબ્બો ) હતો. એ ડબ્બામાં બે સ્ત્રીઓ બેઠી હતી. તેમાં એક યુવતી હતી. એ સુંદરીનો પતિ આગળ પુરૂષવર્ગ સાથે બેઠો હતો. લીલી હરિયાળી જોતાં ગાય તેને ચરવાને માટે જેવી રીતે આકર્ષાય તેવીજ રીતે એક યુરેઝિયન ટિકીટ કલેકટરની લુબ્ધ દૃષ્ટિ એ સુંદરી મહિલાના ઉપર પડી. તેણે એ સુંદરીની પાસે જઈ ટિકીટ માગી; પરતુ તેની ટિકીટ તેના પતિ પાસે હતી. તેણે ટિકીટ પોતાના પતિ પાસે છે એમ કહ્યું; પરંતુ તેનું વાક્ય નહિ સાંભળતાં ટિકીટ કલેકટરે 'ટિકીટ લાવ, ટિકીટ લાવ' કહેતો તેના અંગને અડકયો. આથી એ નિરાધાર નારી મ્હોટેથી રડવા લાગી. બરાબર આ સમયેજ એ ટિકીટ કલેકટરના બરડા ઉપર જોરથી એક મુક્કી વાગી.

મુક્કી વાગતાંજ તેણે પાછળ ફરીને જોયું તો તેની નજરે ચંદ્રકાન્ત પડયો, તથા તેણે ચંદ્રકાન્તને મુક્કી મારવાને હાથ ઉગામ્યો. એટલામાં ચંદ્રકાન્તના મિત્રોએ આવી પહોંચી તેને ઘેરી લીધો. જો તેમણે સૌએ ધાર્યું હોત તો તેઓ એક દુરાચારી ટિકીટ કલેકટરને ચૌદમા રત્નનો સંપૂર્ણ સ્વાદ ચખાડી અદ્રશ્ય થઈ જઈ શકત; પરંતુ પેલી નિરાધાર સુંદરીને એવી સ્થિતિમાં રાખવી તેમણે ઉચિત ધારી નહિ. બીજી તરફ એ ટિકીટ કલેકટર 'પોલિસ પોલિસ' કહીને બૂમો મારવા લાગ્યો. તેની બૂમો સાંભળી બીજા પણ બે ત્રણ ટિકીટ કલેકટરો અને એક પોલિસ સિપાહી ત્યાં આવી પહોંચ્યા. બીજી તરફથી એ નિરાધાર સુંદરીનો પતિ પણ આવી પહોંચ્યો. ચંદ્રકાન્તે ટૂંકમાં તેને સઘળી હકીકત કહી સંભળાવી, તેનું નામ ઠામ સાંભળી લીધું, અને પછી સઘળા મિત્રો ત્યાંથી ચાલ્યા જવા લાગ્યા; પરંતુ આહત થયેલા ટિકીટ કલેકટરની આજ્ઞાથી પોલિસ સિપાહીએ તેમને પકડી રાખવાનો પ્રયત્ન કર્યો. જોતજોતામાં બીજા પણ કેટલાક રેલ્વે નોકરો ત્યાં આવી પહોંચ્યા. તેઓ સૌ આ યુવકવર્ગને ઘેરીને ઉભા રહ્યા. પછીથી એ ટિકીટ કલેકટર, ચંદ્રકાન્તને ગાર્ડ પાસે લઇ ગયો. ટિકીટ કલેકટરે ગાર્ડને કશી ફરિયાદ કરી. ટિકીટ કલેકટર અને ગાર્ડ વચ્ચે જે વાતચિત થઈ તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

ગાર્ડઃ—તમે આ ટિકીટ કલેકટરને માર્યા છે કે ?

ચંદ્રકાન્તઃ-હા, માર્યા છે; પરંતુ આ ટિકીટ કલેકટરે સ્ત્રીઓના ડબ્બા પાસે ઉભા રહીને એક સુંદરીના શરીર પર હાથ શા માટે અડકાડયો હતો ?

ટિકીટ કલેકટરઃ—ખોટી વાત છે—મ્હેં માત્ર તેની પાસે ટિકીટ માગી હતી.

ચંદ્રકાન્તઃ—ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે, તમે તેના શરીર પર હાથ અડકાડયો નહોતો ?

ટિકીટ કલેકટરઃ—ના—કદિ નહિ.

ચંદ્રકાન્તઃ—મ્હેં તમને એ સુંદરીને હાથ અડકાડતાં જોયા છે; છતાં તમે જૂઠું બોલો છો ?

આ વાક્ય સાંભળી એ ટિકીટ કલેકટર અને તેના બીજા સ્નેહી નોકરો ઘણા ખિજાયા. તેમણે ગાર્ડને કાંઇ કહ્યું. ગાર્ડે પોલિસ સિપાહીને કહ્યું:—" ઉસકો થાણામેં લે જાઓ."

ચંદ્રકાન્તઃ—ચાલો, થાણામાં આવવાને હું તૈયાર છું.

આમ કહીને ચંદ્રકાન્ત પોલિસ સિપાહી સાથે જવા લાગ્યો. તેના બંધુઓ પણ ટ્રેઇનમાંથી પોતાનો સરસામાન ઉપાડી લઇ, તેની સાથે સાથે જવા લાગ્યાં. ટ્રેઇન વડોદરા સ્ટેશનેથી ઉપડી ગઈ. થોડા સમયમાંજ પેલા ટિકીટ કલેકટર અને પોલિસ સિપાહી સાથે ચંદ્રકાન્ત અને તેના મિત્રો થાણામાં જઇ પહોંચ્યા. થાણામાંના ફોજદારે ચંદ્રકાન્તને એકાન્તમાં લઇ જઈ યુક્તિ પ્રયુક્તિથી ચેરીમેરી કઢાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ ચંદ્રકાન્તે ફોજદારની ઇચ્છા ફળિભૂત થવા દીધી નહિ. તેણે ફોજદારની મહેરબાની મેળવવાની સાફ ના પાડી, તેને કાયદેસર કામ લેવાનું જણાવ્યું. ટિકીટ કલેકટર ડિસોઝાએ ફોજદાર પાસે પોતાની ફરિયાદ નોંધાવી. પછીથી ફોજદારે ચંદ્રકાન્તને ઉદ્દેશીને કહ્યું:—" તમે મારામારી કરીને ટિકીટ કલેકટર મિ. ડિસોઝાના કાર્યમાં હરકત કરી છે. તેથી કાયદાની ૩૫૩ મી કલમ પ્રમાણે તમે ગુન્હેગાર ઠરો છો, તથા તમારા આ સાથીદાર મિત્રોએ પણ તમને ગુન્હો કરવામાં સહાયતા કરી છે તેથી તેઓ પણ ૧૪૭ મી કલમ પ્રમાણે ગુન્હેગાર છે. તમે સૌ મ્હને તમારાં ચોક્કસ નામ ઠામ લખાવો."

ચંદ્રકાન્તે કહ્યું:—" ફોજદાર સાહેબ! ટિકીટ કલેકટર મિ.

ડિસોઝાએ આપની પાસે ખોટી ફરિયાદ નોંધાવી છે."

ફોજદાર:-ખોટી ખરી ફરિયાદનો નિર્ણય ન્યાયમંદિરમાં થશે.

ચંદ્રકાન્ત:-ત્યારે આપ મ્હારી ફરિયાદ પણ નોંધો. ટિકીટ કલેકટર મિ૦ ડીસોઝા એક નિરાધાર રમણી ઉપર અત્યાચાર કરતા હતા—તેમને મ્હેં તેમ કરતાં અટકાવ્યા છે.

ફોજદાર:-ઠીક છે, એ બધું પછી થશે. હમણાં તો તમે સૌ તમારાં નામ ઠામ નોંધાવો.



## પ્રકરણ ૨૦ મું.



### હિતમાં વિપરીત.

લગભગ અગીઆર વાગ્યાના અરસ્સામાં ચંદ્રકાન્ત અને નિપુણચંદ્ર ઘેર આવી પહોંચ્યા. આવતાંની સાથેજ મ્હોટી માને તેમણે પ્રણામ કર્યા. મ્હોટી માએ તેમના મસ્તક પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:-"ચિરાયુ થાઓ. ઓ મ્હોટી વહુ! ચંદ્રકાન્ત અને નિપુણ આવ્યા છે. વારૂ, ભાઇ! તમે બન્ને કાલે કયાં રહ્યા હતા? હમણાં આવશો હમણાં—આવશો ધારી હું તમારી ગઇ કાલની રાહ જોયા કરતી હતી."

ચંદ્રકાન્તે કહ્યું:-"મ્હોટી મા! કાલે અમે વડોદરે રહ્યા હતા. એ બધી વાત પછી થશે. હમણાં તો પેટમાં ખૂબ ભૂખ લાગી છે."

મ્હોટી માએ કહ્યું:-"ત્યારે જાઓ, ઘરમાં જઇ ન્હાઇ લ્યો. હું તમારી જમવાની વ્યવસ્થા કરૂં છું. બાપરે! જુઓને તમારાં મ્હોડાં સુકાઈ ગયાં છે."

નિપુણ ઘરમાં સ્નાન કરવા ગયો. ચંદ્રકાન્ત બેઠકખાનામાં જઇને બેઠો. ત્યાં ઘરનાં સઘળાં બાળકોએ આવીને તેને ઘેરી લીધો. સૌ

પહેલાં સત્યેન્દ્રે આવીને એક નવીન ખબર આપી કે:–"કાકા ! કાકા ! આજે મ્હેં કાકીની ખાપ લઇને મ્હારૂં મ્હોં જોયું હતું. કાકીએ કહ્યું હતું કે, મ્હારા માથાના વાળ બહુ સુંદર છે.!"

ચંદ્રકાન્તે સત્યેન્દ્રને ચુંબન કર્યું. પછીથી તેણે એક પેટી ઉઘાડી તેમાંથી રમકડાં બ્હાર કાઢી દરેક બાળકને એકેક રમકડું આપ્યું. રમકડું મળતાંજ પ્રત્યેક બાળકના આનંદનો પાર રહ્યો નહિ; પરંતુ આ આનંદને ભેદી નાખે એવી રડારોળ એકાએક ઘરમાં થતી સાંભળવામાં આવી. ચંદ્રકાન્તની તેમજ નિપુણની માતાએ મ્હોટેથી રડવા માંડયું. રડતી રડતી તેઓ ચંદ્રકાન્ત પાસે બેઠકખાનામાં આવી. બીજી તરફથી મ્હોટી મા પણ વ્યાકુળ હૃદયે "શું થયું ?" કહેતાં કહેતાં બેઠકખાનામાં આવ્યાં.

ચંદ્રકાન્તે વ્યાકુળતાથી પૂછયું:–"શું થયું છે ? તમે રડો છો શા માટે ?"

પરંતુ કોણ તેનો પ્રશ્ન સાંભળે ? "ઓ બાપરે, ભોગ મળ્યારે !"–ના પોકારો સાથે રૂદનધ્વનિ પણ વિશેષ ઉંચો ચઢવા લાગ્યો. મ્હોટી મા પણ કાંઇ સમજમાં નહિ આવ્યાથી રૂદન કરનારાંઓમાં મળી જઇ "ઓ બાપરે, ભોગ મળ્યારે !" કહી રડતાં રડતાં માથે હાથ ઠોકી નીચે બેસી પડયાં. ઘરની વહુઓ પણ પોતપોતાનું કામ પડતું રહેવા દઇ બેઠકખાનાના ખુણાઓમાં આવીને ઉભી રહી, અને રડવા લાગી. આ રૂદનધ્વનિ સાંભળી આડોસી પાડોસી પણ ગભરાયાં, અને ક્ષણુ માત્રમાં અસંખ્ય સ્ત્રી પુરૂષો પંડયા મહાશયના બેઠકખાનામાં આવી પહોંચ્યાં. સૌ કોઇ એનોજ પ્રશ્ન પૂછતું હતું કે:–"શું થયું છે ?"

ચંદ્રકાન્ત આ રડારોળ બંધ પાડવાનો ઘણા સમયથી પ્રયત્ન કરતો હતો; પરંતુ તેની વાત કોઈના કાને સંભળાતી નહોતી. અંતે મ્હોટે સ્વરે તેણે કહ્યું:–"મ્હોટી મા ! તમે સૌ પાગલ બની ગયાં છો કે શું ? આટલી રડારોળ શા માટે કરોછો તે સમજાતું નથી !"

આ વાક્ય સાંભળી મ્હોટી મા ઉઠી ઉભાં થયાં અને ચંદ્રકાન્તની છેક પાસે જઈ બોલ્યાં:—“ શું થયું છે તે તુંજ કહે. તમે ક્યાં તોફાન કરી ભોગ મેળવ્યા છે તે તુંજ કહે. ”

ચંદ્રકાન્તની માતાએ કહ્યું:—“ કેવું ભયંકર કામ કર્યું છે ! સાહેબને માર્યો છે ! પોલિસ તેમના હાથ પકડી તેમને કચેરીમાં લઇ ગયો હતો. હવે કોણ બચાવશેરે બાપ ? ”

નિપુણની માતાએ કહ્યું:—“ હવે કોઇ આમને કહેનાર કથનાર છે ? હાય હાયરે ! હું, શું થશે ? ”

મ્હોટી માએ આટલા સમય પછી થોડું વૃત્તાંત પોતાના સમજવામાં આવ્યાથી કહ્યું:—“ અરે ચંદ્રકાન્ત ! સૌ બુદ્ધિમાન કહીને ત્હારાં વખાણ કરે છેને ? આવું કામ ત્હેં કેમ કર્યું ? અરે રાક્ષસો ! હવે કેવી રીતે બચી શકશો ? શું કર્યું છે તે તું જાતેજ કહે ? ”

આટલા સમય પછી પોતાને બોલવાનો અવકાશ મળ્યો એટલે ચંદ્રકાન્તે કહ્યું:—“ હું શું કહું ? તમે મ્હને કાંઈ કહેવા દેતાંજ નથી. પહેલાં મ્હારી વાત સાંભળો, ત્યાર પછી રડવું હોય તો રડજો. ”

મ્હોટી મા:—ઠીક, કહે જોઇએ. બધાં શાન્ત થઈ જાઓ. એક વખત મ્હને એની વાત સાંભળવા દ્યો. શું મ્હારો ચંદ્રકાન્ત મૂર્ખ છે કે તે એક અન્યાય કાર્ય વગર વિચારે કરી બેસે. કહે ભાઈ ! તુંજ સઘળી હકીકત કહે.

ચંદ્રકાન્ત:—તમે અધીરાં ન બની જાઓ. મ્હેં કશું અન્યાય કાર્ય કર્યું નથી. જે સાહેબને મારવાની વાત તમે સાંભળી છે તે સાહેબ નથી. તેના બાપદાદાઓમાંનો કોઈ પુરૂષ કદાચ સાહેબ હશે ! તમે જેને સાહેબ કહો છો તેના શરીરનો રંગ મ્હારા શરીરના રંગ કરતાં પણ વિશેષ કાળો છે. એ માણસ રેલ્વે કંપનીમાં ટિકીટ કલેક્ટરનું કામ કરે છે. વડોદરા સ્ટેશને ગાડી ઉભી રહેતાં એ ટિકીટ કલેક્ટરને

મ્હેં એક સ્ત્રીના પર અત્યાચાર કરતો જોયો. એ સ્ત્રીની ટિકીટ જોવાને મ્હાને તે એના અંગને સ્પર્શ કરવાનો પ્રયત્ન કરતો હતો. આ દેખાવ મ્હારી નજરે પડતાંજ મ્હેં તેની પાસે જઇ તેના બરડા પર એક જબરી મુક્કી ફટકાવી."

આ ખુલાસો સાંભળી ચંદ્રકાન્તની માતા પુનઃ રડી પડીને બોલીઃ–" નિપુણે આમજ કહ્યું હતું. તું મ્હોટો જમાદાર ખરોને એટલે ત્હેં સરકારી માણસના ઉપર હાથ ચલાવ્યો! હાય હાય! હવે શું થશે? હવે હું તમને લઇને કયાં જઉં?!"

ચંદ્રકાન્તે કહ્યુંઃ–" માજી! પ્રથમ સઘળી હકીકત સાંભળો, પછી રડવું હોય તો રડજો, અને ચર્ચા ચલાવજો. મ્હેં ટિકીટ કલેકટરને મુક્કી મારી એટલે તે એ નિરાધાર સુંદરી પર જુલ્મ કરતાં અટકયો; એ સમયે તે મ્હને મારવાનો યત્ન કરતો હતો; પરંતુ મ્હારા સઘળા બંધુઓ આવી પહોંચ્યાથી મ્હને મારવાની તેની હિંમત ચાલી નહિ. પછીથી એક પોલિસી સિપાહીને બોલાવી, તે અમને થાણામાં લઇ ગયો."

મ્હોટી મા બોલી ઉઠયાં–" ત્યારે તું કાલે ઘેર કેમ ના આવ્યો? તેમણે તમને કાલે થાણામાં કેદ કરી રાખ્યા હશે!"

નિપુણની માતાએ કહ્યુંઃ–" ચંદ્રકાન્ત! ત્હારા હાથ પર શાના ડાઘ જણાય છે? તમને દોરડાથી બાંધ્યા હશે તેથી ડાઘ પડયા હશે, કેમ? હાયરે, ભાગ્ય!!"

ચંદ્રકાન્તે અસ્થિર બની જઇને કહ્યુંઃ–" તમને આ શું થયું છે! અમને દોરડાથી બાંધવાની તાકાત કોનામાં છે? આ ડાઘ તો અમસ્તા પડેલા છે. થાણામાં જઇને હું પણ એ અસત્યવાદી ટિકીટ કલેકટરના નામ પર ફરિયાદ નોંધાવી આવ્યો છું. કેસની મુદત વખતે અમારે હાજર થવું પડશે. મ્હારી પાસે તેમણે જામીન લીધો છે. વંડાદરાના મોતીલાલ વકીલ મ્હારા જામીન થયા છે."

ચંદ્રકાન્તની માતાએ કહ્યું:—" જો એ વકીલ જામીન ન થયા હોત તો તમારે કેદમાં રહેવું પડતને ? ઓ બાપ ! ત્હેં આવું સાહસિક કામ કર્યું ? એ સાહેબને ત્હેં માર્યો છે તેથી ત્હારે કેદમાં જવું પડશે તો શું થશે ? ! "

કેદની વાત સાંભળી પુનઃ સઘળાં એક સાથે રડવા લાગ્યાં. ચંદ્રકાન્તે તેમને રડતાં અટકાવીને કહ્યું:—" તમે સૌ રડો છો શા માટે ? શું કેદમાં મોકલવાનું કામ સહેલું સમજો છો ? મોતીલાલ વકીલે મ્હને કહ્યું છે કે, આ કેસમાં કાંઈ થવાનું નથી. ઉલટો તમે જેને સાહેબ કહો છો તેજ ગુન્હેગાર ઠરશે. "

મ્હોટી માએ સહજ શાન્ત થઇને કહ્યું:—" હે રણછોડરાયજી ! એમજ કરો. હું એક સત્યનારાયણની કથા કહેવડાવીશ. "

એક ડ્હાહ્યડાહ્યો પુરૂષ વચ્ચે બોલી ઉઠ્યો:—" કેસનું શું થશે તે કાંઈ પ્રથમથી જાણી શકાય છે ? વકીલો તો પ્રથમ આવીજ રીતે ધીરજ આપે છે. પછીથી જ્યારે ગુન્હેગારને કેદમાં જવાનો વખત આવે છે ત્યારે વકીલ કહે છે કે શું કરવું ? તમારે માટે મ્હેં મ્હારાથી બનતું કર્યું છે. હમણાં કેદમાં જાઓ; પરંતુ ફિકર કરવાનું કારણ નથી; અંતે અપીલમાં પણ તમે જીતશો ! "

આ હકીકત સાંભળી ચંદ્રકાન્તની માતાએ કહ્યું:—" ખરૂં છે. હમણાં તો સૌ એમજ કહે કે, કાંઈ થવાનું નથી; પરંતુ તેથી શું અમારો જીવ શાન્ત થવાનો છે ? પ્રભુ ! હે ડાકોરવાળા ! હવે તો અમને માત્ર તમારોજ આધાર છે. "

એક સ્ત્રી બોલી ઉઠી:—" ચિંતા કરવાનું શું કારણ છે ? પરમાત્મા તમારી લાજ રાખશે. ચંદ્રકાન્ત જેવો છોકરો ક્યાં છે ? તમારો પુણ્યમય સંસાર છે—તમે કોઇનું અનિષ્ટ કરતાં નથી; પછી ભય રાખવાનું શું કારણ છે ? શાન્ત થાઓ. "

ચંદ્રકાન્તે ઉત્સાહિત થઇને કહ્યું:—"વળી જો મ્હેં એ સાહેબને મુક્કી ન મારી હોત તો એ ગરીબ નિરાધાર રમણીની કેવી દશા થાત તે કહો જોઇએ ? ધારો કે, તમારાજ ઉપર એવું સંકટ આવી પડયું હોય તો ?"

રમાકાન્ત એક બળવાન્ યુવક હતો. તેણે કહ્યું:—"ચંદ્રકાન્ત ભાઈ! તમે જે કાંઈ કર્યું છે તે વ્યાજબીજ કર્યું છે. જો તે વખતે હું ત્યાં હાજર હોત તો એ નરાધમને ચૌદમા રત્નનો સ્વાદ બરાબર ચખાડત ! એક અબળા ઉપર અત્યાચાર કરતાં તેને શરમ નહિ આવી હોય ?"

રમાકાન્તનાં વચનોનું ફળ ફળ્યું. રડારોળની શાન્તિ થઈ ગઇ અને સઘળાં માણસો ચંદ્રકાન્તની પ્રશંસા કરવા લાગ્યાં. આથી મ્હોટી માએ સભા ભંગ કરવાના ઉદ્દેશથી કહ્યું:—"વારૂ, જે કર્યું છે તે સારૂંજ કર્યું છે. મ્હેં તો પ્રથમથીજ કહ્યું હતું કે, મ્હારો ચંદ્રકાન્ત કાંઈ છેક મૂર્ખ છોકરો નથી. ભાઇ ! હવે જા, ઘણો વખત વીતી ગયો છે. જલદીથી સ્નાન કરી જમી લે. ત્હારા મ્હોટાભાઇને બોલાવી લાવવા હું માણસ મોકલું છું. એના આવ્યા પછી યોગ્ય વિચાર કરીને સઘળી વ્યવસ્થા કરજે."

નિપુણચંદ્રે માત્ર ચંદ્રકાન્તના વીરત્વની પ્રશંસા થાય એ હેતુથીજ સૌથી પ્રથમ રેલ્વે મુસાફરીમાં બનેલો બનાવ ઘરમાં જાહિર કર્યો હતો; કિન્તુ તેમ કરવાથી હિતમાં વિપરીત થયેલું જોઇ તે ચોરની માફક એક ખુણામાં ઉભો રહ્યો હતો. જ્યારે ચંદ્રકાન્ત સ્નાન કરવાને ગયો ત્યારે તે પણ તેની સાથે સ્નાન કરવાને ગયો, તથા સઘળાં માણસો પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં.



# પ્રકરણ ૨૧ મું.

## ગૃહ-શિક્ષણ.

ચંદ્રકાન્ત સ્નાન કરી ભોજન કરવાને માટે રસોડામાં જઈને બેઠો. તેની ભાભી અન્નપૂર્ણાએ થાળી પીરસી, પાટલા પાસે મૂકીને કહ્યું:—"દિયરજી! તમે સુકઈ કેમ ગયા છો? બિમાર થયા હતા કે શું?"

ચંદ્રકાન્તે ભાતનો કોળિયો મ્હોમાં મૂકતાં કહ્યું—"ના ભાભી! બિમારી તો નહોતી થઈ; પરંતુ ખાવાપીવામાં ઘરના જેવું સુખ નહિ. અને પરિશ્રમ વધારે તેથી શરીર બગડયું છે એમ તમને લાગેજ."

અન્નપૂર્ણા:—મુંબાઈ ગયા પછી તમે એકે કાગળ પણ ન લખ્યો કે?

ચંદ્રકાન્ત:—કાગળનો ઉત્તર મળે તેમ હોય તો કાગળ લખુંને? તમે મ્હને ઉત્તર લખો ખરાં કે?

અન્નપૂર્ણા:—ઠીક, ત્યારે અમે સૌ અભણ એટલે તમારે અમને ધિક્કારવાનાં કે?

ચંદ્રકાન્ત:—ના ભાભી! ધિક્કારૂં શા માટે? તમે તો બધા ઉંધાજ અર્થ કરો છો. વારૂ, તમેજ કહો જોઈએ કે, બોબડા માણસ પાસે વાત કર્યાથી શો ફાયદો?

આમ કહેતાં કહેતાં ચંદ્રકાન્તનું મુખમંડળ સહજ મલિન થઈ ગયું.

અન્નપૂર્ણા:—બોબડાં કે? તમારી આગળ તો બોબડાં માણસો જાણે કે માણસોજ નથી કેમ? જેવી રીતે બોબડાંમાં બોલવાની શક્તિ નથી હોતી તેવી રીતે તેમનામાં બીજું કાંઈ નથી હોતું કે? બોબડાં માણસોને પણ સુખ દુઃખ હોય છે, માયા મમતા હોય છે—

ચંદ્રકાન્ત:—ભાભી! આજ સુધી હું તમને ઓળખી શક્યો નહોતો. મ્હને આજેજ ખબર પડી કે તમે બીજા શેકસપિયર છો.

જો તમને ટાઉનહૉલમાં ભાષણ કરવાને માટે ઉભાં કર્યાં હોય તો એવું ઉત્તમ ભાષણ કરો કે સૌ કોઈના આશ્ચર્યનો પાર રહે નહિ. લ્યો, હું મ્હારી પોતાની ભૂલ કબૂલ કરૂં છું, હવે કાંઇ ?"

અન્નપૂર્ણા:-ઠીક, ત્યારે તમે તમારા દોષને માટે આ એક રોટલી વધારે લ્યો, અને બીજું થોડું દૂધ લ્યો. વારૂ, હવે કહો જોઇએ કે મુંબાઈમાં દૂધ કેવું મળે છે ?

ચંદ્રકાન્તઃ-દૂધ રૂપાળું પાણી જેવું મળે છે, અને તે પણ મોંઘું ડાટ—ત્રણ આને શેર !

અન્નપૂર્ણા:-ત્યારે ત્યાંના ગરીબ લોકો શું કરતા હશે ?

ચંદ્રકાન્તઃ-કરે શું ? ન પોષાતું હોય તે ન. ખાય.

અન્નપૂર્ણા:-ઠીક, આજે શાક કેવું થયું છે ?

ચંદ્રકાન્તઃ-મ્હારી લૉજના મહારાજના હાથની રસોઇ જમી મ્હારી જીભ એવી થઈ ગઇ છે કે, તમે જે કાંઇ ખાવાનું તૈયાર કરીને આપશો તે મ્હને અમૃત જેવું રસદાયક લાગશે.

અન્નપૂર્ણા:-મુંબાઈમાં બધી જાતનું શાક મળે છે કે ?

ચંદ્રકાન્તઃ-હા.

અન્નપૂર્ણા:-દિયરજી ! આજે રસોઇ કેવી થઇ છે ?

ચંદ્રકાન્તઃ-ભાભી ! રસોઇમાં તમે સૈરંધ્રી તેમજ અન્નપૂર્ણાથી પણ ચઢી જાઓ તેમ છો. તમારી રસોઇને માટે તો તમને એક ચાંદ ઇનામમાં મળવો જોઇએ !

અન્નપૂર્ણા:-લ્યો ત્યારે આ ભીંડાનાં બીજાં થોડાં રવૈયાં મૂકું છું તે ખાઇ જજો.

ચંદ્રકાન્ત.-ભાભી ! આ શું કરો છો ? મ્હારૂં તે પેટ છે કે ખોરાક રાખવાની લેધર બૅગ ?

અન્નપૂર્ણાઃ-તમે ઈંગ્રેજીમાં શું બોલ્યા ? અમારા જેવાં મૂર્ખ માણસો સાથે ઈંગ્રેજીમાં શા માટે બોલો છો ?

ચંદ્રકાન્તઃ-તેથી તો હું વાત કરતો નથી !

અન્નપૂર્ણાઃ-ઠીક; પરંતુ જુઓ, થાળી સાફ કરી નાખજો. છાંડવાની ટેવ સારી નથી ગણાતી, હોં કે ?

ચંદ્રકાન્તઃ-તમે થાળી ભરી કાઢી છે તેથી મ્હારાથી કેવી રીતે બધું જમી શકાશે ?

અન્નપૂર્ણાઃ-મ્હારા સમ—જમી જાઓ.

ચંદ્રકાન્તઃ-ઠીક ત્યારે હવે સમ દેશો નહિ. અને બીજું કાંઇ મૂકશો પણ નહિ.

આમ કહી ચંદ્રકાન્તે ટૂંક સમયમાંજ સઘળું ભોજન જમી લીધું. પછીથી હાથ મ્હોં ધોઈ, પાન ખાઈ તે પોતાની સૂવાની ઓરડીમાં ગયો, અને ચોપડી લઇ વાંચવા લાગ્યો.

એ દિવસે રાત્રે દશ વાગ્યે ભોજન કરી ચંદ્રકાન્ત પોતાના શયનાલયમાં જઇને સૂઈ ગયો; પરંતુ તેને ઉંઘ આવી નહિ. થોડી વાર સુધી તેણે પથારીમાં આળોટયા કર્યું. અંતે કંટાળીને એક ચોપડી વાંચવા માંડી; પરંતુ ચોપડી વાંચવામાં પણ ચિત્ત ચોંટયુ નહિ. હજી સુધી પ્રિયા કેમ આવી નહિ તેનોજ તે વિચાર કરવા લાગ્યો. લગભગ અડધા કલાક પછી પગલાંનો અવાજ સંભળાયો અને તે સાથેજ દીવો ગુલ થઇ ગયો.

હવે જે કાર્ય અમારે કરવાનું છે તે ઠીક નથી. કોઈના શયનમંદિરમાં પ્રવેશ કરવાનો કોઇને અધિકાર નથી.* વળી એ જણની

* લેખકે આ જીંદગીમાં એક વખત એમ પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો હતો, અને તેમ કરતાં પકડાઇ જવાયું હતું. એટલુંજ નહિ પણ સ્ટામ્પના કાગળ પર એવું ફરીથી નહિ કરવાનું લખી આપવું પડયું હતું; પરંતુ પ્રિય પાઠકબંધુઓને માટે એ વચનનો આજે ભંગ કરવો પડે છે !

ખાનગી વાતચિત સાંભળવામાં પણ દોષ છે; પરંતુ નવલકથાકારને છુપી પોલિસના જેવો અધિકાર હોય છે; તેથી તેને કોઇ સ્થાન અગમ્ય હોતું નથી. માટે આ વિષયમાં અમારો કાંઇ દોષ નથી—દોષ હોય તો તે આપનોજ છે!

ચંદ્રકાન્તે પૂછ્યું:—"દીવો કેમ હોલવી નાખ્યો?"

પુણ્યપ્રભાએ ધીમેથી કહ્યું:—"કોઇ બ્હારથી જુએ તો?"

"જુએ તો શું? આપણે કાંઇ ખોટું કામ કરીએ છીએ?"

"પણ મ્હને શરમ આવે છે!"

"માટેજ મોડી આવી, કેમ?"

"હા, સૌ સૂઇ ગયાં એટલે આવી. લ્યો, પાન ખાવું છે?"

"હા, લાવ—ઘણા દિવસથી ત્હારા હાથનું પાન ખાધું નથી."

પુણ્યપ્રભાએ ગવનના છેડા સાથે બાંધેલું પાનનું બીડું છોડી ચંદ્રકાન્તને આપતાં કહ્યું:—"ત્હારા ગળામાંનો હાર ક્યાં છે? ગળું ખાલી કેમ છે?"

"હું નથી પહેરતી."

"નહિ પહેરવાનું કાંઇ કારણ?"

"મ્હારી મરજી."

"મરજી શાની?"

"મ્હોટી બ્હેન કેમ નથી પહેરતાં?"

"તેમને નથી."

"અને ભાભી?"

"ભાભી વિધવા છે—એ પણ તું નથી જાણતી?"

"તમે કેમ નથી પહેરતા?"

"હું કાંઇ બાઇડી છું કે, ઘરેણાં પહેરૂં?"

"ત્યારે કોઇ પહેરે નહિ ને હું એકલી પહેરૂં એ સારૂં દેખાય કે?"

ચંદ્રકાન્ત આ અશિક્ષિત બાળિકાનો પ્રશ્ન સાંભળી અવાક્ બની ગયો. તેણે આનંદના આવેષમાં આવી જઈ પત્નીને ચુંબન કર્યું. થોડા સમય પછી પુણ્યપ્રભાએ પૂછયું:–"તમે સાહેબને શા માટે માર્યો? તમને સિપાહી થાણામાં લઈ ગયો હતો ને? ઓ બાપ! એ વાત સાંભળી મ્હને કેટલું બધું રડવું આવ્યું હતું!"

આટલું બોલતાં બોલતાંમાં પુણ્યપ્રભાનું ગળું રૂંધાઈ ગયું. ચંદ્રકાન્તે કહ્યું:–"મ્હેં શા માટે તેને માર્યો હતો એ ત્હેં સાંભળ્યું? તે ગાડીમાં એક સ્ત્રીને સતાવતો હતો."

"પણ એ સ્ત્રી તમારી કાંઈ સગી થતી હતી?"

"સગી નહોતી થતી તેથી શું થઈ ગયું?"

"તો પછી તમે સાહેબને શા માટે માર્યો?"

"નિઃસ્વાર્થ ભાવથી બીજાના ઉપર ઉપકાર કરવો એ પ્રત્યેક માણસનું કર્ત્તવ્ય છે. હજી સુધી આટલું પણ નથી સમજતી? થોડું ભણ એટલે સમજશ."

આમ કહીને ચંદ્રકાન્તે એક ગાઢ નિશ્વાસ મૂક્યો. પુણ્યપ્રભાએ ચંદ્રકાન્તનો ભાવ કળી જઈને પૂછયું:–"તમે નિશ્વાસ કેમ મૂક્યો?"

"ના ના—કાંઈ નથી."

"ના—કહોને?"

"શું કહું?"

"તમે એવી રીતે જોરથી નિશ્વાસ કેમ મૂક્યો તે કહો."

"કાંઈ નથી."

"તમારા મનને શું દુઃખ થાય છે તે તમે મ્હને કહો? શા માટે નહિ કહો?"

"કહેવા જેવું કાંઈ હોય તો કહું ને?"

"ત્યારે હવે હું તમારી સાથે બોલીશ નહિ. હું પાસું ફેરવીને સૂઈ જઉં છું."

"ઠીક, હું કહું છું—સાંભળ."

પુણ્યપ્રભાએ મ્હોં ફેરવીને કહ્યું:–"ત્યારે કહો."

"શું કહું ?"

"પાછું એનું એજ કે ? જાઓ, હવે તમે મ્હને બોલાવશો તો પણ હું બોલીશ નહિ. હું ઉંઘી જાઉં છું." આમ કહીને પુણ્યપ્રભાએ મ્હોં પાછું ફેરવી, આંખો મીંચી દીધી.

ચંદ્રકાન્તે કહ્યું:–"ત્હેં ચોપડી કેટલી વાંચી છે ?"

પુણ્યપ્રભાએ કશો ઉત્તર આપ્યો નહિ.

"ત્યારે નહિ બોલે કે ? ઠીક છે, ત્યારે હવે હું પણ ત્હારી સાથે નહિ બોલું."

પુણ્યપ્રભાએ કહ્યું:–"હું ક્યાં કહું છું કે, તમે મ્હારી સાથે બોલો."

"ત્યારે પાછી તુંજ બોલી કેમ ?"

આ વખતે બંને જણાં હસી પડ્યાં. ચંદ્રકાન્તે કહ્યું:–"તું પેલી ચોપડી બધી ભણી રહી છે કે ?"

"ના—હું ભણતી નથી."

"કેમ ભણતી નથી ?"

"મ્હારી મરજી."

"ભણવાની મરજી તને કેમ નથી થતી ?"

"મ્હારે ભણીને શું કરવું છે ? તમે ભણ્યા છો એટલે ચાલશે."

"ભણવાથી જ્ઞાન આવે છે—બુદ્ધિમાં વધારો થાય છે."

"મ્હારે જ્ઞાન યા તો બુદ્ધિની જરૂર નથી. તમારામાં જ્ઞાન અને બુદ્ધિ છે એટલે મ્હારે ચાલશે."

ચંદ્રકાન્તે વિરક્ત થઇને કહ્યું:–"તું ભણીશ નહિ તો મ્હારા મનના સઘળા ભાવ સમજી શકીશ નહિ."

"તમારા મનના સઘળા ભાવ જાણવાની મ્હને શી જરૂર છે?"

"ત્યારે હમ્મેશાં અભણજ રહે! હમણાં સમજતી નથી; પરંતુ પછી એ માટે અનુતાપ થશે."

"અનુતાપ એટલે શું ?"

"તું ભણે નહિ તો મ્હારી વાત ક્યાંથી સમજી શકે ?"

"તમે સમજાવો એટલે સમજી શકું ને ?"

"ત્યારે હું ત્હારી પાછળ કોષ થઇને ફર્યાં કરૂં કે ?"

"કોષ એટલે શું ?"

"કપાળ! હું તને કેટલું સમજાવું ? તું ભણીશ નહિ તો હું ત્હારી સાથે વાતચિત પણ નહિ કરી શકું !"

"ત્યારે મ્હારી સાથે વાત ન કરશો."

આમ કહી પુણ્યપ્રભા મ્હોં ફેરવી સૂઇ ગઇ. ચંદ્રકાન્ત પણ કંટાળીને પાસું ફેરવી સૂઇ ગયો. અલ્પકાળમાંજ તેઓ બંને ઉંઘી ગયાં.

રાત્રે લગભગ એક વાગ્યાના અરસામાં પુણ્યપ્રભા એકાએક જાગ્રત થઇ. ચંદ્રકાન્ત પણ જાગી ઉઠયો તથા પત્નીને ઉભી થતાં જોઇને તેણે પૂછયું:-"કેમ ઉઠી ?"

"હું રસોડામાં જઇશ."

"કેમ ?"

"કોઇ મહેમાન આવ્યા હોય એમ લાગે છે, તેથી હું રાંધવા જઉં છું !"

"બીજા રાંધશે; તું જઇને શું કરીશ ?"

"આખો દહાડો કામ કરીને સૌ થાકી ગયેલાં હશે; અત્યારે હુંજ રાંધીશ."

આમ કહીને પુણ્યપ્રભા શયનમંદિરની બ્હાર નીકળી રસોડામાં ચાલી ગઇ. ચંદ્રકાન્તે વિચાર્યું કે, "આજ ગૃહ-શિક્ષણ જણાય છે." આમ વિચારી તે ઘણો આનંદિત થયો.

પુણ્યપ્રભાને રસોડા તરફ આવતી જોઇને અન્નપૂર્ણાએ કહ્યું:-"તું વળી અત્યારે કેમ આવી ? મ્હેં દાળ ભાત મૂકી દીધાં છે. તું જઇને સૂઈ જા."

પુણ્યપ્રભા:-ના ભાભી ! જાઓ, તમેજ સૂઇ જાઓ. તમે આખા દિવસનાં થાકેલાં છો. હું રાંધી નાખું છું.

અન્નપૂર્ણાએ તેને રસોઈ કરવા દીધી નહિ એટલે તે મસાલો કચરવા બેઠી. એટલામાં મ્હોટી મા ત્યાં આવી ચઢ્યાં. તેમણે પુણ્ય-પ્રભાને જોઇને કહ્યું:-"ઓ મા ! કોણ ? બેટા વહુ ! તું આવી છે ! જાઓ, સૂઇ જાઓ મ્હારી લક્ષ્મી ! હજી ન્હાની ઉંમર છે ને રાતે જાગે તો પાછી માંદી પડે.!"

આમ કહીને મ્હોટી માએ પુણ્યપ્રભાને પાછી મોકલી દીધી. ચંદ્રકાન્તે તેને પાછી આવેલી જોઇને કહ્યું:-"કેમ વૉલન્ટિયર ! પાછાં આવ્યાં કે ?"

"જાઓ જોઓ, આમ અંગ્રેજી બોલી અમારી મશ્કરી કરશો નહિ."

આમ કહી પુણ્યપ્રભા શય્યામાં સૂતી અને થોડા સમયમાંજ ઉંઘી ગઈ.

## પ્રકરણ ૨૨ મું.

### અપૂર્વ ઉત્સાહ !

જોતજોતામાં ઘણા દિવસ પસાર થઇ ગયા. મુંબાઈ જવાનો સમય પાસે આવી પહોંચ્યો. ચંદ્રકાન્તને કેસને માટે વડોદરા જવાનું હતું. આથી સ્વાભાવિક રીતે ઘરનાં સઘળાં માણસો ચિંતામગ્ન હતાં. કેસનું કેવું પરિણામ આવશે એ માટે સૌને ઘણી ફિકર હતી. આ સમય દરમ્યાન ચંદ્રકાન્તને નીચે દર્શાવ્યા પ્રમાણેનો એક પત્ર મળ્યો.

મુંબઇ તા.

"સવિનય નિવેદન.

મ્હોટા ભાઇના કહેવાથી ઘણાજ આનંદથી હું આપને આ પત્ર લખું છું. જે દિવસે રાત્રે તમે મુંબાઇથી રવાના થયા તેને બીજે દિવસે સ્હવારે વડોદરા સ્ટેશને એક ટિકીટ કલેકટરની સાથે એક વિદ્યાર્થીને મારામારી થઈ. વિદ્યાર્થીનું નામ ચંદ્રકાન્ત છે. સાંભળવા પ્રમાણે એ ટિકીટ કલેકટર એક અબળા ઉપર અત્યાચાર કરવા જતો હતો, અને તેને પરિણામે મારામારી થઈ છે. એવા સમાચાર અત્રેનાં દૈનિક વર્તમાનપત્રોમાં છપાયા છે. આ સમાચાર વાંચીને મ્હારા મ્હોટા ભાઇએ કહ્યું કે:—"એ વિદ્યાર્થી બીજા કોઈ નહિ; પરંતુ આપણા માસ્તરજી હોવા જોઇએ." એમ કહી તેમણે વિશેષ ખાત્રી કરવાના હેતુથી મ્હને આ પત્ર લખવાની સુચના કરી છે. મ્હારૂં પોતાનું મન પણ એવી સાક્ષી પૂરે છે કે, ચંદ્રકાન્ત તે આપજ હશો. હું ઇશ્વરને એવી પ્રાર્થના કરૂં છું કે, તે મ્હારૂં અનુમાન ખરૂં ઠેરવો. જો આપેજ એ પરોપકારી કાર્ય કર્યું હોય તો આપે ગુજરાતીઓનું મુખ ઉજ્વળ કર્યું છે, એમાં કશો શક નથી. સત્વર આ પત્રનો ઉત્તર લખી અમને આનંદિત કરશો. વળી મ્હોટા ભાઇએ લખાવ્યું છે કે, આ કેસમાં આપને જેટલું ખર્ચ થશે તે સઘળું તેઓજ આપશે. આપની નિરંતર કુશળતા ચ્હાઉં છું. એજ.

લી૦

સરોજસુંદરી."

ચંદ્રકાન્તને જેવું જોઇતું હતું તેવુંજ થયું. ઉપરોક્ત બનાવ બન્યા પછી જ્યારે તે ઘેર આવ્યો ત્યારથી તેણે કોઇને મુખે ઉત્સાહજનક એક પણ વાકય સાંભળ્યું નહોતું; ઉલટું તેણે પોતાના સાહસિક કાર્યથી સૌને ચિંતાતુર બનાવી દીધાં હતાં. વારંવાર સઘળાં માણસોને મુખે તેને પોતાના કાર્યની કઠોર સમાલોચના સાંભળવી

પડી હતી. તેના મ્હોટાભાઇ કૃષ્ણકાન્તે પણ એ માટે ખેદ દર્શાવ્યો હતો. કૃષ્ણકાન્ત તદ્દન સરળ સ્વભાવનો માણસ હતો. કોઇની વાતમાં વચ્ચે પડવું તે શ્રેયષ્કર ધારતો નહોતો. આથી તેણે ચંદ્રકાન્તને તેના સાહસિક કાર્ય માટે થોડો ઘણો ઠપકો પણ આપ્યો હતો. ત્યાર પછી ચંદ્રકાન્તની તેની પત્ની સાથે જે વાતચિત થઇ હતી તેનો ભાવાર્થ પણ એવોજ હતો. "શા માટે તમે જાણી જોઇને સંકટ વ્હોરી લીધું ?" જ્યાં સ્નેહની વિશેષતા હોય છે ત્યાં સંકટની આશંકા વધારે રહે છે. એટલા માટેજ આદર્શ પતિપાણા સાધ્વી જાનકીદેવીએ સુતીક્ષ્ણ મુનિના આશ્રમથી દણ્ડકારણ્યમાં જતાં જતાં રસ્તામાં મુનિની આજ્ઞાથી રાક્ષસોના વધ કરવાને તૈયાર થયેલા શ્રી રામચંદ્રજીનો મૃદુ તિરસ્કાર કર્યો હતો. આત્મીય સ્વજનોના નિરૂત્સાહથી ચંદ્રકાન્તનું હૃદય ઘણું ખિન્ન બની ગયું હતું. તેમની સહાનુભૂતિના અભાવે ચંદ્રકાન્ત વ્યાકુળ ચિત્તે પોતાના મનમાં ને મનમાં એમ કહેતો કે:—"અરેરે ! મ્હેં જે કાર્ય કર્યું છે તે કોઈ સમજી શકતું નથી." આવા વિચારથી તેના અંતરનો ઉત્સાહ શિથિલ થયે જતો હતો. ઉન્હાળાના સખ્ત તાપથી જેવી રીતે પર્વત ઉપરના વ્હેતા ઝરાએ સુકાઇ જાય તેવી તેના અંતઃકરણની સ્થિતિ થઇ. તેના હૃદય તેમજ મનમાંથી સ્ફૂર્તિ અને બળ ઉડી ગયાં હતાં; પરંતુ સરોજસુંદરીનો પત્ર આવતાં તે સુકાયલા ઝરામાં પાણીનું જોશ આવ્યું—પૂર આવ્યું. હૃદયમાં આનંદના તેમજ પ્રેમના તરંગો ઉછળવા લાગ્યા; પરંતુ આ પૂરના જોશથી ચંદ્રકાન્તના હૃદયનો પુણ્યપ્રભા પ્રત્યેનો ફુટતો પ્રેમ વહી ગયો. એક નવીન રમકડું મળવાથી બાળક જે પ્રમાણે આનંદઘેલું બની જઈ નાચવા કૂદવા માંડે, અને એ રમકડું સૌને બતાવે તેમ ચંદ્રકાન્તને પણ થયું. તે સરોજનો ઉત્સાહજનક પત્ર સૌને બતાવવા લાગ્યો. તેના અંતરનો ઉભરાઇ જતો આનંદ તે રોકી શકયો નહિ. અંતે એ પત્રને તેણે પોતાની

ભાભી અન્નપૂર્ણાના હાથમાં મૂકીને કહ્યું:—" જુઓ ભાભી! તમે બધાં મ્હારો વાંક કાઢતાં હતાં; પરંતુ મ્હારા હાથે થયેલા કાર્યની પ્રશંસા કરે એવાં પણ કેટલાંક માણસો જગતમાં છે. તમે જે કાર્ય કરવાને માટે મ્હારો તિરસ્કાર કર્યો હતો તે કાર્ય કરવા બદલ તેઓ મ્હારી પ્રશંસા કરે છે!".

અન્નપૂર્ણાએ એ પત્ર અથેતિપર્યંત વાંચી જોયો. પછીથી ચંદ્રકાન્તના હાથમાં પત્ર પાછો આપી તેના મ્હામું જોઇને કહ્યું:—" દિયરજી! આ કોનો પત્ર છે?"

ચંદ્રકાન્તે પત્રને ખિસ્સામાં મૂકીને ઉત્તર આપ્યો:—" સરોજસુંદરીનો. હું વલ્લભદાસ શેઠના પુત્રોને ભણાવવા જઉં છું. સરોજસુંદરી વલ્લભદાસનાં બ્હેન થાય છે. તેઓ પણ કોઇ કોઇ સમયે મ્હારી પાસે ભણે છે."

" તેની ઉંમર કેટલી છે?"

" આશરે પંદર સોળ વર્ષની હશે."

" અરે એવડી મ્હોટીને તે છોકરી કહેવાય કે ડોશી? તે તમારી પાસે ભણે છે ને આવી રીતે કાગળો લખે છે?! તેને બિલકુલ શરમ નહિ આવતી હોય?"

" એમાં શું ખોટું કાર્ય કરે છે કે શરમ આવે? તેના મ્હોટા ભાઇના કહેવાથી તેણે આ પત્ર લખ્યો છે. તેઓ સુધારક છે. સુધારક પુરૂષોની કન્યાઓ મ્હોટી ઉંમર સુધી નિશાળે ભણે છે. મ્હોટી ઉંમર હોય તેથી ભણવામાં શો દોષ છે?"

" દિયરજી! હવે હું બધું સમજી ગઇ છું—હવે તમારે મ્હને કાંઇ નહિ કહેવું પડે. હું સમજું છું કે, એની નિંદા તમારાથી નહિ સાંભળી શકાય. વારૂં, હજી સુધી એનો વિવાહ કેમ નથી થયો?"

"મ્હેં તમને કહ્યું નહિ કે તેઓ પ્રાર્થના સમાજીસ્ટ અર્થાત્ સુધારક છે. તેઓ કાંઈ આપણા અજ્ઞાની લોકોની માફક ઢીંગલા ઢીંગલીઓને પરણાવતાં નથી. પોતાનાં બાળ બચ્ચાંને ભણાવી ગણાવી પછીથી તેઓ તેમનો વિવાહ કરે છે."

"વારૂં, સરોજસુંદરી દેખાવડી છે કે કાળી છે?"

ચંદ્રકાન્તે સહજ શરમાઈ તેમજ વિરક્ત થઈને કહ્યું:—"બાબા! આ કેવો પ્રશ્ન પૂછો છો? શું એને ભણાવતી વખતે તેના રૂપનું હું ધ્યાન ધરૂં છું?"

"હા હા, હું ભૂલી. ખરી વાત છે. તમારો તેની સાથે ગુરૂ શિષ્યના જેવો સંબંધ છે!"

"ત્યારે બીજો શો સબંધ હોય! મ્હારી સાથે તેમનો માત્ર પૈસાને લીધેજ સંબંધ છે. મ્હને મહિને દશ રૂપિયા મળે છે તેથીજ તેમને ઘેર ભણાવવા જઉં છું. રૂપિયા ન મળતા હોય તો હું તેમને ત્યાં ન જઉં."

આ વચનો પોતાના ખરા હૃદયનાં નથી એમ ચંદ્રકાન્તને લાગ્યું. બુદ્ધિમતી અન્નપૂર્ણા પણ આ પ્રકાર સારી રીતે સમજી શકી. તેણે કહ્યું:—"ઠીક ત્યારે—એ લોકો ઘણાં ઉદાર હૃદયનાં જણાય છે. તમારા આ કેસમાં સહાયતા કરવાની ઉદારતાપૂર્ણ ઈચ્છા તેમણે દર્શાવી છે."

પોતાના મનને ગમતી વાત સાંભળીને ચંદ્રકાન્તે ઉત્સાહિત થઈને કહ્યું:—"માત્ર એટલુંજ નહિ; પરંતુ તેમનાં ઉત્સાહિત વચનોથી મ્હારા શરીરમાં પ્રાણ આવ્યો છે. ઘેર આવ્યા પછી મ્હેં તમારા સૌમાંથી કોઈને પણ મુખે એક પણ ઉત્સાહજનક વચન સાંભળ્યું નથી. મ્હેં જાણે કે મહા પાપપૂર્ણ કાર્ય કેમ કર્યું ન હોય! કિન્તુ

વલ્લભદાસ સુશિક્ષિત માણસ છે. તેમની પ્રકૃતિ ઘણી ઉદાર છે. તેમની ભગિનીને પણ સુયોગ્ય શિક્ષણ મળ્યું છે. આ જુઓ, તેમણે મ્હને શું લખ્યું છે ( પત્ર ઉઘાડી વાંચવા માંડયો ) 'તમે ગુજરાતીઓનું મુખ ઉજ્વળ કર્યું છે.' માત્ર આ એકજ વચનથી મ્હેં નવજીવન મેળવ્યું છે. કેસને માટે શી ચિંતા છે. જે ભાગ્યમાં થવાનું નિર્માણ થયુ હશે તે થશે."

અન્નપૂર્ણાએ સહજ મ્હોં ચઢાવીને કહ્યુઃ—"ભાગ્યમાં નિર્માણ થયું હશે તે તો અવશ્ય થશેજ; પરંતુ એ માટે અમને સૌને કેટલી ચિંતા થાય છે તેની કાંઈ તમને કલ્પના છે? તમારી સાથે જેમનો સંબંધ નથી તેઓ જાણે કે દૂર રહીને તમાશો જોઈ શકે, અને વાહ વાહ બોલી શકે; પરંતુ અમે તમારાં સગાં વ્હાલાં હોવાથી અમારાથી તેમ બની શકતું નથી. તમારા ઉપર અમને સ્નેહ મમતા હોવાથી અમારા સૌના મનમાં આશંકાઓ ઉભી થાયજ."

"પરંતુ ભાભી! તમે મ્હારો આંતરભાવ સમજતાં નથી. આવા પરોપકારી કાર્યને માટે જો કદાચ મ્હારે જેલમાં જવું પડે તો તેને હું મ્હારૂં મહાન્ ગૌરવ સમજાું છું. એ પ્રકારમાં તમારે પણ ગૌરવ પ્રદર્શિત કરવુંજ ઉચિત છે."

"ભાઇ! તમે જેલમાં શા માટે જાઓ? પરમાત્મા તમારૂં આ વિપદમાંથી અવશ્ય રક્ષણ કરશેજ. ચાલો, ઘણી રાત્રિ વીતી ગઇ છે—હું તમને જમાડું."

આમ કહી અન્નપૂર્ણાએ ચંદ્રકાન્તને માટે થાળી પીરસી. ચંદ્રકાન્ત જલદીથી જમી લઈ એ રાત્રેજ સરોજસુંદરીને તેના પત્રનો ઉત્તર લખવા બેઠો. પુષ્કળ વિચાર કર્યા પછી તેણે આ પ્રમાણે પત્ર લખ્યોઃ—

" સવિનય નિવેદન !

આજે શુભ દિવસે આપનો શુભેચ્છાપૂર્ણ પત્ર પ્રાપ્ત થયાથી કેટલો બધો આનંદિત થયો છું તે તમને લખી જણાવવાને માટે અશક્ત છું. આપે યથાર્થ અનુમાન કર્યું છે. મ્હારી સાથેજ એ દુરાચારી ટિકીટ કલેક્ટરનો ઝઘડો થયો હતો; છતાં તે મ્હને કાંઈ કરી શકયો નથી. મ્હેંજ તેના બરડામાં બરાબર મુષ્ટિપ્રહાર કરીને તેને નીચ કાર્ય કરતો અટકાવ્યો હતો. તેણે નિરાશ થઈ મ્હારા નામ પર બે ખોટા આરોપ મૂકી મ્હને સંકટને આધીન કરવાનો પ્રયત્ન કર્યો છે; પરંતુ એથી મ્હને કોઇ પણ પ્રકારનો ભય નથી. આપની શુભેચ્છાથી, હું આવા કાર્ય માટે કેદમાં જવાને પણ તૈયાર છું. આ પ્રસંગે આપના વડિલ બંધુની તેમજ આપની મહાનુભવતાનો પરિચય પામી મુગ્ધ થયો છુ. મ્હારા આ કાર્યથી મ્હારાં સઘળાં આત્મીય સ્વજનોને અપાર દુઃખ થયું છે. અહિંની cold temperature થી મ્હારા મનનો ઉત્સાહ freezing point સુધી નમી ગયો હતો; પરંતુ આપનાં ઉત્સાહપૂર્ણ વચનોથી તે પુનઃ boiling point સુધી ચઢયા છે. આપના વડિલબંધુએ આ કેસમાં મ્હને દ્રવ્યની સહાયતા કરવાની ઇચ્છા દર્શાવી છે એ માટે હું અંતઃકરણપૂર્વક તેમને ધન્યવાદ આપું છું જો જરૂર પડશે તો હું અવશ્ય તેમની સહાયતા સ્વીકારીશ; પરંતુ મ્હને એવો વિશ્વાસ છે કે, આપની સહાયતાની જરૂર નહિ પડે. યથા સમયે કેસનું પરિણામ આપને લખી જણાવીશ. જ્યાં સુધી હું અહિં રહું. ત્યાં સુધી કોઈ કોઈ સમયે આપનો ઉત્સાહપૂર્ણ પત્ર પ્રાપ્ત કરીશ તો ઘણો ઉપકૃત થઇશ. અમે સૌ કુશળતામાં છીએ. ઈશ્વર આપને કુશળતામાં રાખો. સમન અને મોહનને મ્હારી શુભાશીષ કહેશો.

લી૦ આપનો

**ચંદ્રકાન્ત.** "

રાત્રે લગભગ બાર વાગ્યે પત્ર પૂરો લખી ચંદ્રકાન્ત સૂઈ રહેવાને ગયો. તેના શયનમંદિરમાં દીપક સળગતો હતો. રાત્રિ ઘણી વીતી ગઇ હતી તેથી આજે પુણ્યપ્રભા પહેલી જઇને સૂઇ ગઈ હતી. ઘણા સમય સુધી શય્યામાં આળોટયા પછી તે નિદ્રાધીન થઈ ગઈ હતી. ચંદ્રકાન્તને માટે તે જે પાન લાવી હતી તે તેના હાથમાંજ હતું. દીપકના પ્રકાશથી તેનું અપૂર્વ સૌંદર્યપૂર્ણ વદનમંડળ સવિશેષ સ્વરૂપવાન્ જણાતું હતું. એ સુન્દર સ્નિગ્ધ સરળતાની છબી જેવું મુખ જોઈ ચંદ્રકાન્ત સ્તંભિત થઈ ગયો. એ નિર્મળ, સરળ સ્વચ્છ આયનામાં જાણે કે તે ક્ષણકાળને માટે પોતાના કપટતાપૂર્ણ હૃદયની કલંકિત છાયા જોઈ શક્યો. તેથી તેની ધર્મબુદ્ધિ સચેત થઇને તેને પૂછવા લાગી:—"ત્હારૂં આ પરપ્રેમકલુષિત હૃદય લઇને ક્યાં જાય છે ? આ સરળ સ્નિગ્ધ લતિકાને સ્પર્શ કરવાનો તને અધિકાર નથી."

પરંતુ આ સંકોચ થોડા સમય સુધી રહ્યો. અલ્પકાળમાંજ તે અંતર્હિત થઇ ગયો. તે દિવસે તેના હૃદયમાં એક અભિનવ આનંદોચ્છ્વાસ ભરેલો હતો. સુરા પી મસ્ત બનેલી વ્યક્તિ જેવી રીતે પોતાના હૃદયનો આવેગ દાબી નહિ શકાયાથી તે અન્યની સહાયતાર્થી વ્યક્ત કરીને શાન્તિ સમજે તેવીજ રીતે ચંદ્રકાન્ત પણ તેના હૃદયનો ઉચ્છ્વાસ બીજા એક હૃદયમાં ઢોળી દેવાને ઘણો વ્યાકુળ બની ગયો હતો. તેથીજ આજે એકાએક પુણ્યપ્રભાના પ્રત્યે તેના પ્રેમની માત્રા વધી ગઈ: પરંતુ પુણ્યપ્રભા એનું કાંઈ કારણ કળી શકી નહિ.

જોતજોતામાં બીજા પણ કેટલાક દિવસો પસાર થઇ ગયા. યથા સમયે ચંદ્રકાન્ત વડોદરે જઈ વકીલને મળ્યો. વકીલે કહ્યું કે, એ કેસનું બીજાું કાંઈ થવાનું નથી. આ કેસની હકીકતનું વિસ્તારિત વર્ણન ચંદ્રકાન્તે 'ટાઈમ્સ' તથા 'બોમ્બે ક્રોનિકલ' વર્તમાનપત્રોમાં લખી મોકલ્યું હતું. એ વર્ણન પ્રસિદ્ધ થયા પછી રેલ્વે ટ્રાફિક સુપ્રિ-

ન્ટેન્ડેન્ટે ( Traffic superintendent ) એની તપાસ કરવાને માટે પોતાના હાથ નીચેના અધિકારીને વડોદરા મોકલ્યો હતો. તેણે પૂરતી તપાસ કરી, એ ટિકીટ કલેક્ટરનેજ ગુન્હેગાર ગણ્યો હતો, તથા પોલિસનો કેસ રેલ્વે પક્ષ તરફથી ચલાવવામાં નહિ આવે એમ ન્યાયાધીશને લખી જણાવ્યું હતું. તેથી ન્યાયાધીશે પોલિસને C form ( શી ફોર્મ ) છેવટનો રિપોર્ટ આપવાની આજ્ઞા કરી. એ રિપોર્ટ અનુસાર કેસ બંધ રહ્યો. ટ્રાફિક સુપ્રિન્ટેન્ડેન્ટે એ ટિકીટ કલેક્ટરને ગુન્હેગાર ગણી તેને ડિસમિસ ( નોકરી પરથી દૂર ) કર્યો.

આ સવળા સમાચાર જાણવામાં આવતાં અપાર આનંદિત થઈને ચંદ્રકાન્તે સરોજને એક પત્ર લખ્યો; તથા ઘેર જઈને તેણે સૌને આ શુભ સમાચાર કહ્યા. આટલા દિવસ સુધી સૌના અંતઃકરણમાં જે કાળાં વાદળાં એકઠાં થયાં હતાં તે વિખરાઈ ગયાં. મ્હોટી માએ કહ્યું:—“ ભગવાન્ રણછોડરાયજી ! તમે ગરીબના મ્હોં સ્હામું કૃપા કરીને જોયું છે ! સત્યનારાયણ ભગવાન્ ! તમે તમારૂં માહાત્મ્ય દર્શાવ્યું છે ! ” ચંદ્રકાન્તના વડિલ બંધુએ કહ્યું:—“ આ કેસમાં કાંઈ થવાનું નથી એમ હું પ્રથમથીજ જાણતો હતો.” જો કે તેણે હમણાં આ પ્રમાણે કહ્યું: પરંતુ તેણેજ વિશેષ ભય પામીને પ્રથમ ચંદ્રકાન્તનો તિરસ્કાર કર્યો હતો. મ્હોટી માએ થોડાજ દિવસમાં સત્યનારાયણ દેવની એક કથા કહેવડાવી.

ચંદ્રકાન્તને યથા સમયે સરોજ તરફથી પ્રત્યુત્તર મળ્યો. સરોજે અતિ આનંદ પ્રદર્શિત કરીને પત્ર લખ્યો હતો. એ પત્રમાં છેવટે લખેલું હતું કે:—“ આપ આપના નવગૌરવ—રશ્મિ—મંડિત મસ્તકે એક વખત અમને સત્વર દર્શન દ્યો. આ સમયે આપના દર્શનથી કેવો અવર્ણનીય તેમજ અનિર્વચનીય આનંદ થશે તે હું માત્ર શબ્દોથી લખી શકતી નથી. ”

આ પત્રના ઉત્તરમાં ચંદ્રકાન્તે લખ્યું કેઃ—" આપની પ્રીતિપૂર્ણ ઉત્સાહવાણીએ કોઇ સ્વર્ગીય દેવતાના આશીર્વાદની માફક મ્હારા મૃતપ્રાય હૃદયમાં નવજીવન આપ્યું હતું. હવે એક વખત આપનું દર્શન કરવાને માટે મન ઘણું વ્યાકુળ બની ગયું છે. રજાના દિવસો કોઈ પણ પ્રકારે અત્રે વીતાડીને હું મુંબાઈ આવીશ; પરંતુ એ સમય દરમ્યાન બીજા એક બે પત્રો લખવાને ભૂલશો નહિ."

આવી રીતે સરોજ અને ચંદ્રકાન્ત વચ્ચે કેટલાક પત્રો આવ્યા ગયા. સરોજનો પત્ર મેળવવાની આશાથી ચંદ્રકાન્ત પોતેજ પોષ્ટ આફિસમાં હમ્મેશાં વખતસર જતો હતો. પોષ્ટમેન ઘેર પત્ર લઈ આવે ત્યાં સુધીનો વિલંબ એ વેઠી શકતો નહોતો. આવી રીતે પોષ્ટ આફિસ ચંદ્રકાન્તને માટે એક તીર્થસ્થાન થઈ પડી. ધીમે ધીમે રજાના દિવસો વીતી ગયા. અંતે ચંદ્રકાન્તે મુંબાઇ જવાનો દિવસ નક્કી કર્યો.

## પ્રકરણ ૨૩ મું.

### ચોરી પકડાઈ.

"અરે પુણ્યપ્રભા! હજી કયાં સુધી ઉંઘવું છે? આ જો ત્હારા ઘરમાં ચોર પેઠા છે!" ચંદ્રકાન્ત જે દિવસે મુંબાઇ જવાનો હતો તેને આગલે દિવસે લગભગ ત્રણ વાગ્યાના સુમારે અન્નપૂર્ણાએ પુણ્યપ્રભાની ઓરડીમાં જઈ તેને જગાડતાં કહ્યું. બ્હાર હેમંતનું રૌદ્ર મૃદુતેજ રમતું હતું. મધ્યાન્હકાળની શાન્તિ હતી. આકાશમાં કેટલાંક સાદાં વાદળાંઓ જણાતાં હતાં સર્વત્ર એક પ્રકારની ગંભીર નિસ્તબ્ધતા ફેલાઇ ગઇ હતી. કવચિત્ ઝાડ પર બેઠેલા કાગડાનો 'કા-કા' અવાજ સાંભળવામાં આવતો હતો.

પુણ્યપ્રભા આંખો ચોળતી બેઠી થઈ અને અન્નપૂર્ણાના મ્હોં સ્હામે જોઇને તેણે કહ્યુંઃ—" શું કહ્યું બ્હેન? કયાં ચોરી થઇ છે?"

અન્નપૂર્ણાએ પોતાના ઉંઘતા બાળકની પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:—"ક્યાં ચોરી થઇ છે? ત્હારા ઘરમાંજ તો, બીજે ક્યાં થવાની હતી?!"

પુણ્યપ્રભાએ હસીને કહ્યું:—"વળી મ્હારે ઘરજ ક્યાં છે તે ચોરી થાય?"

અન્નપૂર્ણા:—તું ભોળી બ્રહ્માના જેવી રહી! આટલી વાત પણ તું ન સમજી શકી?

પુણ્યપ્રભા અન્નપૂર્ણાના મ્હોં તરફ ટગર ટગર જોઇ રહી. તે જાણે કે કાંઇ સમજી શકીજ નથી એવો ભાવ તેના મ્હોં પર જોઇને અન્નપૂર્ણાએ કહ્યું:—"હજી તું સમજી નહિ? જો સાંભળ, મનની ચોરી થઇ છે!"

"કોનું મન કોણે ચોર્યું?"

"વળી ત્હારા ઘરમાં તે કેટલાંક મન છે? દિયરજીનું મન ચોર્યું છે!"

"કોણે ચોર્યું છે? મન તે વળી ચોરાતું હશે કે?"

"ત્યારે શું તું એમ સમજે છે કે, ત્હેં તેમનું મન ત્હારા મનમાં પૂરી રાખીને તાળું માર્યું છે?"

હવે પુણ્યપ્રભા કાંઇક સમજી. તેણે બનાવટી રોષ પ્રદર્શિત કરીને કહ્યું:—"પુરૂષોનું મન તે વળી પેટીમાં કે કબાટમાં પૂરી રખાતું હશે કે?"

"પૂરી ન રખાય તો તેના ઉપર ચોકી પહેરો રાખવો જોઇએ."

"મ્હારે એટલી બધી શી ગરજ પડી છે! જેનું મન હોય તેજ પોતાને ફાવે તો પહેરો ભરે!"

"એવો પહેરો સઘળા પુરૂષોથી ભરી શકાય ખરો કે? વળી આપણે જેની વાત કરીએ છીએ તેઓ તો બિલકુલ પહેરો ભરી શકે એવા નથી—તેઓ ઘણા અસાવધાન છે."

"છોને રહ્યા, તેથી મ્હારે શું?"

"તેથી ત્હારે કાંઈ નહિ? તું ઘણીજ ભોળી—ગાંડી છે. ત્હારામાં કદાપિ બુદ્ધિ આવવાની નથી."

આ તિરસ્કારયુક્ત વચન સાંભળી પુણ્યપ્રભા પાછી અન્નપૂર્ણાના તરફ ટગર ટગર જોઈ રહી. અન્નપૂર્ણાએ કહ્યું:—"તું એમના હાવભાવ પરથી કાંઈ સમજી શકતી નથી?"

પુણ્યપ્રભાએ નેત્રો નમાવીને કહ્યું:—"ના ના, હું તો કાંઇ સમજી શકતી નથી."

"તેઓ હવે ત્હારા પર પ્રથમના જેવો પ્રેમ રાખે છે?"

"રાખે છે—ઉલટો કોઇ કોઈ સમયે તો વધારે પ્રેમ બતાવે છે?"

"ના ના—મ્હને એમ લાગતું નથી. પહેલાં દિયરજી ઘેર આવતાંની સાથેજ તને જોવાને માટે ચારે તરફ આંખો ફેરવતા હતા. જમતી વખતે ત્હારો અવાજ સાંભળવાને માટે કાન ટટાર કરી રાખતા હતા. રાત્રે સૂવાની વખતે બહુ વ્હેલા જઇને સૂઈ રહી શય્યામાં આમ તેમ આળોટયા કરતા હતા. હવે તો એમાંનું કાંઇ જણાતું નથી, એનું શું કારણ?"

પુણ્યપ્રભા ગંભીરતાથી કશો વિચાર કરવા લાગી. અન્નપૂર્ણાએ પુનઃ કહ્યું:—"હવે તેઓ કેટલી મોડી રાત્રિ સુધી ચોપડી વાંચ્યા કરે છે? પછીથી જ્યારે વારંવાર કહેવામાં આવે છે ત્યારે સૂઈ રહેવાને જાય છે. કેટલીક વખત તો તેઓ એમ કહે છે કે, 'વ્હેલો સુવા જઇને શું કરૂં? વાતચિત કરવાને માણસ નથી.' માત્ર અંધકારમાં ચુપકીદીથી સૂઈ રહેવાથી જલદી ઉંઘ આવતી નથી."

પુણ્યપ્રભાએ શરમાઇ જઇને કહ્યું:—"મ્હને પણ તેઓ એમ કહે છે. હું લખતાં વાંચતાં જાણતી નથી—તેથી મ્હારી સાથે વાતચિત કરવાથી તેઓ સુખી થઈ શકતા નથી. હું પણ તેઓ શાન્તિથી સૂઇ રહે છે તેથી ચુપકીદીથી પડી રહું છું."

"ઠીક, ત્યારે પહેલાં તો તમે એટલી બધી વાતો કરતાં હતાં કે આખી રાત ઉંઘતાંજ નહોતાં!"

પુણ્યપ્રભા પાછી ચૂપ રહી વિચારવા લાગી. અન્નપૂર્ણાએ કહ્યું:— "વારૂં, કહે જોઇએ કે, દિયરજી હવે રોજ પોષ્ટઆફિસે શા માટે જાય છે?"

"કાગળો લેવા જતા હશે!"

"કોના કાગળો લેવા જાય છે તે તું જાણે છે?"

"એમના ભાઇબંધ દોસ્તારોના."

"ના ના, એમ નથી."

"ત્યારે કોના કાગળો લેવા જાય છે?"

આ પ્રશ્ન પૂછી ઉત્તર સાંભળવાની આતુરતાથી પુણ્યપ્રભા અન્નપૂર્ણાના મ્હોં તરફ જોઇ રહી.

"હું જાણું છું કે કોણ તેમને કાગળો લખે છે!"

"ત્યારે કહોને કે કોણ કાગળો લખે છે?"

અન્નપૂર્ણાનું મ્હોં મલિન થઇ ગયું. તેની ઉત્સુકતા વધી ગઇ. અન્નપૂર્ણાએ કહ્યું:—"તેમણે મ્હને એ કાગળ છુપી રીતે બતાવ્યો છે; તેથી હું તને એ વાત કેમ રીતે કહું?"

"ના ના, બ્હેન! હું તમારે પગે પડું છું. કહોને કે કોણ તેમને કાગળો લખે છે!"

અન્નપૂર્ણાએ કહ્યું:—"પગે શા માટે પડે છે? હું તને કહું છું. એ વાત કહવાના હેતુથી તો મ્હેં આજે આ વાત કાઢી છે."

આમ કહીને તેણે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"આજે એમને તું કહેજે કે, તમે મુંબાઇમાં જે ટયુશન ભણાવવા જાઓ છો તે છોડી દો."

"કેમ—તેથી શું થશે?"

"તું કહેજે તો ખરી, શો ઉત્તર આપે છે તે માલૂમ તો પડશે."

"કદાચ એમ કહે કે, તેઓ રૂપિયા આપે છે તેથી હું ભણાવવા જઉં છું."

"ત્યારે તું એમ કહેજે કે, રૂપિયાની વ્યવસ્થા થઇ રહેશે."

"પરંતુ એમ કહેવાનું કારણ શું છે તે કહો તો ખરાં?"

"જો સાંભળ, દિયરજી જે બે છોકરાઓને ભણાવવા જાય છે તેમના મકાનમાં એક છોકરી છે. એ બન્ને છોકરાઓની તે ફોઇ થાય છે. એનું નામ સરોજસુંદરી છે. પંદર સોળ વર્ષની હશે. દિયરજી તેને પણ કોઇ કોઇ વખતે ભણાવે છે. તેની સાથે દિયરજીનો ઘણો સંબંધ છે. એ છોકરીજ તેમના પર કાગળો લખે છે."

આમ કહીને અન્નપૂર્ણા પુણ્યપ્રભાના મુખનો ભાવ કેવો થાય છે તે જોવાના હેતુથી તેના મ્હોં તરફ ટગર ટગર જોઈ રહી. પુણ્યપ્રભાએ મહા કષ્ટે હસીને કહ્યું:—"એ કાગળો લખતી હોય તો છોને લખે. તેથી શી હરકત છે?'

આ ઉત્તર સાંભળી અન્નપૂર્ણાએ કોપ પ્રદર્શિત કરીને કહ્યું:—"શું કહ્યું! તેથી શી હરકત છે! મુઇરે મુઇ, તને તે જ્ઞાન ક્યારે આવશે?! હું તને ગાંડી કહું છું એમાં કાંઇ ખોટું છે?!"

પુણ્યપ્રભાએ કહ્યું:—"કેમ, તેઓ તેને ચ્હાય છે કે?"

"તે હું શું જાણું? મ્હેં તો મ્હારી નજરે જે જોયું છે તે તને કહ્યું—હવે ત્હારે ત્હારૂં ઘર સંભાળવું હોય તો સંભાળજે."

પુણ્યપ્રભા મ્હોટી ફિકરમાં પડી વિચાર કરવા લાગી. થોડા સમય પછી એક નિશ્વાસ મૂકીને તેણે કહ્યું:—"તેઓ તેને શા માટે ચ્હાય? હવે ક્યાં તેની સાથે તેમનો વિવાહ થવાનો છે?"

"વિવાહ નથી થવાનો તેથી સ્નેહ જાય ખરો કે? વળી પ્રથમ સ્નેહ જન્મતાં લગ્ન થવાને પણ ક્યાં વાર લાગે છે?"

"તેઓ પ્રાર્થના સમાજીસ્ટ છે, અને કહેવાય છે કે, સુધારાવાળા બીજી વાર લગ્ન કરતા નથી."

"લગ્ન ન કરે તેથી શું ? એમની બુદ્ધિ તો બગડેને ? પછી ત્હારા પર પહેલાંના જેવો પ્રેમ રાખે કે ?"

પુણ્યપ્રભાના મનમાં ધ્રાસ્કો પડ્યો. તે રડું રડું થઈ ગઈ. તેની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તેણે કહ્યું:-"હું શું કરૂં ભાભી ! હું એ માટે શો ઉપાય કરૂં ? એવું તે મ્હારામાં શું બળ્યું છે કે, હું તેમના મનને વશ રાખી શકું ? મ્હારામાં એવા તે શા ગુણ છે ! હેં બ્હેન ! હું શું કરૂં ?"

આમ કહી એક ગાઢ નિશ્વાસ મૂકી પુણ્યપ્રભાએ પોતાની આંખોમાંનાં આંસુ સાફ કર્યાં. અન્નપૂર્ણાનાં નેત્રોમાં પણ જળ ભરાઇ આવ્યું. તેણે પોતાના વસ્ત્રાંચલથી પુણ્યપ્રભાનું અશ્રુજળ સાફ કરી નાખ્યું. આ સમયે મ્હોટી મા "અરે અન્નપૂર્ણા—પુણ્યપ્રભા ! તમે મહાભારત સાંભળવા આવો. આજે શકુન્તલાની વાત વંચાય છે." એમ બોલી ઉઠયાં.

પુણ્યપ્રભા તે દિવસે કથા સાંભળવા ગઈ નહિ. પોતાનું માથું દુઃખે છે એમ કહીને તે ત્યાંને ત્યાંજ પડી રહી. બીજે દિવસે ચંદ્રકાન્ત નિપુણને સાથે લઈ મુંબાઈ જવાનો હતો તેથી તે ઘણો સમય કામમાંજ ગુંથાયલો રહ્યો હતો. એક ટ્રંકમાં કપડાં તથા ચોપડીઓ પૅક કરી રાત્રે અગીઆર વાગ્યે તે સૂવા ગયો. પુણ્યપ્રભા તે દિવસે જમી પણ નહોતી. હંમેશાંની માફક આજે પણ તે એક પાનનું બીડું હાથમાંને હાથમાં રહેવા દઇ સૂઇ ગઈ હતી. ચંદ્રકાન્તે શયનમંદિરમાં જતાંની સાથેજ તેને જાગ્રત કરી. પછીથી તેના મ્હોં ઉપર પડેલો વસ્ત્રનો પાલવ ખસેડયો, તો તે તેને ભીંજાયલો જણાયો. પુણ્યપ્રભા હમ્મેશાં હસતી હતી; પરંતુ આજે તે હસી નહિ. તેની

આંખો રૂદન કર્યાથી રાતી થઇ ગયેલી જણાતી હતી. ચંદ્રકાન્તનું મન આજે આનંદમાં હતું. આજે તેનામાં એક પ્રકારની સ્ફુર્તિ આવી હતી. કેમકે બીજે દિવસે સ્હવારે તે મુંબાઇ જવાનો હતો. આજે તે સ્ફુર્તિના આવેશમાં પુણ્યપ્રભા તરફ વિશેષ પ્રેમ બતાવવા લાગ્યો; પરંતુ પુણ્યપ્રભા આજે કોઇ પણ પ્રકારે હસી નહિ.

ચંદ્રકાન્તને એમ લાગ્યું કે, તે કાલે મુંબાઈ જવાનો છે તેથીજ પુણ્યપ્રભા દિલગીર થઇ ગઇ છે. આથી તે પુણ્યપ્રભાને સાંત્વન આપવા લાગ્યો. અંતે મહાકષ્ટે પુણ્યપ્રભા બોલી શકવા જેવી સ્થિતિમાં તો આવી; પરંતુ તેના મ્હોં પર હમ્મેશાંના જેવું સ્મિતહાસ્ય પ્રકાશી નીકળ્યું નહિ. ચંદ્રકાન્તે કહ્યું: " કહે જોઇએ કે, આવતી વખતે હવે મુંબાઇથી ત્હારે માટે શું લેતો આવું ? "

" કાંઈ નહિ. "

" કાંઇ નહિ, કેમ ? "

" મ્હારે નકામું કાંઈ નથી જોઇતું. "

" પણ કારણ શું છે ? "

" કારણ શું છે તે તમે સાંભળશો ? "

" હા, કહેને ? "

" પહેલાં કહો કે, તમે મ્હારૂં કહ્યું માનશો કે નહિ ? "

" માનવા જેવું હશે તો માનીશ. "

" ત્યારે શું હું તમને કાંઇ ખોટું કામ કરવાનું કહીશ ? પહેલાં તમે મ્હારી વાત માનશો કે નહિ તે કહો ? "

" વારૂં, માનીશ, પછી કાંઇ ? "

" મ્હારા સમ ખાઓ જોઇએ. "

" કૈકેયીની માફક વચન માગવાની તૈયારી કરે છે કે શું ? ત્હારા સમ ! હવે થયું ? "

"ઠીક ત્યારે તમે મુંબાઇ જે ઠેકાણે ભણાવવા જાઓ છો તે ઠેકાણે હવે ભણાવવા જશો નહિ."

એકાએક વિજળી પડવાથી મનુષ્ય જેવી રીતે ચમકી ઉઠે, તેવી રીતે ચંદ્રકાન્ત ચમકી ઉઠયો. જો આ સમયે શયનમંદિરમાં દીપક સળગતો હોત તો પુણ્યપ્રભા જોઈ શકત કે, ચંદ્રકાન્તનું મુખ કેવું મલિન બની ગયું છે! તેણે કહ્યું:—"કેમ, ત્યાં હું ભણાવવા જઉં તેથી શું છે?"

"તમે મ્હારૂં કહ્યું માનશો કે નહિ તે કહો?"

"કેમ, ત્યાં ભણાવવા જવામાં શો દોષ છે? ત્યાં વાઘનો ભય છે કે? બીજે ઠેકાણે એકાએક કયાંથી ટયુશન શોધી કાઢવું?"

"હવે તમારે ભણાવવા જવાની જરૂર નથી."

"ત્યારે, ચાલશે કેવી રીતે?"

"તમારે બહુ મહેનત કરવી પડે છે. તમારૂં શરીર દિવસે દિવસે સુકાતું જાય છે. જો તમે મ્હારી વાત ન સાંભળો તો તમને મ્હારા સમ છે."

"ત્યારે મહિને મહિને જે દશ રૂપિયા મેળવું છે તે કયાંથી આવશે? તું આપીશ કે?"

"એ માટે તમારે ચિંતા રાખવાનું કારણ નથી. મ્હારાં જે ઘરેણાં છે તે હમણાં હું પહેરતી નથી. આ વખતે તમે તે લઈ જાઓ. એ વેચીને તમે તમારૂં ભણવાનું ખરચ નિભાવજો."

કોણ કહી શકશે કે, પુણ્યપ્રભામાં બુદ્ધિ નથી? આ વાત તેને કોણે શિખવાડી? ચંદ્રકાન્તે કહ્યું:—"ના, મ્હારાથી કાળાંતરે પણ તેમ બની શકશે નહિ! હું તે તને નવાં ઘરેણાં કરાવી આપું કે, ત્હારાં હોય તે પણ વેચી નાખું? મ્હારાથી એમ નહિજ બને."

"તેથી શી હરકત છે? ઉલટી હું તેથી ખુશી થઈશ. કહો,

તમે મ્હારા કહેવા પ્રમાણે કરશો કે નહિ ?"

"ના, મ્હારા જીવમાં જીવ હશે ત્યાં સુધી હું તેમ કરી શકીશ નહિ."

પુણ્યપ્રભા થોડા સમય સુધી મૌન ધારણ કરી બેસી રહી. ચંદ્રકાન્ત પણ ચુપકીદીથી વિચારવા લાગ્યો કે, "પુણ્યપ્રભા આજે આ બધી હકીકત કેમ કહે છે ? ત્યારે શું સરોજની સઘળી હકીકત તેના જાણવામાં આવી છે ?!"

પુણ્યપ્રભાએ પુનઃ કહ્યું:—"વારૂ, તમારા પર કાગળ કોણ લખે છે ?"

આ તો સર્વનાશ ! ભોગ મળ્યા !! શું પુણ્યપ્રભા સઘળી હકીકત જાણી ગઇ છે ?! ચંદ્રકાન્તનું મ્હોં લેવાઇ ગયું. ખરી વાત છુપાવવાના હેતુથી તેણે કહ્યું:—"કાગળો તો ઘણાય જણ લખે છે. જયન્ત લખે છે, રમણિક લખે છે, નટવર—"

"સરોજસુંદરી લખે છે કે ?"

આ શું ? હવે પુણ્યપ્રભાના જાણવામાં કશું બાકી રહ્યું નથી. ચંદ્રકાન્ત જાણે કે, એક વૃક્ષની ઉંચામાં ઉંચી ડાળ પરથી જમીન પર પટકાઇ પડ્યો. તેણે કહ્યું:-"આ શું ? તને આ હકીકત કોણે કહી ?"

"ગમે તેણે કહી: પરંતુ તમે તો છેવટ સુધી નાજ કહીને ? હવે કહો જોઇએ કે, સરોજસુંદરી તમને કાગળ લખે છે કે નહિ ?"

"હાં હાં, સમજ્યો. આ બધી ભાભીનીજ નારદવિદ્યા હોય એમ લાગે છે ! તેમણેજ આજે તને આ બધો પાર્ટ ભજવવાનું શિખવાડ્યું હશે ?"

"તેમ હોય તો તેથી શો દોષ છે ? આ શું ખોટી વાત છે ?"

"એટલા માટેજ તું મ્હને ત્યાં ભણાવવા જવાની ના પાડે છે, કેમ ?"

"હા—એટલા માટેજ ના પાડું છું—તમારા ભલાને માટે ના પાડું છું. વારૂ એ છોકરી તમને કાગળો શા માટે લખે છે, તે કહો જોઇએ ?"

"કાગળ લખે છે તેમાં શો દોષ છે ? હું તેને ભણાવું છું. આ વખતે તેણે કાગળ લખીને મ્હારાં વખાણ કર્યાં છે. મ્હારા જે કાર્ય માટે તમે સૌ મ્હારી નિન્દા કરતાં હતાં એ કાર્ય માટે તેણે મ્હારાં ઘણાં વખાણ કર્યાં છે."

"વારૂ એ દેખાવડી છે કે ? ઘણી સુંદર છે કે ?"

"આવો પ્રશ્ન કેમ પૂછે છે ?"

"પણ તમે ઉત્તર કેમ નથી આપતા ?"

"સુંદર છે; પરંતુ ત્હારા જેવી સુંદર નથી."

"ના ના—તમે જૂઠું બોલો છો."

"કેમ, જૂઠું શા માટે બોલું ?"

"ત્યારે જ્યારે એ સુંદર નથી તો પછી તમે તેને ચ્હાઓછો કેમ ?"

આ સમયે ચંદ્રકાન્તના મસ્તક પર વજ્રાઘાત થયો. તેણે કહ્યું:-"કોણે કહ્યું કે, હું તેને ચ્હાઉં છું ?"

"તમે તેને ચ્હાઓ છો—જરૂર ચ્હાઓ છો. તમે મ્હારી પાસે ખોટું બોલો છો !"

"ના ભા—હું ખોટું બોલતો નથી. મ્હારી સાથે તેમનો સંબંધ માત્ર પૈસાને લીધે છે પૈસા આપે છે તેથી ભણાવવા જઉં છું—ન આપતા હોય તો ન જાઉં."

"ત્યારે તમે મ્હારૂં કહ્યું માનવાને કબૂલ કેમ નથી થતા ?—હું સમજુંછું કે, તમે તેને ચ્હાઓછો તેથીજ મ્હારૂં કહ્યું માનતા નથી."

પુણ્યપ્રભાનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. ચંદ્રકાન્તે થોડા સમય સુધી ચૂપ બેસી રહ્યા પછી કહ્યું:-'જા જા, ગાંડી ! તું કહે

કે એ બધી વાત ખોટી છે ? હું તને ખાત્રીપૂર્વક કહું છું કે, ત્હારા સિવાય બીજા કોઇને હું ચ્હાતો નથી. મ્હારાં વચનો પર ત્હારે વિશ્વાસ રાખવો જોઇએ. હવેથી તું કોઇનું કહ્યું સાંભળીશ નહિ. હું એ ઠેકાણે ભણાવવા જવાનું ત્હારા કહેવા પ્રમાણે છોડી દેત; પરંતુ હમણાં એમ બની શકે તેમ નથી. જો મ્હારા મનમાં પાપ હોત તો હું મુંબાઇથી આવેલો કાગળ ભાભીને બતાવું ખરો કે ? પણ સ્ત્રીઓનાં મન બહુ વ્હેમી હોય છે; તેથીજ ભાભીએ વ્હેમે ભરાઇ તને પણ વ્હેમમાં નાખી છે. સરોજના સઘળા કાગળો હું ભાભીને આપીશ. એ કાગળો તેઓ તને વાંચી બતાવશે; પછી તો ત્હારો વ્હેમ દૂર થશેને ? રાત્રિ ઘણી વીતી ગઇ છે—માટે હવે નિશ્ચિંત જીવે સૂઇ જા."

આ વચનોથી પુનઃ પતિ ઉપર પુણ્યપ્રભાને વિશ્વાસ બેઠો. તે યથાર્થ રીતે નિશ્ચિંત મને ઉંઘી ગઇ; પરંતુ ચંદ્રકાન્ત સત્વર ઉંઘી શકયો નહિ. તેના ચરિત્રમાં કદાપિ શઠતા, છેતરપિંડી, મિથ્યા વચનો નહોતાં પણ આજથી એ સૌએ તેના ચરિત્રમાં પ્રવેશ કર્યો. પોતાના અધઃપતનોના વિચાર આવતાં તે વ્હેલો ઉંઘી શકયો નહિ. ઘણા સમય પછી નિદ્રાદેવીએ તેના પર કૃપા કરી; પરંતુ એ નિદ્રા અશાન્તિદાયિની—કષ્ટદાયિની તંદ્રાજ હતી. તેણે સ્વપ્નમાં જોયું કે, સરોજ એક નક્ષત્રની માળા લઇ તેના ગળામાં પહેરાવીને કહે છે કે—" તમે ગુજરાતી સમાજનું ગૌરવ વધાર્યું છે; ધન્ય છે તમને ! "

## પ્રકરણ ૨૪ મું.

### પ્રેમના ત્રણ પ્રકાર.

ચંદ્રકાન્ત મુંબાઇ આવીને પુનઃ તેના બંધુમંડળને મળ્યો. અદ્યાપિપર્યંત તેણે પોતાના માનસિક પરિવર્તનની વાત કોઇને કહી

ન્હોતી. આ સમયે તેનું મન સ્ફુર્તિથી પરિપૂર્ણ હતું; તેથીજ જયન્તને એકાન્તમાં લઇ જઈ તે તેને સરોજસુંદરીના પત્રો બતાવી શક્યા વિના શાન્ત રહ્યો નહિ.

જયન્તે એ સઘળા પત્રો લક્ષ્યપૂર્વક વાંચ્યા. પછીથી ચંદ્રકાન્ત તરફ તીવ્ર દૃષ્ટિ કરીને તેણે કહ્યું:-" હવે કેમ છે ? મ્હેં તને પ્રથમથીજ કહ્યું હતું કે ' Don't fall in love with her ! " ( તેના પ્રેમમાં પડીશ નહિ. ) સળગતા અગ્નિની પાસે ઘી ક્યાં સુધી પીગળી ગયા સિવાય ઠરેલું રહે ? "

ચંદ્રકાન્તે હસીને કહ્યું:-' ત્યારે શું તું એમ કહેવા માગે છે કે હું તેના પ્રેમમાં પડ્યો છું ? આ વાત તને કોણે કહી ? આ પત્રોમાં તે એવું શું છે કે જે ઉપરથી ત્હેં આવી ધારણા બાંધી ? "

" હવે રહેવા દે ત્હારી સાધુગિરી ! તું કેવો મહાત્મા છે તે હું સારી રીતે સમજી શક્યો છું. આ પત્રોમાંથી જેટલું નથી સમજી શકાતું એથી વિશેષ ત્હારા હાવભાવ પરથી સમજી શકાય છે. અગ્નિ ક્યાં સુધી છુપાઈ રહે ? પરંતુ આ કાંઈ ઠઠ્ઠા મશ્કરી નથી. જો મ્હારી શિખામણ માને તો હજી સાવધાન થા—હવે વધારે આમાં સાર નથી. તું જાતે દુઃખી થઇશ—ત્હારી સાથે સાથે ત્હારી નિર્દોષ પત્ની પણ દુઃખી થશે. તું ત્હારી સ્ત્રીના સર્વસ્વ સુખનો વિનાશ ન કર, હમણાં ને હમણાં ત્હારે એ ટ્યુશન છોડી દેવું ઉચિત છે. "

ચંદ્રકાન્તે ગંભીરતાથી કહ્યું:-" મ્હારી સ્ત્રીએ પણ બરાબર આમજ કહ્યું હતું. "

" ત્યારે એ પણ આ વાત જાણે છે કે શું ? "

" પહેલાં જાણતી નહોતી; ભાભીએ જણાવી દીધી છે ! "

" તેને ત્હેં શું કહ્યું હતું ? "

" મ્હેં સઘળી વાતનો અસ્વીકાર કર્યો હતો. "

"વાહ ! ચોરી ઉપર શિરજોરી કે ! Adding insult to injury ? તું એ ભોળી બાળિકાને તો ગમે તેવી રીતે સમજાવી શકયો; પરંતુ મ્હને સમજાવી શકે તેમ નથી."

આટલા સમય પછી ચંદ્રકાન્તે સરળતાથી કહ્યું:—"ભાઈ ! તને ખોટું સમજાવવાની મ્હારી સહજ પણ ઇચ્છા નથી. જો તને ખોટી વાત સમજાવતો હોત તો આજે તને આ બધા પત્રો બતાવત શા માટે ? વાસ્તવિક રીતે હું તેના ગુણોથી તેના પ્રત્યે આકર્ષાઉં છું."

"ત્યારે જો તું માણસ હોય તો હજી ત્હારા મનને સંભાળ. અગ્નિ સાથે રમત કરવાથી કદિ સારૂં પરિણામ આવતું નથી. તું ઘણું અન્યાયી કાર્ય કરે છે."

"કેમ—એમાં અન્યાય શાનો છે ? કોઇ બાગમાં એક ગુલાબનું પુષ્પ ખિલે તો લોકો તેની સુગંધિથી મોહિત નથી થતા કે ? આસ્માની આકાશમાં એક તારાને પ્રકાશિત થયેલો જોઈ કોનું મન મુગ્ધ થતું નથી ?"

"રહેવા દે—ત્હારા કવિત્વનું કાંઇ કામ નથી. હું સમજ્યો કે, એ ગુલાબના પુષ્પને ચુંટી લેવાની ત્હારી ઇચ્છા નથી—દૂરથીજ તું તેની સુગંધિ લઇ મુગ્ધ થવાને ઇચ્છે છે, કેમ ?"

"હા એમજ છે. કોઇએ કદિ ગગનમાંનો તારક પકડવાનો યા તો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો છે ?"

"ખરૂં છે; પરંતુ આ વાત પર હું બિલકુલ વિશ્વાસ મૂકતો નથી, અથવા તો તું ત્હારા પોતાના મનને બરાબર સમજી શકતો નથી. ત્હારા મનમાં શું તેના પ્રત્યે સ્નેહ ઉપજ્યો નથી ?"

"સ્નેહ નથી ઉપજ્યો એમ તો હું કહી શકતો નથી, નહિ તો તેના ગુણોથી આકર્ષાયાની વાત હું શા માટે કહું ? પરંતુ મ્હારો આ intellectual love છે."

"એ વળી શું કહે છે? પ્રેમને આજ સુધી emotiona વસ્તુ તરીકે જાણતો હતો. ત્હારી આ નવી જાતની "Love's philosophy" (પ્રેમ—વિજ્ઞાન)ની એક વખત વ્યાખ્યા કર જોઇએ."

"મ્હારા સમજવા પ્રમાણે love (પ્રેમ) ને ત્રણ વર્ગમાં વિભક્ત કરી શકાય છે. જેમ કે, material love (બાહ્યસંપદ—મૂલક પ્રેમ) intellectual love (માનસિક ઉત્કર્ષ—મૂલક પ્રેમ) તથા spiritual love (આધ્યાત્મિક પ્રેમ.) આ ત્રણને તામસિક, રાજસિક અને સાત્વિક નામ પણ આપી શકાય છે. કોઇનું માત્ર રૂપ જોઇને યા તો તેની દૌલત યા તો અધિકાર જોઇને જે પ્રેમ ઉપજે છે તેને તામસિક પ્રેમ કહેવાય છે. એ પ્રેમ હલકી પંક્તિનો છે; પરંતુ સૌ કોઇ આવા હલકા પ્રેમથી સંતુષ્ટ રહી શકતા નથી; તેથીજ જેમનું ચિત્ત intellectual pleasures (જ્ઞાનસુખ) ને માટે વ્યાકુળ થાય છે તેઓ આ material love ની બ્હાર intellectual love શોધે છે."

"આટલા માટેજ ત્હારી સ્ત્રીનું રૂપ તને વશ રાખી શકતું નથી. કેમ? તેથીજ તું પારકાના બગીચાનું ગુલાબ તથા આકાશનો ધ્રુવતારો શોધે છે કેમ?"

"પ્રથમ તું મ્હારી હકીકત તો સાંભળ. આ રાજસિક પ્રેમ તામસિક પ્રેમને હાંકી કહાડતો નથી. એ બન્ને પ્રેમ એક સાથે પણ રહી શકે છે. વળી તામસિક પ્રેમ જેવી રીતે પ્રેમના પાત્રને આત્મસાત્ કરવાને વ્યાકુળ બની જાય છે તેવી રીતે રાજસિક પ્રેમ વ્યાકુળ બની જતો નથી. આકાશના તારાને કોણ આત્મસાત્ કરવાને વ્યાકુળ બની જાય છે? અર્થાત્ આપણે સૌ તેને દૂરથી જોઇ સુખી રહીએ છીએ. આ રાજસિક પ્રેમ નિર્દોષ છે, નિર્મળ છે—વાસનાથી તે અપવિત્ર નથી."

"હવે ત્હારા આધ્યાત્મિક પ્રેમ માટે તું શું કહે છે?"

"જો સાંભળ, તામસિક અને રાજસિક પ્રેમમાં એક અસંપૂર્ણતા છે. એ બન્ને પ્રીતિની વસ્તુ પ્રાપ્ત કરવા માટે તથા તેનું સહવાસ સુખ મેળવવાને માટે ઇચ્છા રાખે છે. એ પ્રીતિની વસ્તુનું જો દર્શન થતું નથી તો તેઓ બહુ દુઃખી થાય છે. એટલે સુધી રાજસિક પ્રેમ પણ પ્રીતિના પાત્ર પાસેથી પ્રતિદાન પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખે છે. કેમકે પ્રેમનું પ્રતિદાન પ્રાપ્ત નહિ થવાથી તેની સહવાસ સુખ મેળવવાની વાસના પરિતૃપ્ત થતી નથી. હમેશાં 'તેને હું ગૂમાવી બેસીશ' એવો ભય રહે છે; પરંતુ જે પ્રેમ અવિનશ્વર આત્માના એકત્વના ઉપર પ્રતિષ્ઠિત છે—જે આત્માની માફક ગંભીર તેમજ અતલસ્પર્શ છે તેને કોઇ પણ પ્રકારની વ્યાકુળતા હોતી નથી. પ્રતિદાન તેમજ સહવાસ સુખ પ્રાપ્ત કરવાની આકાંક્ષા હોતી નથી. તેનેજ spiritual love અગર તો આધ્યાત્મિક પ્રેમ કહી શકાય છે. આ પ્રેમનો સર્વોચ્ચ આદર્શ સતી સીતા અને સાવિત્રી છે. એ હિંદુ-જાતિનું મહાન્ ગૌરવ છે. રામચંદ્રે સીતાદેવીને વનમાં મોકલ્યાં તો પણ પાતાળમાં પ્રવેશ કરતી વખતે સીતાએ કહ્યું હતું કેઃ—"જન્મે-જન્મ આપજ પતિરૂપે મ્હને પ્રાપ્ત થાઓ એવી મ્હારી આંતરિક કામના છે." સાવિત્રીએ સત્યવાનને પસંદ કર્યો: ત્યાર પછી જ્યારે તેને એમ માલુમ પડયું કે, તેના પતિનું આયુષ્ય ઘણું થોડું છે ત્યારે તેણે પણ કહ્યુંઃ—"એક વખત જેના પતિ કહીને સ્વીકાર કર્યો છે તે દીર્ઘાયુ હોય યાતો સ્વલ્પાયુ હોય, સગુણ હોય યા નિર્ગુણ હોય તો પણ હું અન્ય પતિ સ્વીકારીશ નહિ." વર્તમાનકાળમાં પણ આપણી પરમ પવિત્ર ભારતભૂમિમાં એવાં દૃષ્ટાંતો વિરલ નથી. મ્હને લાગે છે કે, એટલા માટેજ વિધવા વિવાહ આપણા સમાજમાં પ્રચલિત થશે નહિ. કદાચ વિધવા વિવાહ માટે ઋષિમુનીઓએ વ્યવસ્થા ઉતારી હશે; પરંતુ હિંદુ વિધવાઓ એ વ્યવસ્થાને સ્વીકારશે નહિ—

સ્વીકારવાની તેઓ જરૂરિયાત પણ ધારતી નથી. કોઈ એક દેશાચાર એકાએક ભૂતની માફક મનુષ્યના યા તો સમાજના શિર પર બેસતો નથી, તે સમાજના ઘણા ખરા લોકોની પ્રકૃતિ અને પ્રવૃત્તિથીજ ઉત્પન્ન થાય છે. આ આધ્યાત્મિક પ્રેમ ઇંદ્રિય સુખ કરતાં ઘણો ઉત્કૃષ્ટ છે. ઇંદ્રિયવૃત્તિ તેનાથી સંયત અને નિયમિત છે. ત્યારે શું આ આધ્યાત્મિક પ્રેમ સુસભ્ય યુરોપમાં નથી ? કદાચ હશે; પરંતુ ઘણા થોડા પ્રમાણમાંજ. ત્યાં પ્રેમની એટલી બધી વિશેષના છે કે—પ્રેમજ જાણે કે સમાજનું જીવન સર્વસ્વ છે—પ્રેમજ જાણે કે સાહિત્યનો સઘળો સાર છે; પરંતુ મ્હારા મન પ્રમાણે એ પ્રેમ material love અને intellectual love-છે. તેને moral love ભાગ્યેજ કહી શકાય? પરંતુ spiritual love નો વિકાસ અદ્યાપિ ત્યાં થયો નથી. ત્યાં જે રમણીને સૌ કરતાં વિશેષ પતિપરાયણા અને પતિપ્રાણા સમજવામાં આવે છે, જે પતિના વિરહથી એક ક્ષણ પણ શાન્ત તેમજ સ્થિર રહી શકતી નથી તેના કાનમાં તમે જઇને કદાચ એમ કહો કે "તમારો પતિ અમુક રમણીના પર પ્રેમ રાખે છે." તો તરતજ તમે તેને તેના પતિ પર વિરક્ત થયેલી જોશો. ત્યાર પછી જો તમે એ વાતનું તેને એકાદ ચોક્કસ પ્રમાણ બતાવશો તો તરતજ એ બન્નેનું—પ્રેમિક પ્રેમિકાનું વિવાહબંધન તૂટશે. હવે જ્યાં પ્રેમને માટે બદલો અર્થાત્ Give and take (આપો અને લ્યો) જેવું છે ત્યાં આધ્યાત્મિક પ્રેમની પ્રત્યાશા રાખી શકાતી નથી. આમ છતાં એક બે કવિઓએ પોતાનાં કાવ્ય યા તો નવલકથામાં એવા આધ્યાત્મિક પ્રેમનો ભાસ કરાવ્યો છે એ સત્ય છે; પરંતુ સમાજને એ પ્રેમ સ્વીકારતાં અદ્યાપિ ઘણો સમય લાગશે."

"તમેજ તમારાં આધ્યાત્મિક પ્રેમને લઇ બેસી રહો. પાશ્ચાત્ય સમાજને તે લેવાની શી જરૂર છે?" આમ કહીને જયન્ત ઉઠી ઉભો થયો, તથા વક્તૃતાના અવાજથી તેમજ વક્તૃતાના હાવભાવથી

હાથ હલાવતો તે બોલ્યોઃ—“તેમના સમાજમાં કેવો પ્રેમ છે તે ત્હારે સાંભળવું છે ? તેમના સમાજમાંનો પ્રેમ, સતેજ, સરસ અને સ્વતઃસ્ફુર્ત છે. તેથીજ ત્યાં હમ્મેશાં પ્રેમની નવવિચિત્રતા જોવામાં આવે છે. એ પ્રેમના તરંગો પ્રચંડ જોરથી ઉછળે છે. એ તરંગોમાં નૌકા મૂકવાની તાકાત કોઇ પણ નાવિકનામાં હોતી નથી. આમ છતાં જો કોઇ નાવિક એ તરંગિત પ્રવાહમાં પોતાની નૌકાને મૂકે છે તો તરતજ તે ઉછળતા તરંગોમાં નિમગ્ન થાય છે, અથવા તો જંળને તળિયે જઇ પહોંચે છે. વળી કવચિત તેજ પ્રેમ પાછો સર્પ ગતિની માફક વાંકોચુંકો વહે છે. એક વખતે ઉત્તર તરફ જવાનો ભાસ કરાવી દક્ષિણે જાય છે, પશ્ચિમ તરફ જવાનો ભાસ કરાવી પૂર્વે જાય છે, જે જે ગામોમાં જળ પ્રાપ્ત થવાની આશા નથી હોતી ત્યાં પુષ્કળ પાણી એકઠું થઇ જાય છે; કિન્તુ જે સઘળાં ગામ પાણીની પ્રત્યાશાથી ઘણા કાળથી શુષ્ક કંઠે રસ્તા તરફ જોઈ રહ્યાં છે તેમને એક પણ જળબિંદુ પ્રાપ્ત થતું નથી. વળી કવચિત્ પાછો એજ પ્રેમ પ્રથમાવસ્થાના નિદાઘની સરિતાની માફક કલકલ નાદથી પ્રવાહિત થઇને હૃદય શીતળ કરે છે. તેના તરંગો રવિકિરણોથી રંગબેરંગી બનીને નયન તેમજ મનને પુલકિત કરે છે; પરંતુ શિયાળાની શુરૂઆતમાં તે કયાં છુપાઈ જાય છે તે જાણી શકાતું નથી. આજ સ્વાધીન પ્રેમની મનોહારિણી વિચિત્રતા છે. આજ તેનું ગૌરવ અને મહિમા છે; પરંતુ આપણા પ્રાચીન સમાજનો પ્રેમ કેવા પ્રકારનો છે તે તું જાણે છે ? એ અન્નજળની માફક તદ્દન સાધારણ વસ્તુ છે, તેમાં કશી વિચિત્રતા નથી. તેથીજ તે ભાગિરથીની માફક સરળ ગતિથી ગંભીર સમુદ્રમાં આત્મવિસર્જન કરવાને જાય છે. તેમાં વાંકાચુંકાપણું નથી, તરંગોના ઉચ્છ્વાસ નથી.”

“ખરૂં કહે છે ! ત્હારામાં આટલું બધું જ્ઞાન છે એમ હું આજ સુધી જાણતો નહોતો.”

જયન્તે હસીને કહ્યું:—"ત્યારે શું તું વક્તૃતા કરી શકે છે ને હું નથી કરી શકતો ? પરંતુ એક વાત એ છે કે—આપણા સમાજમાં ત્હારો આધ્યાત્મિક પ્રેમ માત્ર નારીજાતિને માટેજ આવિષ્કૃત થયો છે. પુરૂષ જેમ ઈચ્છામાં આવે તેમ કરે તેમાં કશો દોષ નથી !"

"મ્હારા મત પ્રમાણે સ્ત્રી તેમજ પુરૂષે એકજ ઉચ્ચ આદર્શનું અનુસરણ કરવું ઉચિત છે. સીતા જેવી રીતે રમણીના પ્રેમ માટે ઉચ્ચતમ આદર્શ છે તેવીજ રીતે રામચંદ્રજી પણ પુરૂષના પ્રેમ માટે ઉચ્ચતમ આદર્શ છે. તો પણ ધૈર્ય તેમજ સહિષ્ણુતાથી પુરૂષ રમણી કરતાં ઘણી નિમ્ન પંક્તિના છે. તેથીજ ઘણા ખરા પુરૂષો એ ઉચ્ચતમ આદર્શનું અનુસરણ કરી શકતા નથી. રમણીનું ધૈર્ય અને સહનશક્તિ પુરૂષને માટે અનુકરણીય છે; પરંતુ પુરૂષની દુર્બળતા રમણીને માટે અનુકરણીય નથી. દેવતા મનુષ્યનો આદર્શ છે; પરંતુ મનુષ્ય દેવતાનો આદર્શ નથી."

"ઠીક, હવે philosophy (વિજ્ઞાન) મૂકી દઈ ત્હારૂં પોતાનું શું છે તે કહે. ત્હારી સ્ત્રી તરફ ત્હારો સ્નેહ માત્ર તામસિક પ્રેમ છે ને ?"

"બરાબર સમજી શકતો નથી; છતાં મ્હને એમજ લાગે છે—"

"જો, તું તદ્દન હતભાગ્ય છે. તને અહિંથી ઉચકીને ફેંકી દેવાની મ્હારી ઈચ્છા થાય છે."

આમ કહીને જયન્ત ઉઠી ઉભો થયો. પછી તેણે કહ્યું:—"વારૂ, ત્હારા એ વિકસિત થયેલા પુષ્પને ચુંટી લઈ કોઇ પોતાના ખિસ્સામાં મૂકી દેશે તો ? ત્હારો આકાશનો ધ્રુવતારો વાદળામાં છુપાઇ જશે તો ? ત્યારે ત્હારી કેવી દશા થશે ?"

"હમણાં એ વાતનો વિચાર કરવાનો મ્હને સમય નથી. ત્યારે જે થવાનું હશે તે થશે. એટલા સમયમાં હમણાંનો મ્હારો રાજસિક

પ્રેમ આધ્યાત્મિક પ્રેમનું સ્વરૂપ ધારણ કરશે, અને જો તેમ થશે તો મ્હારી વાસના અને લાલસાનો નાશ થશે."

"અને ત્યારે પણ તું અન્યની સ્ત્રી સાથે મનમાંને મનમાં આધ્યાત્મિક પ્રેમમાં મગ્ન રહીશ? ત્હારૂં ભેજું ખસી ગયું હોય એમ મ્હને લાગે છે! હવે ત્હારે ત્હારી દવા કરાવવાની જરૂર છે. ચાલ, નીચે જઇને ત્હારા માથા પર થોડું શીતળ જળ છાંટું."

આમ કહીને જયન્ત ચંદ્રકાન્તને સાથે લઈ નીચે ઉતરી પડયો.

## પ્રકરણ ૨૫ મું.

### સરિતામાં પૂર્ણિમાની ભરતી.

તે દિવસે સંધ્યા સમયે સાડા પાંચ વાગ્યાના અરસામાં ચંદ્રકાન્ત વલ્લભદાસને ત્યાં ભણાવવા ગયો. બંગલામાં પ્રવેશ કરતાં તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. બંગલો તદ્દન નિસ્તબ્ધ હતો. સંધ્યાકાળનો અંધકાર વધ્યે જતો હતો. બંગલાની નીચે ઉભો રહીને ભીખો ઘોડાને દાણો ખવડાવતો હતો. ઘોડાની પાસે એક ગાડી હતી. ભીખાએ તેનાં પૈડાં ઘસીને સાફ કરી રાખ્યાં હતાં.

ચંદ્રકાન્તે પ્રવેશ કર્યો કે તરતજ ભીખાએ તેને સલામ કરી કહ્યું:—"માસ્તર સાહેબ! દીવાળીની બ્હોણી?"

ચંદ્રકાન્તે કહ્યું:—"કાલે આપીશ, શેઠ કયાં છે?"

ભીખાએ ઉત્તર આપ્યો:—"શેઠ તો છોકરાઓની સાથે ફરવા ગયા છે."

સરોજ કયાં છે એવું પૂછવાનો ચંદ્રકાન્તને વિચાર થઈ આવ્યો; પરંતુ તે પૂછી શકયો નહિ. તેણે પૂછયું:—"ઘરમાં બીજું કોઇ નથી?"

ભીખાએ કહ્યું:—"શેઠાણીજી છે."

ચંદ્રકાન્તે બંગલામાં પ્રવેશ કર્યો. અંધકારમાં તેને કશું બરાબર દેખાયું નહિ. કોઇના પડછાયા જેવું તેને લાગ્યું; સહજ લક્ષ્યપૂર્વક જોતાં પડછાયો હાલતો માલૂમ પડયો. આ પડછાયો બીજા કોઇનો નહિ; પરંતુ ડૉક્ટર જી. ચક્રવર્તીનો હતો. ચક્રવર્તીએ એક જુનો કાળો કોટ પહેર્યો હતો; પરંતુ દુઃખની વાત એ હતી કે, તેમનો ઉદ્દેશ સંપૂર્ણ સફળ થયો નહોતો. એ કોટ જુનો થવાથી તેનો તેજસ્વી કાળો રંગ ઉડી જઈ તે સહજ પીળાશ પર જણાતો હતો. ચંદ્રકાન્ત આછા અંધકારમાં આ ભયંકર મૂર્ત્તિને જોઇ શકયો. એટલામાં એક અસ્ફુટ અવાજ તેના સાંભળવામાં આવ્યો. અંધકારને એ ભાગમાં વિભકત કરી, મધ્યભાગમાં એ શુભ્ર દાંતને બ્હાર કાઢી, હાસ્યધ્વનિથી નિસ્તબ્ધ બંગલાને મુખરિત કરી એ ધ્વનિ ચંદ્રકાન્તને કાને પડતાંજ ધીરો પડયો. આ સમયે ચંદ્રકાન્તને રઘુવંશમાં દિલીપ રાજાની સાથે ગુહાવાસી સિંહનું સંભાષણ યાદ આવ્યું.

“ ઓહો ! બાસ્તુર ! માણુસને જોઈ આટલા બ્હીધા કે ? ”

ચંદ્રકાન્તે સહજ શરમાઈ જઈને કહ્યું:—“ ના ના, એમાં બ્હીવા જેવું શું હતું ? આપ અહિં ચુપકીદીથી બેસી કેમ રહ્યા છો ? ”

આમ કહીને ચંદ્રકાન્તે પોતાનો હાથ લંબાવી ડૉકટર સાથે શેકહેન્ડ કરી. ડૉકટરે પૂછ્યું:—“ આપ કુશળતામાં છોને ? કયારે આવ્યા ? ઘર તરફના સમાચાર તો સારા છે ને ? ”

ચંદ્રકાન્તે એક ખુરસી ઉપર બેસીને કહ્યું:—“ હું આજે સવારે આવ્યો છું. સઘળા સારા સમાચાર છે. આપ કેમ છો ? દીવાળીના તહેવારોમાં આપ અત્રેજ હતા કે ? ”

“ અમારો દેશ ઘણે દૂર હોવાથી ત્યાં જવાનું કેવી રીતે બની શકે ? વળી મ્હારી તબિયત પણ નાદુરસ્ત હતી. મ્હને ઇન્ફ્લ્યુએન્ઝા થયો હતો; તેથી શરીર ખરાબ થઈ ગયું છે ? ”

આમ કહીને દુ:ખિત અંતઃકરણે ડૉક્ટરે એક વખત પોતાના શરીર તરફ જોયું. આ સમયે ભીખો ત્યાં પ્રવેશ કરી, ટેબલ પર એક વૉલલ્સિટ મૂકી ગયો. એ દીપકના પ્રકાશમાં ચંદ્રકાન્ત ડૉક્ટરના શરીરને સહજ પણ કૃશ થયેલું જોઈ શક્યો નહિ; તેથી તેણે કહ્યું:– "આપના શરીર ઉપર ઇન્ફ્લ્યુએન્ઝાની કે તાવની કશી અસર જણાતી નથી. અગાધ સમુદ્રમાંથી એક બે લોટા જળ જાય તેથીયે શું અને ન જાય તેથીયે શું ?"

"તમે હજી યુવાન્ છો એટલે તમે એ બધી વાત ન સમજો. તમારો હમણાં સ્ફુર્તિનો સમય છે. જેમ જેમ વર્ષો વીતતાં જશે તેમ તેમ તમને પણ જણાશે."

આમ કહીને ડૉક્ટરે ટેબલ પરથી દીવાસળીની પેટી લઈ ચિરૂટ સળગાવી ધુમાડાના ગોટા ઉરાડવા માંડ્યા. આરતીના ધુમાડાથી મહિષાસુરના મુખની શોભાના જેવી ડૉક્ટરના મુખની શોભા જણાવા લાગી.

આ સમયે વલ્લભદાસ છોકરાંઓની સાથે બ્હારથી આવી પહોંચ્યા. ચંદ્રકાન્તને જોતાંજ તેમણે તેની ખબર પૂછી. ચંદ્રકાન્તે નમસ્કાર કરી ઉત્તર આપ્યો. વલ્લભદાસે કહ્યું:–"બેસો, હું કપડાં ઉતારીને આવુંછું !" વલ્લભદાસ જઇને કપડાં કાઢી આવ્યા. હમ્મેશાંની માફક તેમની પ્રાર્થના થઈ. ભજન ગવાયું. ઉપાસના પૂર્ણ થયા પછી વલ્લભદાસે ચંદ્રકાન્તના સ્હામું જોઇને કહ્યું:–"તમે આજે સ્હવારે આવ્યા, કેમ ?"

ચંદ્રકાન્તે નમ્રતાથી કહ્યું:–"હાજી, આજે સ્હવારેજ આવ્યો છું."

"આપના વીરત્વની હકીકત પત્રમાં વાંચી અમે સહુ કેટલાં બધાં આનંદિત થયાં છીએ તે માત્ર શબ્દોથી જણાવી શકાય તેમ નથી. તમે ગુજરાતી સમાજનું ગૌરવ છો એ માટે કશો સંદેહ નથી. જે દિવસે પ્રત્યેક્ ગુજરાતી તમારી માફક પોતાનું કર્તવ્ય બજાવશે,

અને સત્કાર્ય કરવામાં સાહસિક થશે તે દિવસે આપણા દેશનું મુખ તેજસ્વી થશે !"

ચંદ્રકાન્તે શરમાઈ જઇને કહ્યું:-"મ્હેં એવું તે શું મહાન્ કાર્ય કર્યું છે કે જેને માટે આપ મ્હારી આટલી બધી પ્રસંશા કરો છો ? એવા સંયોગોમાં ગમે તે માણસે તેમ કર્યું હોત."

"ભલે એમ કહો. બાકી તમે જેવી રીતે પરોપકાર કરી તમારૂં કર્તવ્ય બજાવ્યું છે, એવી રીતે કર્તવ્ય બજાવનાર ઘણા થોડાજ લોકો આપણા દેશમાં છે. પોતાના અપમાનનો બદલો લઈ શકવાની હિંમતજ કોનામાં છે ? પોતાનું અપમાન થયા છતાં માણસો જ્યારે ચુપકીદી ધારણ કરી બીકની માફક બેસી રહે છે ત્યારે પછી બીજાના અપમાનનો બદલો લેવાની તો વાતજ શી કરવી ? તમે એક અસહાય રમણીના સંમાનનું રક્ષણ કરવાને માટે તમારી જાતને વિપદગ્રસ્ત કરી હતી. તમારૂં મહત્વ ચિરસ્મરણીય થવા યોગ્ય છે."

આ સમયે ભીખો ચ્હા લઇ આવ્યો. પ્રભાવતીએ પ્યાલામાં ચ્હા રેડતાં રેડતાં કહ્યું:-"કેમ, માસ્તર ! આપું કે એક પ્યાલો ચ્હા ?"

"ઠીક—આપો." ચંદ્રકાન્તે કહ્યું.

સરોજે એક પ્યાલો ડૉકટરને આપ્યો; બીજા પ્યાલામાં ચ્હા રેડતાં તે વાર કરવા લાગી. તે જોઈ પ્રભાવતીએ કહ્યું:-"રેડોને, વાર કેમ કરોછો ?"

સરોજે ચ્હાનો પ્યાલો ભરી ચંદ્રકાન્તને આપ્યો. સરોજે ચ્હા પીધી નહિ.

ડૉકટરે ચ્હાનો એક ઘુંટડો ગળે ઉતારીને કહ્યું:-"માસ્તર ! પછી તમારા કેસનું શું થયું ?"

વલ્લભદાસે પોતાના હાથમાંનો ચ્હાનો પ્યાલો ટેબલ પર મૂકીને કહ્યું:-"થવાનું શું હતું ? રેલ્વેના સત્તાધિકારીઓને તપાસ કરતાં

જ્યારે એમ માલૂમ પડ્યું કે, સઘળો ગુન્હો એ નીચ ટિકીટ કલેકટરનો હતો ત્યારે તેમણે કેસ માંડી વાળ્યો, અને ટિકીટ કલેકટરને તેમણે બરતરફ કર્યો.”

ચંદ્રકાન્તે કહ્યું:-“ પરંતુ આવી રીતે કેસની માંડવાળ થયાથી એક બે માણસોને નિરાશ થવું પડ્યું છે.”

વલ્લભદાસ:–એમ કેમ? કોને નિરાશ થવું પડ્યું?

ચંદ્રકાન્ત:–એક પોલિસના સિપાહીને તથા બીજા રેલ્વેના જમાદારને. તેમને થોડી ચેરીમેરી જોઈતી હતી; પરંતુ મ્હેં તેમને સાફ કહી દીધું કે, હું જેલમાં જઈશ તો પણ તમને એક પાઈ પણ આપીશ નહિ.

ડાકટર:–પરંતુ બહાદુરી દેખાડવા જતાં તમારે કદાચ જેલમાં જવું પડત. હમ્મેશાં વખત વિચારીને માણસે વર્તવું જોઈએ.

ડૉકટરે આમ કહીને સૌના મ્હોં તરફ જોયું; પરંતુ તેમનાં વચનો પ્રત્યે કોઈએ સંમતિ દર્શાવી નહિ. સરોજ ડૉકટરનાં આ વચનોનો ઉત્તર આપી શક્યા વિના રહી નહિ. તેણે કહ્યું:–“ વખત વિચારીને કામ કરવા જતાં કોઈ મહત્ કાર્ય કરી શકાતું નથી. જગત્માં જે જે મહત્ કાર્યો છે તેની સાથે સંકટો પણ ગુંથાઈ રહેલાં હોય છે.”

ચંદ્રકાન્તે કંપિત સ્વરે કહ્યું;–“ ડાકટર સાહેબ! જો કદાચ એવા કાર્યને માટે જેલમાં જવું પડે તો હું તેને મ્હોટું ગૌરવ સમજું છું. એ કાર્ય કરતી વખતે મ્હેં માત્ર મ્હારૂં કર્તવ્ય વિચાર્યું હતું—પરિણામનો વિચાર કરવાનો મ્હને સમય નહોતો.

વલ્લભદાસ:–આપ ખરૂં કહો છો. એવો વિચાર કરવા બેસીએ તો કોઈ પણ મહત્ કાર્ય કરી શકાયજ નહિ. ચંદ્રકાન્તભાઈ! તમે એક યથાર્થ વીરના જેવું કાર્ય કર્યું છે.

આમ કહીને વલ્લભદાસે સરોજને પોતાની પાસે બોલાવી તેના કાનમાં કાંઈ કહ્યું. સરોજ વિદ્યુત્ ગતિથી ત્યાંથી ચાલી ગઈ, તથા અલ્પકાળમાંજ તેણે એક ન્હાની લાલ પેટી લઈ આવી વલ્લભદાસના હાથમાં મૂકી.

વલ્લભદાસે ચંદ્રકાન્તને ઉદ્દેશીને કહ્યું:–" માસ્તર ! અમે આપનું મહત્વ જોઇ અતિ આનંદિત તેમજ મુગ્ધ થયાં છીએ. મ્હારા તુચ્છ પ્રીતિચિન્હ સ્વરૂપ હું આપને આ એક સામાન્ય વસ્તુ—એક ઘડીઆળ ઉપહાર આપુછું. આપ એને સ્વીકારી અમને વિશેષ આનંદિત કરશો એવી હું આશા રાખુછું."

આ સમયે વલ્લભદાસના સંકેત અનુસાર સરોજે એ પેટી ઉઘાડી તેમાંથી ૬૦ રૂપિયાની કિમ્મતનું એક ઇંગ્લિશ વૅાચ બ્હાર કાઢ્યું, અને પેટી સહિત તે ચંદ્રકાન્તના હાથમાં આપ્યું.

ચંદ્રકાન્તે આદરપૂર્વક ઘડીઆળ લીધું; પછી ગદ્ગદ્ કંઠે તેણે કહ્યું:–" આપનો સ્નેહ તેમજ અનુગ્રહ આ જીવનમાં હું કદિ ભૂલી શકું તેમ નથી. મ્હેં એવું શું કર્યું છે કે, આ ભેટ હું સ્વીકારૂં? મ્હેં એવું કશુંય કર્યું નથી. ગમે તેમ, આપની કર્તવ્યપરાયણતા પ્રત્યે મ્હને ભક્તિજ છે, કૃપા છે, તથા મ્હને એવી આશા છે કે, આપના જેવા ઉચ્ચ, સુશિક્ષિત માણસના સહવાસથી મ્હારૂં ચરિત્ર અધિક ઉચ્ચ થશે. આપની આ અનુગ્રહની નિશાની હમ્મેશાં સત્કાર્ય કરવાની મ્હને પ્રેરણા કરશે. આપના સ્નેહનિદર્શનનું આ ચિહ્ન હું નિરંતર યત્નપૂર્વક સાચવી રાખીશ."

ડૉકટર ચક્રવર્તી આ બધો પ્રકાર જોઈ વિસ્મિત બની ગયા હતા. તેમણે એક વખત પ્રભાવતીના તરફ અને એક વખત વલ્લભદાસના તરફ દૃષ્ટિ ફેંકી. પ્રભાવતીના મુખમંડળ પર આનંદ જણાયો નહિ. કોઇએ ડૉકટરની દૃષ્ટિ તરફ લક્ષ્ય આપ્યું નહિ. ડૉકટર ખિસ્સા-

માંથી રૂમાલ કાઢી પોતાનું મ્હોં સાફ કરવા લાગ્યા. થોડા સમય પછી વલ્લભદાસે કહ્યું:—" આ idea ( વિચાર ) મ્હારા મનમાં તો આવ્યોજ ન્હોતો. આની full credit [ સોળે સોળ આના પ્રશંસા ] સરોજનેજ ઘટે છે. મ્હેં કેસનું ખરચ આપવા માટે તમને લખ્યું હશે; પરંતુ કેસ તો બંધ પડયો; તેથી આનંદ થયો. પછીથી સરોજે જણાવ્યું કે, 'કેસના ખરચને માટે જે પૈસા આપવાના હતા તેને બદલે તેટલી કિમ્મતની એકાદ ચીજ લઇને આપીએ તો કેવું સારૂં ?' મ્હને પણ એ વાત ગમી. પછીથી હું આ એક ઘડીઆળ લઇ આવ્યો, અને તે તમને આપવાને માટેજ રાખી મૂક્યું હતું. આજે એ ઘડીઆળ તમને આપતાં મ્હને અવર્ણનીય આનંદ થાય છે. એ આપને ઉપયોગી થઈ પડશે."

ચંદ્રકાન્તે હસીને કહ્યું:—" મ્હારી પાસે પહેલાં એક ઘડીઆળ હતું. મ્હોટી મા પાસેથી છ રૂપિયા લઇને ખરીદ્યું હતું. આજકાલ કરતાં છ માસથી તે પંચત્વ પામ્યું છે. પંચત્વપ્રાપ્તિનો અર્થ સમજ્યા કે ? તેની સ્પ્રિંગ ભાંગી જવાથી મ્હેં તેને છુટી કરી નાખી હતી. હમણાં ઘેર સઘળાં છોકરાં એ ઘડીઆળનાં ચક્રોથી રમે છે ! છ માસથી હું હોકાયંત્ર વગરના નાવિકની માફક આ વિદ્યાર્થી જીવનમાં સફર કરૂંછું. આપની કૃપાથી એ અડચણ દૂર થઇ છે. આગે બક્ષિસ આપવાની વસ્તુ ખરીદવામાં ચાતુર્યનો ઉપયોગ કર્યો છે. હું અંતર પૂર્વક આપનો આભાર માનુછું."

આમ કહીને પોતાના વિદ્યાર્થીઓને સાથે લઇ ચંદ્રકાન્ત તેમને ભણાવવા ગયો.

થોડા સમય પછી સરોજ પણ ત્યાં આવી, તથા તેણે કહ્યું:— " આજે ઘણા દિવસે આપને જોઈ અપાર આનંદ થયો."

ચંદ્રકાન્તે શરમાઇને કહ્યું:—" ઉભયને આનંદ થયો છે. ઘેર ગયા પછી હરનિશ તમારૂં સ્મરણ થયા કરતું હતું."

"શું ખરૂં કહોછો ?"

"તદ્દન સત્ય કહુંછું. તમારા પત્રો વાંચી હું અતિ પ્રસન્ન થતો હતો. તમારા પત્રો ઉપરથી તમારા મનોહારિત્વને હું વિશેષ અનુભવી શક્યો છું."

સરોજે સ્મિત મુખે કહ્યું:—"એ વળી શું ? હું તો તદ્દન સાદી સીધી છું. મ્હારામાં એવો એક પણ ગુણ નથી."

ચંદ્રકાન્તે આવેગવશ થઇને કહ્યું:—"ગુલાબમાં સુગંધિ હોય છે કે નહિ તે ગુલાબ જાતે જાણતું નથી. તમારામાં ઉજ્વળતા છે કે નહિ તેની તમને માહિતી નથી. એ તો બ્હારનાં માણસોજ જાણી શકે."

"તમે તો એક રસિક કવિ થઇ ગયા છો! મ્હને લાગે છે કે આ બધું ઘેર જઇ આવ્યા તેનું પરિણામ છે !"

"કદાચ એમ પણ હોય; પરંતુ વસ્તુની ખરી કિંમત જ્યારે તેનો અભાવ હોય છે ત્યારેજ જાણવામાં આવે છે."

"હું આપનું કહેવું સમજી શકી નહિ."

"સમજવાની જરૂર પણ નથી. લ્યો હું હવે જઇશ."

આમ કહી ચંદ્રકાન્ત ત્યાંથી વિદાય થયો. ત્યાંથી બારોબાર તે તેના મિત્ર જયન્ત પાસે ગયો, અને તેણે તેને સઘળી હકીકત કહી સંભળાવી.

જયન્તે સઘળી હકીકત સાંભળી લઇને કહ્યું:—"ઠીક ભાઈ! ઠીક. આ તો મ્હને ત્હારા Intellectual marriage ની પહેરામણી લાગે છે ! હવે લગ્ન ક્યારે થવાનું ?"

"હજી તું તો એવોને એવો અનાડી રહ્યો." ચંદ્રકાન્તે હસીને કહ્યું.

"હું નહિ પરંતુ તું અનાડી છે. વળી હું કદાચ અનાડી હોઉં

તો thiery માં હોઈશ; પણ તું તો practical ( કાર્યતઃ ) અનાડી છે. આટલું કહ્યા છતાં ચેતતો નથી. જોજે, હજી પણ કહુંછું કે આનું પરિણામ સારૂં નહિ આવે. તું હજી પણ ચેત. તું ત્હારા આ નાદમાં નાપાસ થઈશ. અમે એક પ્રકારના પ્રેમથીજ દૂર રહીએ છીએ ત્યારે તું ત્હારા આ ત્રણ પ્રકારના પ્રેમને લઇ શું કરીશ ?"

"ત્રણ પ્રકારનો નહિ; પરંતુ બે પ્રકારનો."

"બે તો છે; પરંતુ ત્રીજા પ્રકારનો ત્હેં કહ્યો હતો તે હવે પછી થવાનો. આથી તું પરીક્ષામાં અવશ્ય નાપાસ થઇશ. Both in examination and in life ( પરીક્ષામાં અને જીવનયાત્રામાં ઉભયમાં )"

"નાપાસ કેમ થઈશ? તું જો જે કે, આથી મ્હારા અભ્યાસને સહજ પણ નુકસાન પહોંચવાનું નથી. અત્યાર સુધી પહોંચ્યું છે કે?"

"ના, હજી પહોંચ્યું નથી; પરંતુ હવે પહોંચવાનો ઘણો સંભવ છે."

"ત્હારો સંભવ તદન અસંભવ છે. તું જોજેને કે, હું પાસ થઉછું કે નહિ ?"



## પ્રકરણ ૨૨ મું.



### ડૉક્ટર અને પ્રભાવતી.

**બીજે** દિવસે લગભગ ત્રણ વાગ્યાના અરસામાં ડૉ. જી. ચક્રવર્તી પોતાની ઑફિસ રૂમમાં વર્ષાથી ભીંજાયલા કાગડાની માફક આંખો મીંચી રોગીઓનો વિચાર કરતા બેઠા હતા.

આ સ્થાને ડૉક્ટર જી. ચક્રવર્તીનો વિશેષ પરિચય આપવાની

જરૂર પડે છે. ડૉક્ટર ચક્રવર્તી મેડિકલ કૉલેજમાંથી એલ, એમ, એન્ડ એસની ઉપાધિ લઇને જ્યારે બ્હાર નીકળ્યા ત્યારે તેઓ પ્રથમ સર્વિસમાં જોડાયા. એ આજે પંદર વર્ષ ઉપરની વાત છે. પછીથી દશ વર્ષમાં અનેક ઠેકાણાંએ બદલાઇને તેમની નિમણુક અમદાવાદમાં થઈ. અમદાવાદના એ દવાખાનામાં શ્રીમતી લક્ષ્મીબાઈ નામની એક સ્ત્રી ડૉક્ટર હતી. ક્રમે ડૉક્ટર ચક્રવર્તી સાથે તેનો વિશેષ પરિચય થયો. એ પરિચય જ્યારે ઘણો વધી ગયો ત્યારે એ હકીકત ઉપરી અધિકારીઓના જાણવામાં આવી. આથી ડૉક્ટર ચક્રવર્તીને લાચારીથી નોકરી છોડી દેવી પડી. આ સમયે તેમની પત્ની પણ સ્વર્ગવાસિની થઇ.

આથી ડૉક્ટર ગૃહશૂન્ય હૃદયશૂન્ય તેમજ હસ્તશૂન્ય પણ થઈ ગયા. તેમણે મુંબાઇ આવીને એક ન્હાનો ‘ મેડિકલ હૉલ ’ સ્થાપન કરવાનો યત્ન કર્યો; પરંતુ અર્થાભાવથી તેમનો યત્ન સફળ થયો નહિ. ડૉક્ટરીના વ્યવસાયથી તેઓ જે કાંઇ કમાણી કરતા હતા તેમાંથી કોઈ પણ રીતે ઘરભાડું અને ખોરાકીખર્ચ નભતું હતું. અત્યાર સુધીમાં તેઓ પોતાની પાસે સિલ્લકમાં એક પણ પૈસો બચાવી શક્યા નહોતા. કોઇ રોગી આવતાં તેઓ સહેલાઇથી ટૂંક સમયમાં તેનો છુટકારો કરતા નહિ; કેમકે રોગીઓ પ્રત્યે તેમની ઘણી મમતા હતી. ડૉક્ટર ચક્રવર્તીના સ્નેહાલિંગનમાંથી મુક્ત થવાને માટે બિચારા રોગીને ઘણા રૂધિરનો વ્યય કરવો પડતો હતો.

ઉપર અમે જણાવી ગયા છીએ કે, લગભગ ત્રણ વાગ્યાના અરસામાં ડૉક્ટર બેઠાં બેઠાં રોગીઓ સંબંધીની ચિંતા કર્યા કરતા હતા. આ ઠેકાણે રોગીઓની ચિંતા અર્થાત્ રોગીઓ કેવી રીતે ઓછા થાય એવી ચિંતા નહિ; પરંતુ રોગીઓ ક્યારે આવે ને પોતાને બે પૈસા પ્રાપ્ત થાય એ ચિંતાજ હતી. તેમનો માત્ર એક સુખ દુઃખનો સાથી, દેશી નોકર જગો તેમની સ્હામેના ઓટલા પર સૂઇ રહીને

નાસિકાધ્વનિથી ખળભળાટ કરતો હતો. બરાબર આ સમયે એક દાસીએ આવી તેની નિદ્રાનો ભંગ કર્યો.

" મ્હને શાં માટે સતાવોછો ? થોડી વાર ઉંઘવા દેવો હતો ને ?"

આમ કહીને જગો આંખો ચોળતો ચોળતો બેઠો થયો. દાસીએ કહ્યું:–" ડૉક્ટર સાહેબને જઇને કહે કે, હમણાંને હમણાં તેઓ આવે."

ભીખાએ ડૉક્ટર પાસે જઇને કહ્યું:–" આપને વલ્લભદાસ શેઠને ત્યાંથી દાસી બોલાવવા આવી છે."

" વારૂં, હું હમણાંજ જઉં છું." કહીને ડૉક્ટર ઉઠયા, તથા દાસી સાથે વલ્લભદાસને ત્યાં ગયાં. દાસી ડૉકટરને પ્રભાવતીના શયન-મંદિરમાં લઈ ગઇ. ડૉકટરે એ ઠેકાણે પ્રવેશ કરીને જોયું કે, પ્રભાવતી શય્યામાં સૂઇ રહી છે, અને વચ્ચે વચ્ચે કેટલીક વખત વ્યથાથી " ઉંહ–ઉંહ " કર્યા કરે છે !

ડૉકટરે એક ખુરસી ઉપર બેસીને કહ્યું:–" આજે એકાએક આમ કેમ થયું ? હમણાં હમણાં તો તમારી પ્રકૃતિ પ્રથમના કરતાં સારી હતી. ઠીક છે, ભય નથી. ચિંતા કરશો નહિ. હું ઔષધ આપુંછું."

આમ કહીને ડોકટરે એક પ્રિસ્કિપ્શન લખી આપી દાસીને આપ્યું. દાસી દવા લેવા ચાલી ગઈ.

પછીથી ડોક્ટર પ્રભાવતીની નાડી પકડી થોડા સમય સુધી બેસી રહ્યા, તથા તેના મ્હોં તરફ જોઇને તેમણે કહ્યું:–" કેમ, નાડી તો વિશેષ દુર્બળ જણાતી નથી. કશો ભય રાખશો નહિ. હવે સારા nourishment ( પુષ્ટિકર આહાર ] ની જરૂર છે. વળી એકજ જગ્યાએ રાત્રિ દિવસ બેસી રહેવું ઉચિત નથી. હું તમને ગાડીમાં ફરવા લઇ જવા માટે વલ્લભદાસભાઇને કહીશ."

પ્રભાવતીનું મ્હોં એકાએક મલિન થઇ ગયું. તેણે એક નિશ્વાસ

મૂકીને કહ્યું:—“ તેમને કહેવાથી શું થશે ? મ્હારે માટે તેમને ક્યાં બિલકુલ લાગણી છે ? દીપોત્સવી ઉપર મ્હેં દેશમાં જવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી; પરંતુ મ્હારી ઇચ્છા પૂર્ણ નજ થઇ.”

આટલું બોલતાં બોલતાંમાં તો પ્રભાવતીનાં નેત્રોમાંથી બે ચાર અશ્રુબિંદુઓ સરી પડયાં. પ્રભાવતી એમ જાણતી હતી કે, તેના પતિની બેદરકારીથીજ તેની વેદના વધતી હતી. તેના પ્રત્યે વલ્લભદાસનો જોઇએ એટલો પ્રેમ નહોતો.

“ એ વાત તો તમે મ્હને ઘણા દિવસથી કહી છે. કેમ આમ થયું ? વળી વલ્લભદાસ કાંઈ કંજુસ નથી; ઉલટું ઘણી વખતે તો તેઓ હદ ઉપરાંતની ઉદારતા દર્શાવે છે. ”

“ પરંતુ એ ઉદારતા મ્હારે માટે નથી હોતી. ”

“ ઘણા અફસોસની વાત છે. મ્હારા ધારવા પ્રમાણે આ માટે તમારે સાવધાન થવાની જરૂર છે. તમારે તેમને પણ ચેતવવાની જરૂર છે. ”

“ તેઓ ક્યાં મ્હારૂં કહ્યું સાંભળે છે ? પેલે દિવસે જ્યારે તેમણે મુંબાઇના સેવાસદન માટે બસો રૂપિયા આપ્યા ત્યારે તે માટે મ્હને પૂછ્યું સુદ્ધાં નહોતું ! ”

“ શું ! બસો રૂપિયા ? દાનની પણ હદ હોવી જોઇએ. ”

આમ કહી ડૉક્ટરે ખિસ્સામાંથી રૂમાલ કાઢી પોતાનું મ્હોં લુછ્યું.

પ્રભાવતીએ પુનઃ કહ્યું:—“ વળી જુઓ, માસ્તરને પણ રૂપિયા ખરચીને એક ઘડીઆળ લઇ આપ્યું. એમ કરવાની શી જરૂર હતી ?”

“ ખરેખર ! એ હદ ઉપરાંતનીજ ઉદારતા કહેવાય ! એ સઘળો પ્રકાર બન્યો તે વખતે હું ઘણા આશ્ચર્યમાં પડી ગયો હતો. તમે એ માસ્તરને જાણે કે—વૉટર્લુનો યુદ્ધવિજયી વેલિંગ્ટન બનાવી દીધો. હા—હા—હા. ”

પ્રભાવતીએ અત્યંત દુઃખિત સ્વરે કહ્યું:–"ડૉકટર સાહેબ ! હું મ્હારા દુઃખની વાત કોને કહું ? અને કહું તો સાંભળે તેમ કોણ છે ? આવી રીતનાં નકામાં ખરચ કરવામાં આવે છે. તે માટે મ્હારી બિલકુલ સલાહ લેવામાં આવતી નથી. સરોજજ સઘળા અનર્થોનું મૂળ છે. એ જેમ કહે છે તેમ તેઓ કરે છે. સરોજની સલાહથીજ તેઓ સઘળું ખરચ કરે છે."

આટલું બોલતાં બોલતાંમાં પુનઃ પ્રભાવતીનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. ડૉકટરે સહાનુભૂતિ દર્શાવતાં કહ્યું:–"આવાં ગેરવ્યાજબી ખરચ ન થાય એવો યત્ન તમારે કરવો જોઇએ. તમારા બે પુત્રો અને એક કન્યા છે. ઇશ્વરેચ્છાથી કદાચ બીજાં સંતાનો પણ થશે. એ બાળબચ્ચાંનાં ભવિષ્યની તમે ચિંતા કરતાં નથી કે શું ? મ્હેં એમ સાંભળ્યું છે કે, આ મકાન તમારા નામ પર છે ?"

"હા, આ મકાન મ્હારાજ નામ પર છે."

"એ ઠીક કર્યું છે. વળી દર મહિને તમને થોડી ઘણી રકમ હાથ ખરચ માટે મળતી નથી ?"

"એ રકમ નજીવી હોય છે. જે માત્ર દશ હજાર રૂપિયાનો વીમો ઉતરાવેલો છે તેજ મ્હારો આધાર છે."

"માત્ર દશ હજાર રૂપિયાનોજ વીમો ? દશ હજાર રૂપિયાનો શો હિસાબ ! કન્યાનો વિવાહ કરવામાંજ ચાર પાંચ હજાર રૂપિયા ખરચાઇ જશે. વળી જો એકાદ પુત્રને વિલાયત વિદ્યાભ્યાસ કરવા મોકલશો તો તેનું ખરચ શામાંથી નિભાવશો ? માટે મ્હારી સલાહ પ્રમાણે તમારે બીજા દશ હજાર રૂપિયાની જોગવાઇ કરી રાખવાની જરૂર છે.

"પણ એ કેવી રીતે બને ? તેઓ મ્હારૂં કહ્યું સાંભળે ત્યારે ને ? હું તો જાણે ઘરમાં કોઇ નથી."

" દશહજારને બદલે વીસહજાર રૂપિયાનો વીમો કરી નખાવો તો પછી કશી ફીકર રહે નહિ. આવી બાબતોમાં શરમ રાખવાથી ભવિષ્યમાં પુષ્કળ પશ્ચાત્તાપ કરવો પડે છે. પેટમાં ભૂખ હોય અને શરમ રાખવા જઇએ તે ચાલે કે? વળી હમણાં સરોજ તરફ તેમનો એટલો બધો સ્નેહ જણાય છે કે તમારાં કરતાં તે ભવિષ્યમાં વિશેષ લાભ મેળવી શકશે. "

આ સમયે દાસી ઔષધ લઇ આવી. ડૉક્ટર ચક્રવર્તીએ દવાનો એક ભાગ ગ્લાસમાં રેડી પ્રભાવતીના હાથમાં આપ્યો. દવા પી, મ્હોં વિકૃત કરી પ્રભાવતીએ કહ્યું:–" ઘણું કડવું છે. હું આ ઔષધ ફરીથી પી શકીશ નહિ."

" મ્હોં બગડતું હોય તો ઉપર એક લીંબુ કાપીને ચુસી જાઓ. ત્રણ કલાક પછી દવાનો બીજો ભાગ પીજો. ખોરાક પણ વિશેષ લેજો. દૂધ પીવાનો અભ્યાસ વધારે રાખજો. હું પાછો કાલે સહવારે આવીશ."

આમ કહી હૅટ અને લાકડી લઇ ડૉક્ટર ચક્રવર્તી ચાલ્યા ગયા.



## પ્રકરણ ૨૭ મું.

## ડિનર પાર્ટી.

મુંબાઇમાં ગિરગામ બૅકરોડ પર આવેલા white–villa માં રહેતા જીવરાજ શેઠનું પાઠકોને સ્મરણ છે કે? એમના ન્હાના ભાઈ મિ૦ હંસરાજ વિલાયતમાં પરીક્ષા આપવા ગયા હતા, તથા તેમના સંબંધી પૂર્વે જે વાર્તાલાપ થઈ હતી તે પાઠકોને યાદ છે કે? આજે white–villa આનંદોત્સવથી પરિપૂર્ણ છે. હમણાંજ મિ૦ હંસરાજ ઉર્ફે એચ૦ રાજા બૅરિસ્ટર થઇને વિલાયતથી પાછા ફર્યા છે. આજે

તેમના સંમાનાર્થે એક ડિનર પાર્ટી છે.

મિ૦ રાજા મુંબાઇમાં એક જાણીતા અર્થાત્ પ્રખ્યાત માણસ છે. અહિંના સમાજમાં તેમની ઓળખાણ વધારે છે. સઘળાં પરિચિત માણસોને ડિનર પાર્ટીનું નિમંત્રણ કરવામાં આવ્યું છે. હજી સાંજના સાત વાગ્યા નથી તો પણ ઉપરા ઉપરી ગાડીઓ આવતી જોવામાં આવે છે. એમાં કેટલાક સ્વદેશી સાહેબો* પણ છે. શીતળ મંદ મંદ વાયુ વાય છે. આકાશમાં એક બે તારકો ઉગ્યા છે. ચૌદશની રાત્રિ છે. 'વ્હાઇટ—વીલા' માં આજે અસંખ્ય તેજસ્વી દીપકો સળગી રહ્યા છે. સઘળું ફરનીચર ઝાડી ઝુડીને સાફ કરેલું જોવામાં આવે છે. જ્યાં ત્યાં કોચ, આરામખુરસી તથા સ્પ્રિંગવાળી ખુરસીઓ જોવામાં આવે છે. તે સિવાય એસેન્સ, સિગાર, સિગારેટસ વગેરેની સુવાસ હોલમાં પ્રસરી રહી છે. ભીંત ઉપરના સોનેરી ફ્રેમથી મઢેલા આયનાઓમાં દીપકની પ્રતિછાયા પડે છે. વળી એ દીપકોનો પ્રકાશ વિવિધ સુંદરીઓનાં સુંદર વસ્ત્રો, અને મૃદુઉજ્વળ વર્ણ ઉપર પડી તેમના અંગના લાવણ્યને વધારે છે. સુંદરીઓના કાનનાં એરીંગ, કંઠના હાર, હાથના બ્રેસલેટ, અધરના હાસ્ય અને નેત્રના કટાક્ષને દીપકોનો પ્રકાશ સતેજ કરી કોઇ યુવકનાં નેત્રોને ભેદી તેના અંતરમાં પ્રવેશ કરી તેના પ્રાણને વ્યાકુળ કરે છે.

પાશ્ચાત્ય સમાજમાં ઇવનીંગ પાર્ટી, ગાર્ડનપાર્ટી, ડિનરપાર્ટી, એટ-હોમ વગેરે સામાજિક સંમેલનનો અધિષ્ઠાતા કંદર્પદેવ છે. તેના પુરોહિત માણસો તો ગૃહિણી યુવક અને યુવતી શરીરનો ઠાઠમાઠ રૂપસૌન્દર્ય—એ તો જાણે પૂજાનું પુષ્પચંદન ફુલ ન હોય તો ચલાવી

* સાહેબ શબ્દ ઘણો વ્યાપક છે. એ શબ્દના ઘણા અર્થ થાય છે. સ્વદેશી સાહેબ પણ બે પ્રકારના છે. એક ગોવાનીઝ, નેટિવ ક્રિશ્ચિયન વગેરે અને બીજા આપણા દેશીઓ જેઓ હેટ કોટ પહેરી સજ્જ થાય છે તે.

લેવાય. ફુલના અભાવે અનેક સમયે ચંદનચર્ચિત બિલ્વદલદ્વારા દેવપૂજા થઈ શકે. આવે સમયે બેન્ક ચેક પણ પૂજાના ઉપકરણમાં આવી જાય છે. આ પ્રેમના બાજારમાં હૃદય નામની એક વસ્તુની આપ લે થાય છે. અહિં જેવી રીતે કેટલાંક ભાંગેલાં હૃદય સંધાય છે તેજ પ્રમાણે કેટલાંક સંધાયલાં હૃદય તૂટી જાય છે. આ પાર્ટી ત્યાં સમાજના રીતરિવાજને ઉપયોગી છે. તેમાં કેટલાક ફાયદા સુદ્ધાં છે.

આપણા મિ૦ રાજાને આ પાર્ટી આપવાની ખાસ કશી મતલબ નથી. તેમને પોતાનાં છૈયાં છોકરાં પરણાવવાનાં નથી. વળી હંસરાજ પણ વિલાયતથી હમણાંજ પાછો ફરેલો હોવાથી તેના લગ્નની પણ કાંઈ ઉતાવળ નથી. મિ૦ જીવરાજનો હેતુ માત્ર પોતાના ન્હાના ભાઇને અહિંના સમાજથી પરિચિત કરવાનો છે. આજ હેતુથી પાર્ટી કરવામાં આવી છે.

અનેક મિસ્ટર અને મિસિસો તેમજ કુમારિકાઓ આવી પહોંચી છે. કોઈ વકીલ પોતાના કુટુંબ સાથે આવ્યો છે તો કોઈ બૅરિસ્ટરની મિસિસ પોતાની કુમારિકા કન્યાને લઇને આવી છે. મિ૦ જે. કે. જોશીની ગૃહિણી શ્રીમતી રમાબાઈ પણ કન્યાસહ હાજર છે. તેણે નિમંત્રણપત્ર મળતાંજ એમ વિચાર્યું હતું કે, આજે સારો સુયોગ છે. કોઈ ઠેકાણે છોકરીનું ચોકઠું બેસી જશે ! આમ છતાં બ્રહ્માએ છોકરીને રૂપરંગ અર્પણ કરવામાં કંજુસાઇ કરી છે. જે બીબામાં નાખીને તેમણે તેનું નાક ઘડયું છે. તે બીબું પણ જરા ચીમટું હશે. ભવાં તો જાણે છેજ નહિ. આમ છતાં હરકત જેવું નથી; કેમકે કન્યાના ઉમ્મીદવાર માટે પાંચ હજાર રૂપિયાની નોટ મિ૦ જોશીએ જુદી કાંઢી છે. વકીલાતના ધંધામાં તેઓ સારી રકમ કમાય છે; પરંતુ આજકાલ કરતાં ત્રણ વર્ષથી કોઈ વિલાયત જઈ આવેલો સારો યુવક તેમની કન્યાની મોહજાળમાં સપડાતો નથી.

મિ૦ હંસરાજ જો કે હમણાંજ વિલાયતથી પાછો ફર્યો છે, અને બૅરિસ્ટરીમાં તેણે કાંઈ વિશેષ કરી બતાવ્યું નથી; તો પણ તે અધિક આદરણીય છે. આથી આ સુયોગને વ્યર્થ નહિ જવા દેવાનો મિસિસ બાઇએ નિશ્ચય કર્યો છે.

રમાસ વિલ્સુ, મિસ મેંના, મિસ લીલા વગેરે પણ પોતાનાં વડિલો સાથે આવેલી છે. એક બે પારસી ગૃહસ્થો તેમજ બાનુઓ પણ જોવામાં આવે છે. આ બંગલામાં નિમંત્રણ પર આવેલાં વૃદ્ધ, વૃદ્ધા, પ્રૌઢ, પ્રૌઢા, યુવક, યુવતી, બાળક, બાળિકા ચક્રની માફક ફરતાં જોવામાં આવે છે. પ્રાકૃતિક નિર્વાચન (Natural selection) તો સ્વભાવનો અપરિહાર્ય ધર્મ છે. આ સ્થાને પણ આ નિયમને વશ થઇને, નિમંત્રણ પર આવેલાં માણસો જૂદા જૂદા મંડળમાં મળીને વાતચિત, આનંદ—વિનોદ અને આમોદ પ્રમોદ કરે છે.

પ્રૌઢાઓનું નેત્રીત્વ મિસિસ યશોદા પાસે છે. તે સ્વર્ગસ્થ નવકુમાર પારેખની વિધવા પત્ની છે. તેની ઉમ્મર લગભગ પચાસ વર્ષની છે, છતાં હજી સુધી સઘળા વાળ કાળા છે. શરીર શીર્ણ છે. ગાલ બેસી ગયા છે. આંખો ઉંડી ઉતરી ગઈ છે. આ બધું ઢાંકી દેવાને માટે તે ઘણીજ ટાપટીપથી પોષાક પહેરે છે. જે મજલિસમાં આ બાનુ સાહેબાની હાજરી હોય ત્યાં અન્યને બોલવાનું ભાગ્યેજ મળે છે. માટે ગૃહિણી એમના તરફ સહજ વિરકત રહે છે. હમણાં તે મિસિસ ધનબાઇ વગેરે સાથે વાતચિત કરે છે. ગૃહિણી મિસિસ ચંદ્રમુખી રાજા સૌની અભ્યર્થના કરતી આમ તેમ ફરે છે. તેમને જોઇ મિસિસ રાધાબાઇ બોલી:—“ તું તો જાણે છેને કે એમને માટે [ પારેખને માટે ] મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલે શું કહ્યું છે ? સર્જરીમાં એમના જેવો નિપુણ ડાંકટર બીજો કોઇ થયોજ નથી તેમ થશે પણ નહિ. વિલાયતમાં પણ એમના જેવા થોડાજ હોય છે. ”

આમ કહીને તે ચંદ્રમુખીના મ્હોં સ્હામું જોઇ રહી. ચંદ્રમુખીએ નમ્ર સ્વરે કહ્યું:-"હાસ્તો, ખરી વાત છે. ડૉકટર પારેખ ઘણી વખત અહિં આવીને એમ કહી ગયા છે."

મિસિસ પારેખે પ્રસન્ન થઈને કહ્યું:-" પરંતુ તેઓ પ્રથમ મ્હારા પિતા પાસે રહીને શિખ્યા હતા. પછીથી ધીમે ધીમે ચઢતી થઈ, અને એમણેજ તેમને વિલાયત એમ. ડી. થવાને મોકલ્યા. પછી શું પૂછવું ? અહિં આવ્યા પછી એવી સારી પ્રેકિટસ ચાલવા લાગી કે ન પૂછો વાત ! મ્હોટા રાજા મહારાજાઓના કેસ તેમની પાસે આવતા. ગવર્નર સાથે પણ તેમને સારી પિછાન હતી."

મિસિસ ભાગિરથી ક્યારનીય બોલું બોલું કરી રહી હતી; પરંતુ તેને બોલવાનો પ્રસંગ મળતો નહોતો. આ સમયે તક મળતાં તેણે કહ્યું:-" તમારા પિતા રાવબહાદુર હતા, કેમ ?"

"ના તેઓ રાવબહાદુર નહોતા; પરંતુ ગવર્નરને કહી તેમણે ઘણાને રાવબહાદુરનાં ખિતાબ અપાવ્યા હતા !"

આ ઉત્તર સાંભળી ભાગિરથી ચૂપ થઇ ગઇ. તે ત્યાંથી ઉઠી પોતાના પતિ પાસે જવા લાગી. ચંદ્રમુખી તેને ઉભી રાખવાને દોડી. મિસિસ રાધા ખડખડાટ હસી અને સમાન વયની સ્ત્રીઓમાં તે નિષ્કંટક રાજ્ય ચલાવવા લાગી.

બીજી તરફ પુરૂષમંડળમાં ગૃહસ્વામી મિ૦ જીવરાજ કેટલાક મિત્રોની સાથે વાતચિત કરતા બેઠા હતા. ત્યાં મિસિસ ભાગિરથી પોતાના પતિ પાસે જઇને બેઠી. એટલામાં અહિં આપણા પૂર્વપરિચિત મિ૦ વલ્લભદાસ, તેમની પત્ની પ્રભાવતી, સરોજ અને ચમન મોહન સાથે આવી પહોંચ્યા. મિ૦ રાજાએ તેમનો યોગ્ય આદર સત્કાર કર્યો. મિ૦ વલ્લભદાસને જોઈ પ્રોફેસર દીવાને કહ્યું:-" આપની અત્રે મુલાકાત થયાથી અતિ આનંદ થયો. આપેજ ઇસ્ટ એન્ડ વેસ્ટમાં ( East

and west) "The influence of western culture on eastern mind." નામનો લેખ લખ્યો છે, કેમ? લેખ ઘણો ઉત્તમ છે."

મિ૦ જીવરાજઃ–એ તો શું છે; એનાથી પણ બીજા અનેક ઉત્તમ લેખો એમણે લખ્યા છે. તેઓ વિદ્વાન્ લેખક છે, એ તમે જાણતા નથી કે શું? I must really congratulate you Mr. Vallabhdas, on your masterly style and thoughtful writing. (હું આપને આપની ઉત્તમ રચનાશૈલી અને વિચારશીલ લેખને માટે અભિનન્દન આપું છું.)

વલ્લભદાસે સહજ શરમાઇને ઉત્તર આપ્યોઃ–"આપ મ્હારા લેખનું ગૌરવ વધારો છો એ અતિ આનંદની વાત છે; પરંતુ મ્હારા દર્શાવેલા મત સાથે આપ સંમત થતા હશો કે નહિ તેની મ્હને ખબર નથી."

મિ૦ રમણભાઇએ પૂછયુંઃ–"એમાં શું લખ્યું છે?"

પ્રોફેસર દીવાને કહ્યુંઃ–"એમનું કહેવું એવું છે કે, Western culture (પાશ્ચાત્ય સંસ્કાર) બેશક ઉમદા વસ્તુ છે; પણ તેને આપણે જુના culture ની સાથે મેળવી assimilate રગેરગમાં ઉતારવું જોઇએ. મ્હને એ વાત યથાર્થ લાગે છે."

"એમ કદિ બને ખરૂં? New wine in an old bottle. (જુના શીશામાં નવું મદ્ય) એમાં શીશો તો એમનો એમ રહે છે, તે ભાંગવો જોઇએ."

"એ ભાંગવાની શી જરૂર છે! આપણે જો Western culture (પાશ્ચાત્ય સંસ્કાર) ના spirit (સાર)ને ગ્રહણ કરીએ અને old foundation (જુના પાયા)ને અનુકૂળ કરી લઇએ તો પછી શું?"

"એ Old foundation ( જુનો પાયો ) ઘણો જરાજીર્ણ થયો છે; તે હવે કશાથી રહેવાનો નથી."

આ સમયે વલ્લભદાસે કહ્યું:—"હું એ માનતો નથી. એ foundation ( પાયો ) ઘણો મજબુત છે. આજ સુધીમાં તેના પર થઇને અનેક પરિવર્તનોના પ્રવાહ વહી ગયા છે; છતાં તે પૂર્વના જેવોજ રહ્યો છે. કાળના પ્રવાહથી તેનો નાશ થયો નથી, તેજ તેની દઢતાની સાબિતી છે. તે પોતાનું અસ્તિત્વ કાયમ રાખી સમયે સમયે સમયાનુકૂળ ભાવ ધારણ કરે છે."

મિ૦ રાજાએ પૂછયું:—"પરંતુ તેનું સ્વતંત્ર અસ્તિત્વ કાયમ રાખવાની જરૂર છે કે?"

"જરૂર છેજ. પૃથિવી પરની દરેક જાતિમાં એક પ્રકારનું સ્વતંત્ર અસ્તિત્વ છે, અને તે હોવુંજ જોઇએ. સ્વતંત્રતા સૃષ્ટિવિકાસની એક સ્વતઃ-સિદ્ધ સ્થિતિ છે. પૃથક્ પૃથક્ અસ્તિત્વના વિકાસનું નામજ સૃષ્ટિ. હવે પૃથક્ અસ્તિત્વનો નાશ થતાં એકત્વ તરફ જવું એનું નામ પ્રલય."

પ્રૉફેસર દીવાન:—મ્હારો પણ બરાબર એવોજ વિચાર છે. જુઓને, યૂરોપમાંજ જૂદી જૂદી જાતિ પોતાનું અસ્તિત્વ કાયમ રાખવાને માટે કેટલી માથાકૂટ કરે છે?

રમણભાઈ:—તેમના સ્વતંત્ર અસ્તિત્વનો અર્થ જૂદોજ છે. તેમનું કહેવું રાજનૈતિક સ્વવશતાને લઇને છે; તમે જે અર્થમાં કરો છો તેમાં નહિ.

પ્રૉફેસર દીવાન:—કહોને કે, વિદેશી રાષ્ટ્રના લોકો સમાજતઃ એક હોઈ રાજનૈતિક સ્વવશતાદ્વારા તેમના સ્વાતંત્ર્યનું રક્ષણ કરે છે. આપણે ત્યાં એવું નથી. માટે જો આપણે વિજેતા જાતિની સાથે એક થઇ જઇએ તો આપણું અસ્તિત્વ નષ્ટ થઇ જાય એમાં શો શક?

રમણભાઈ:—ના, એમ નથી. આપણે જો તેમની સાથે એક થઇ જઇએ તો તેઓ આપણને પોતાનામાંનાજ ગણશે. એ માટે શો સંદેહ છે ?

પ્રૉફેસર દીવાન:—કદાપિ નહિ, સ્વપ્ને પણ એવી આશા રાખશો નહિ.

વલ્લભદાસ:—ખરૂં છે. એવુંજ સમજાવવાનો મ્હેં મ્હારા એ લેખમાં પ્રયત્ન કર્યો છે. આટલાજ કારણને માટે આપણે આપણી સામાજિક સ્વતંત્રતાનું રક્ષણ કરવાની જરૂર છે. સામાજિક સ્વતંત્રતાના રક્ષણથી ભવિષ્યમાં આપણી ઉન્નતિ થાય એવી આશા રહે છે.

મિ૦ રાજા:—તમે ખરૂં કહો છો; પરંતુ તેમ થવું સંભવિત નથી. Who can go against the current of time ? ( કાળના પ્રવાહથી વિરૂદ્ધ કોણ જઈ શકે ? )

વલ્લભદાસ:—આપનું કહેવું હું માન્ય કરી શકતો નથી. મ્હારી માન્યતા તેથી ઉલટી છે. જ્યારે મુસલમાન સભ્યતાનો પ્રવાહ આપણા સમાજ ઉપર વહેવા લાગ્યો ત્યારે પણ એમ થયું નથી. એ પ્રવાહના અનેક પ્રતિકૂળ આઘાતોને સહન કરીને હિંદુ સમાજ સ્થિતિસ્થાપકતાના ગુણને લીધે પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ સાચવી શક્યો છે. તો તેમ હમણાં થવું અસંભવિત નથી. ઈંગ્રેજી અમલમાં સામાજિક અત્યાચાર નથી. જો કે ધીમે ધીમે આ પ્રવાહનો પ્રતિરોધ કરવાને જે માનસિક બળની જરૂર છે તે બળ આપણે ગૂમાવીએ છીએ. ”

સરોજ આ સઘળી ચર્ચા લક્ષ્યપૂર્વક સાંભળતી હતી. એટલામાં ચંદ્રમુખીએ ત્યાં આવીને કહ્યું:—“ અહો સરોજ ! તું અહિં બેઠી બેઠી શું કરે છે ? આ તર્કના સાગરમાં ત્હારે શા માટે ડૂબવું જોઇએ ? ચાલ ઉઠ, મ્હારી સાથે ચાલ, હું તને સૌની સાથે પરિચિત કરાવું. ”

આમ કહીને ચંદ્રમુખી સરોજને જ્યાં યુવક યુવતીઓ બેઠાં હતાં ત્યાં લઇ ગઈ.

મિ० હંસરાજ રાજાએ અત્યાર સુધીમાં સૌથી પરિચિત થઇને આ યુવતી મંડળમાં અધિષ્ઠાન કર્યું હતું. આ ઠેકાણાની અધિષ્ઠાત્રી મિસ લજ્જાવતી બી. એ. હતી. આ વર્ષે બી. એ. ની પરીક્ષા પાસ કરી તે અહિંની એક હાઇસ્કૂલમાં આસિસ્ટન્ટ શિક્ષક છે. તે દેખાવમાં સુંદર, ગાયન વાદનમાં કુશળ છે, ભરવા ગુંથવામાં હોશિયાર અને ચિત્ર-વિદ્યામાં નિપુણ હોઈ સુંદર કવિતા પણ લખી શકે છે. આ સિવાય તેનામાં બીજા પણ અનેક ગુણ છે. આથીજ યુવતીમંડળમાં તેની સત્તા વિશેષ ચાલે છે.

મિ० હંસરાજની સાથે તેની આજે પ્રથમ મુલાકાત હોવા છતાં બન્ને વચ્ચે ઘણો સંબંધ થઇ ગયેલો જણાય છે. મિ० હંસરાજ પણ કાંઈ કમ નહોતો. દેખાવમાં સુંદર. ચ્હેરો ગૌર, તથા મુખનો ઘાટ કાંઇક અંશે પ્રાચીન ગ્રીક લોકોને મળતો આવે છે. તે વાક્યવિન્યાસમાં નિપુણ હોવાથી તેના મિત્રો તેને Apollo ( એપોલો ) કહીને બોલાવતા હતા. તે મિસ લજ્જાવતી, મિસ લીલા, મિસ કિશોરી વગેરેને પોતાની વિલાયતી વાતોથી રીઝવે છે. તે કહે છે કે, “ એક દિવસે વિલાયતમાં ડચેસ આફ નાઇટીંગ્ટનને ત્યાં બૉલ હતો. ત્યાં મ્હને આમંત્રણ થયું હતું. ત્યાં અર્લ ઑફ વ્હાઇટ બેડની કન્યા ઇલિયટ સાથે હું નાચ્યો હતો, તથા એક ગુજરાતી ગાયન ગાઇ વગાડી મ્હેં સૌને આનંદિત કર્યાં હતાં. જ્યારે હું લૉર્ડ વ્હાઇટ બેડના મ્હોટા પુત્ર સાથે હાઈડપાર્કમાં ફરવા જતો, ત્યારે ઘણાં માણસો મ્હારા તરફ ટગર ટગર જોઇ રહેતાં હતાં. ”

હંસરાજના આવા ગપાટા સાંભળી મિસ લજ્જાવતીને એમ લાગ્યું કે, ભાઇસાહેબ મીઠું મરચું ભભરાવીને ફેંકયેજ જાય છે; તેથી તેને ચૂપ તો કરવોજ જોઇએ. આવો વિચાર કરી તેણે પૂછ્યું:–“ મિ० રાજા ! તમે વિલાયતમાં ઘણા પ્રતિષ્ઠિત માણસોને ત્યાં જતા આવતા

હતા એ ખરૂં છે; પણ તમારી આ ડચેસ ઑફ નાઇટીંગ્ટન તે ખરેખરી અસલ કે નકલ?"

હંસરાજે સહજ પણ વિચારમાં પડયા સિવાય કહ્યું:-"ગમે તેમ સમજો. જુઓ, આજકાલ અસલ કરતાં નકલ સારી લાગે છે!" આમ કહીને તેણે મિસ ભારતીના તરફ એક વ્યંગસૂચક દ્રષ્ટિપાત ફેંકયો. એનો ઉત્તર સાંભળી ઘણાંને હસવું આવ્યું. એટલામાં ચંદ્રમુખીએ ત્યાં આવી પહોંચીને કહ્યું:-"દિયરજી! નિમંત્રણ પર આવેલા અતિથિઓને તમે કયારે મળશો? અહિં ને અહિં બેસી રહી વાતોજ કર્યા કરશો કે શું? આ અમારા વલ્લભદાસની ભગિની સરોજ કયારનીય પણે બેસી રહી હતી. હમણાં એ મેટ્રિક કલાસમાં છે. (સરોજ તરફ જોઇને) સરોજ! આ મ્હારા દિયર. મિ૦ હંસરાજ!"

હંસરાજે ઉભા થઇ સરોજની સાથે સેકહેન્ડ કરી. પછી તેણે કહ્યું:-"By jove, ભાભી! અહિં કોણ જાણે કે શું એક પ્રકારનું ચુમ્બક આકર્ષણ (Magnetic attraction) છે; તેથીજ હું અહિંથી ખસી શકતો નથી. I am simply chained to the spot!. (હું અહિં શૃંખલાબદ્ધ થઈ પડયો છું.) (સરોજ તરફ જોઇને) તમે ત્યાં wall-flower (અનાદૃત કુસુમ કે જે દિવાલ ઉપર ચોંટી રહેવાથીજ શોભા પામે છે) ની માફક શા માટે બેસી રહ્યાં હતાં? અહિં આવતાં કશો ભય કે સંકોચ લાગતો હતો?"

આમ કહીને હંસરાજે પુનઃ મિસ લજ્જાવતીના મ્હોં તરફ જોયું. તે શરમાઈ ગઈ. મિસિસ રાધાબાઈ પોતાની કન્યા ત્યાં આવે તો ઠીક એમ ઈચ્છતી હતી. તે બિચારી આજુબાજુમાં આંટા મારતી હતી. આ સ્થાને આવવાની તેની હિમ્મત ચાલતી નહોતી. તેની આવી બીરૂતા જોઇને તેની માતાએ તેના પ્રત્યે એક રોષપૂર્ણ દ્દષ્ટિપાત ફેંકયો. આ સમયે સરોજની સાથે તે ત્યાં આવી સૌની સાથે પરિચિત થઇ.

મિસ લજ્જાવતીની દુરાવસ્થા જોઇ હંસરાજના મનમાં થોડો પશ્ચાત્તાપ થયો; તેથી તેણે કહ્યું:—“ મિસ લજ્જાવતી ! આમ ચુપકીદી ધારણ કરીને બેસી રહેશો તો નહિ ચાલે. હું આપનું એક ગાન સાંભળવાની ઈચ્છા રાખું છું. આપ ઘણું સારૂં ગાઇ શકો છોને ? ”

લજ્જાવતી:—મ્હારો કંઠ આજે બેસી ગયેલો છે.

હંસરાજ:—ત્યારે તમે વગાડો.

લજ્જાવતી:—નાજી, તમે વિલાયતમાં શીખીને આવ્યા છો માટે તમેજ વગાડો, હું સાંભળીશ.

આ સમયે રાધાબાઇની પુત્રીએ હિંમતથી કહ્યું:—“ આપે ડચેસ ઑફ નાઈટીંગ્ટનને ત્યાં વગાડી હતી તેજ ચીજ વગાડોને. ”

લજ્જાવતી:—જા જા, તું પણ ગાંડી થઈ ગયેલી જણાય છે. તું જો ડચેસ ઑફ નાઈટીંગ્ટન હોત યા તો લેડી વ્હાઇટ બેડ હોત તો તેઓ હંસરાજ બનીને વગાડત !

આ ટચકાનો ઉત્તર નહિ આપતાં હંસરાજ પિયાના પર જઈ બેઠો, તથા તેણે એક ગત વગાડવા માંડી. વારંવાર કહેવામાં આવ્યા છતાં મિસ લજ્જાવતીએ ગાવાની નાજ પાડી. અંતે તેણે સરોજને ગાવાનું કહ્યું. સરોજના ગાલ પર શરમના શેરડા પડયા. તે શરમાઈ ગઈ. આવી મ્હોટી પાર્ટીમાં તેણે કદાપિ ગાયું નહોતું. તે થોડા સમય સુધી નીચું જોઈ રહી. પુનઃ તેને ગાવાનું સૂચવવામાં આવ્યું. છેવટે શિષ્ટાચારને વશ થઈ તેણે નીચેનું સંગીત ગાવા માંડયું:—

“ સુંદર મનરંજન તમે નંદન કુલહાર;
તમે અનંત નવવસન્ત અંતર આધાર. ૧
નીલ અમ્બર ચુમ્બનનવ, ચરણે ધરણી મુગ્ધ નિયત;
અંચલ ધરી સંગીત શું ગુંજતી આ વાર. ૨
ઝગઝગે શાં ઇન્દુકિરણ, મઘમઘે શું પુષ્પગંધ;
અહો રસિક હૃદય કુલનો વંદન ઉપહાર. ૩ ”

સરોજનો કંઠ ઘણો મધુર હતો. સંગીત ઘણું સારૂં જામ્યું. એ હૉલમાંનાં સઘળાં માણસો ત્યાં આગળ આવી એકત્ર થઇ ગયાં, તથા ગાન પૂર્ણ થતાંજ સૌએ સરોજના સંગીતની મુક્તકંઠે પ્રશંસા કરી.

ત્યાર પછી ડિનરનો ઘંટ વાગ્યો. હંસરાજ સરોજનો હાથ પકડી તેને ડિનરની જગ્યામાં લઈ ગયો. આથી લજ્જાવતી, લીલા, મયના વગેરે સુંદરીઓએ સરોજ તરફ વિષદગ્ધ કટાક્ષ ફેંકવા માંડયાં.

નીચે કમ્પાઉન્ડમાં જૂદાં જૂદાં ટેબલો ગોઠવેલાં હતાં. તેના પર સફેદ ચાદરો પાથરેલી હતી. કાચની રકાબીઓમાં ખાદ્યપદાર્થો હતાં. કાંઇ પૂરેપૂરૂં ડિનર નહોતું. મેવો, મિઠાઈ, ભજીઆં, સેવ, દાળ વગેરે હતું. આઇસક્રિમની પ્લેટો પણ તૈયાર હતી. આ સિવાય પીવાને માટે પણ, સોડા, આઇસ–લેમન, રાસ્પબેરી, જીન્જર એઇલ, જીન્જર કાફી, ચ્હા વગેરે તૈયાર હતું. સૌ આવીને યથાસ્થાને ગોઠવાવા લાગ્યાં. યથેચ્છ ઉપહાર લઈ, ગૃહસ્વામી, તેમનાં પત્ની તથા હંસરાજને પ્રીતિ સંભાષણથી સેંકડો ધન્યવાદ આપી લગભગ અગીઆર વાગ્યે સૌ વિદાય થઇ ગયાં અને ડિનર પાર્ટી પૂરી થઈ !

# પ્રકરણ ૨૮ મું.

## પ્રવાહ પલટાયો.

મિ૦ રાજાના મકાનમાં ડિનર પાર્ટી હતી તેને બીજે દિવસે સંધ્યા સમયે ચંદ્રકાન્ત વલ્લભદાસને ત્યાં ગયો. ચંદ્રકાન્તની પરીક્ષાને હવે માત્ર બે મહિનાજ બાકી છે. પરીક્ષાને માટે તે તનતોડ મહેનત કરે છે. વલ્લભદાસે પણ તેને રોજ ભણાવવા આવવાની ના કહી છે. અઠવાડીઆમાં માત્ર બે ત્રણ વખત આવી જવાનું સૂચવ્યું છે; પરંતુ આ વાત ચંદ્રકાન્તને ગળે ઉતરી નહિ. અફિણીને જેવી રીતે

અફિણ ખાધા સિવાય ચેન પડતું નથી તેવીજ રીતે જો સંધ્યા સમયે ચંદ્રકાન્ત વલ્લભદાસને ત્યાં જતો નથી તો તેને ચેન પડતું નથી. હવે દિવસમાં એક વખત સરોજને જોયા સિવાય તે રહી શકતો નથી. તેથીજ વલ્લભદાસનો નિષેધ હોવા છતાં તે તેમને ત્યાં જાય છે. છતાં ખુલ્લી રીતે આ બાબતનો તે વલ્લભદાસની સાથે પ્રતિવાદ કરી શકતો નથી. " હું મ્હારા અભ્યાસની અનુકૂળતા માટે તેમણે ના કહ્યા છતાં તેમને ત્યાં રોજ જઉં છું તેથી તેઓ શું ધારશે ? " એવો વિચાર પણ તેને કેટલીક વખતે થઇ આવે છે.

આજે ચંદ્રકાન્તે એવો વિચાર કર્યો છે કે, આજે અકસ્માત મ્હારૂં દર્શન થવાથી સરોજ ચમકી ઉઠશે. સરોજને ચમકાવવામાં ચંદ્રકાન્તનો એક હેતુ પણ હતો; કેમ કે તેમ કરવાથી તે ખુસી થાય તેમ હતું. થોડા સમય ઉપર ચંદ્રકાન્તના કહેવાથી સરોજે શેલીના " Sky-lark "નું અનુકરણ કરીને 'કોકિલ' નામની એક કવિતા લખી હતી. ચંદ્રકાન્તે એ કવિતા એક માસિકના તંત્રી ઉપર મોકલી આપી હતી. એ માસ સુધી તે એડિટરની આફિસમાં અપ્રસિદ્ધ પડી રહી હતી. એક બે વખત ચંદ્રકાન્તે માસિકમાં જોયું; પરંતુ કવિતા છપાઇ આવેલી તેણે જોઈ નહિ. અંતે એક દિવસે તેણે એ માસિકની આફિસમાં જઇને તપાસ કરી તો તેને માલૂમ પડયું કે, માત્ર માસના અંકમાં તે છપાઈ ગઇ છે. ચંદ્રકાન્તે એ અંકની છુટક નકલ ખરીદ કરી. તેને અપાર આનંદ થયો. અંક લઇને તે સરોજને બતાવી તેને આશ્ચર્યચકિત બનાવવાના હેતુથી તે બારોબાર વલ્લભદાસના મકાન તરફ જવા લાગ્યો.

ઘરમાં પ્રવેશ કરતાં બ્હાર એક બ્રુમ ઉભી રહેલી તેના જોવામાં આવી. ચંદ્રકાન્ત ગભરાયો. ગાડી તો ડાકટર રાવની ગાડી જેવી હતી. તેને એમ લાગ્યું કે, કદાચ સરોજ તો બિમાર નહિ થઇ ગઇ હોય ? આવો વિચાર આવતાંજ ચંદ્રકાન્તનું હૃદય કંપી ઉઠયું. તે એકદમ

મકાનમાં પેઠો; પરંતુ અંદર જતાંજ તેની સઘળી આશંકા દૂર થઇ ગઈ; કેમકે મકાનમાં એક જણુ હારમોનિયમ વગાડતું હતું, અને એક જણુ ગાતું હતું.

ચંદ્રકાન્ત ધીમે ધીમે બેઠકખાનામાં ગયો. બેઠકખાનામાં બીજું કોઈ નહોતું. માત્ર સરોજ અને કાળા રંગનો સાહેબી પોષાક પહેરેલો એક સુંદર યુવક ત્યાં હતાં. યુવક વગાડતો હતો અને સરોજ તેના મ્હોં તરફ જોઈ રહીને ગાતી હતી. ચંદ્રકાન્ત સરોજને જોઇ શકયો; પરંતુ સરોજ ચંદ્રકાન્તને જોઈ શકી નહિ. એક એક બેઠકખાનામાં પ્રવેશ કરવાથી સંગીત ગવાતું બંધ થઇ જશે વિચારી ચંદ્રકાન્ત ચમન અને મોહનને ભણાવવા ચાલ્યો ગયો. થોડા સમય પછી સંગીત બંધ થયું, તથા એ સુન્દર યુવક ઘણીજ સ્ફુર્તિથી બોલ્યોઃ— "Bravo-Bravo! By Jove, Miss Saroj, You sing like a nightingale! I have never heard such a sweet voice even in England-ofcouree miss Rosalind expceped." (વાહવાહ મિસ સરોજ! તમે બરાબર નાઇટીંગેલ પક્ષીની માફક ગાઇ શકો છો! એટલે સુધી કે, વિલાયતમાં પણ મ્હેં આવો સુમધુર અવાજ સાંભળ્યો નથી. અવશ્ય, મિસ રોઝાલિન્ડને અપવાદ તરીકે ગણવી જોઇએ.)

સરોજે શરમાઇ જઇ મસ્તક નમાવ્યું. પછીથી તેણે કહ્યું:— "આપ મ્હારી ઘણી પ્રશંસા કરો છો. હું આટલી બધી પ્રશંસાને યોગ્ય નથી. વારૂ, તમે મિસ રોઝાલિન્ડનું નામ દીધું તે કોણ છે?"

"તમે જાણતાં નથી? મિસ રોઝાલિન્ડ ઇંગ્લેન્ડની એક પ્રખ્યાત એકટ્રેસ છે. જો તમે પણ હમ્મેશાં ગાવાનો અભ્યાસ રાખશો તો દિન પ્રતિદિન વિશેષ કુશળ થશો એ નિસ્સંદેહ છે."

"તમે પણ સારૂં વગાડી જાણોછો. તમારે મ્હને પિયાનો વગાડતાં શીખવવું પડશે."

" ઘણીજ ખુસીથી શીખવાડીશ. એમાં શું છે ? મ્હને પણ પ્રથમ કાંઇ સારૂં વગાડતાં આવડતું નહોતું. એક દીવસે લૉર્ડ વ્હાર્ટ્ર્ટ એડને ત્યાં વગાડવા બેઠો તેથી મ્હારી ફજેતી થઇ હતી. લૉર્ડ હોપટાઉનની ન્હાની છોકરી લેડી એમિલીએ મ્હારો હાથ પકડી મ્હારી ભૂલ સુધારી હતી. ત્યારથી મ્હેં ઘણો પરિશ્રમ વેઠીને વાજીંત્ર વગાડવાના કાર્યમાં કુશળતા મેળવી છે. હવે મ્હોટી મ્હોટી મજલિસોમાં વગાડતાં મ્હને બિલકુલ શરમ આવતી નથી. તમે પણ શીખી શકશો—ટૂંક સમયમાંજ શીખી શકશો."

આમ કહીને એ સુન્દર યુવકે પોતાના હાથમાંની આંગળી એવી રીતે લાંબી કરી કે તેના ઉપર શોભી રહેલી હીરાની વીંટી ઉપરનો પ્રકાશ સરોજની આંખ પર પડે.

ચંદ્રકાન્ત જ્યાં બેઠો હતો ત્યાંથી આ સઘળી વાતચિત સાંભળતો હતો. વધારે વખત સુધી ત્યાં બેસી રહેવું તેને અયોગ્ય લાગ્યું. તે જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠી સરોજ પાસે આવ્યો. ચંદ્રકાન્તને જોઇ, આ સુંદર યુવક તેના તરફ ટગર ટગર જોઇ રહ્યો.

ચંદ્રકાન્તને જોઇ સરોજ ઉભી થઇ, તથા તેણે તેને ખુરસી ઉપર બેસવા કહ્યું. પછીથી તે હંસરાજના તરફ જોઇને બોલી:—" મિ૦ રાજા ! એ અમારા ટ્યુટર મિ૦ ચંદ્રકાન્ત છે. ( ચંદ્રકાન્તને ઉદ્દેશીને ) આ મિ૦ હંસરાજ રાજા હમણાંજ બૅરિસ્ટર થઈ વિલાયતથી પાછા ફર્યાછે."

મિ૦ રાજાએ પ્રસન્ન દ્રષ્ટિથી ચંદ્રકાન્તના તરફ જોઈ પોતાનું મસ્તક હલાવ્યું. ચંદ્રકાન્ત તેની સાથે હસ્તધુનન કરી ખુરસી ઉપર બેઠો.

ચંદ્રકાન્તના આગમનથી હંસરાજની વાક્ધારા બંધ પડી ગઇ. સરોજ પણ ચુપકીદીથી બેસી રહી. અંતે ચંદ્રકાન્તેજ મૌનનો ભંગ કરીને કહ્યું:—" આજે તો હું તમને એક આનંદદાયક વસ્તુ આપવા આવ્યો છું. આ લ્યો, જુઓ—" આમ કહીને તેણે ખિસ્સામાંથી માસિકનો

અંક બ્હાર કાઢી, કવિતાવાળું પૃષ્ઠ ઉઘાડી, સરોજના હાથમાં મૂક્યો.

સરોજે કહ્યું:–" પેલી કવિતા છે કે ? ઘણે દિવસે ભાગ્ય ઉઘડ્યું. ધન્યવાદ તેના તંત્રીને તેમજ તમને ! આટલા માટે તમારા અભ્યાસનું કામ પડતું મૂકી શા માટે ધક્કો ખાધો ? આટલો બધો શ્રમ શા માટે લીધો ? એક બે દિવસ પછી ઘણુંય અપાત. એની આટલી બધી ઉતાવળ શી હતી ? ચાલો, તમે લીધેલા શ્રમ માટે તમારો હું આભાર માનુંછું ! "

ચંદ્રકાન્ત કાંઇ બોલ્યો નહિ. તે શું બોલે ? તે પોતાના મનમાં કાંઈ જૂદોજ વિચાર કરતો હતો. " શું આટલા માટેજ તે આવ્યો ! "

હંસરાજે હાથમાં રૂમાલ લઇ મ્હોં પર ફેરવતાં કહ્યું:–" By Jove તમે તો મ્હને આશ્ચર્ય પમાડો છો ! તમે સુમધુર ગાઇ શકો છો અને વળી કવિતા પણ રચી શકો છો ? વાહરે વાહ ! જોઉં તો ખરો કે કવિતા કેવી છે ? મ્હને બતાવવાને કાંઈ હરકત તો નથી ને ? "

" ના ના, એમાં હરકત શાની હોય ? તમે જોઇને હસશો ! " સરોજે હસીને ઉત્તર આપ્યો.

" એમાં હસવાનું શું છે ? કવિતા સારી ન હોય તો તંત્રી છાપેજ ક્યાંથી ? વારૂ, શા વિષય પર લખી છે ? "

સરોજે માસિક હંસરાજના હાથમાં મૂક્યું. એટલામાં ચંદ્રકાન્તે કહ્યું:–" કવિતાનું નામ ' કોકિલ ' છે. શેલીના સ્કાય–લાર્કનું અનુકરણ કરીને લખી છે; પરંતુ એમાં કેટલાક નવા ભાવ છે.

હંસરાજ:–Skylark ! skylark ! ઘણું ઉત્તમ કાવ્ય છે.

" Hail to thee, blithe spirit !
Bird thou never wert,
That ofrm heaven or near it,

Pourest thy full heart,
In profuse strains of
Unpremeditated art. "

( અચિંતિત કલાના સુરની રેલછેલથી ત્હારા હૃદયના ઉભરાને સંપૂર્ણ રીતે આકાશમાંથી કે તેની પાસેના પ્રદેશમાંથી રેલાવનાર પક્ષી ! તને અભિવન્દન છે. તું કદિ આવું આનંદી નહોતું. )

હંસરાજ શેલીની લીટીઓ બોલી ગયો. ચંદ્રકાન્તે કહ્યું:–"પરંતુ એના કરતાં ઉત્તમ ભાવ આ કવિતામાં છે. પક્ષી જેમ જેમ ગગનમાં ઉંચુ ઉડે છે તેમ તેમ કવિ પણ તેની સાથે કલ્પનાની પાંખ ઉપર ભાવ–રાજ્યના ઉચ્ચ શિખરે આરોહણ કરે છે. આ કવિતાની કવિ વર્ડ્ઝવર્થના 'કોકિલ'ની સાથે તુલના કરી શકાય. વર્ડઝર્થ તેના સ્વરથી મુગ્ધ થઇ તેને "an invisible thing, a voice, a mystery" ( એક અદ્રશ્ય વસ્તુ, સુર કે ગુપ્ત ભેદ કહે છે, અને ત્યાંજ શાન્ત થાય છે; જ્યારે કવિવર શેલી માણસની સ્થિતિની સાથે તુલના કરી સિદ્ધાંત કરે છે કે:—

" Our sweetest songs are those,
That tell of saddest thought. "

( સૌથી વિશેષ શોચ કરાવનારા વિચારોનું ગાન જેમાં કરેલું છે, એ આપણાં મીઠામાં મીઠાં ગાયનો છે. )

હંસરાજે વિચાર્યું કે, પોતાને પણ કાંઇ કહેવું જોઇએ; તેથી તેણે કહ્યું:–" બરાબર છે, મ્હને પોતાને શેલીની કવિતા અતિપ્રિય લાગે છે. આપની સાથે વાર્તાવિનોદ કરવાથી મ્હને આનંદ થયો. આપ શું કરો છો ?"

આ સમયે વલ્લભદાસ આવી પહોંચ્યા. તેમની સાથે ચમન અને મોહન પણ ત્યાં આવ્યા. ચંદ્રકાન્તે ઉભા થઇને તેમને પ્રણામ

કર્યો. વલ્લભદાસે કહ્યું:–" કોણ માસ્તર ! તમે ક્યારના આવ્યા છો ? મિ૦ હંસરાજ ! તમે પણ અહિં છો કે ? ઠીક, કદાચ આપ આ ચંદ્રકાન્તભાઇને નહિ ઓળખતા હો. તેઓ એક સારા વિદ્વાન્ છે. તેમનું ચરિત્ર અતિ ઉત્તમ છે. માસ્તર ! બેસોને, ઉભા શા માટે રહ્યા છો ?"

હંસરાજ:–મિ૦ ચંદ્રકાન્ત સાથે શેલી અને વર્ડઝવર્થ સંબંધી વાતચિત થતી હતી. તેમના વિચારો જાણી હું અતિ આનંદિત થયો છું. મ્હારી માન્યતા એવી છે કે, એમના જેવા વિદ્વાન્ યુવકોએ વિલાયત જવું ઉચિત છે. વિલાયત જવાથી અહિં મેળવેલા શિક્ષણને એક પ્રકારની સંપૂર્ણતા આવે છે.

સરોજે હસીને કહ્યું:–" ઓ બાપરે ! માસ્તર તો ઉચ્ચવર્ણના હિન્દુ છે. એમનાથી વિલાયત જવાય કે ? એ બનેજ કેમ ?!"

ચંદ્રકાન્ત:–વિલાયત જવાની ઇચ્છા હોય તો પણ મ્હારા જેવા માણસ દ્રવ્યાભાવને લીધે શું કરે ? વળી શું આપણા દેશમાં રહીને કાંઇ શિક્ષણ મેળવી શકાતું નથી ? આપણા આ મુંબાઇ શહેરમાંજ અસંખ્ય લાયબ્રેરીઓ છે, તેમજ અનેક વિદ્વાન્ પુરૂષો પણ છે. રાનડે, તેલંગ વિદ્યાસાગર વગેરે મહાપુરૂષો ક્યારે વિલાયત ગયા હતા ?

હંસરાજ:–There you are mistaken. ( અહિં આપ ભૂલ કરો છો. ) આપણા દેશમાં મહાવિદ્વાન્ ન થઈ શકાય એમ કાંઈ મ્હારૂં કહેવું નથી. મ્હારૂં એમ કહેવું છે કે, જો આપણા એજ રાનડે, તેલંગ, વિદ્યાસાગર વગેરે વિલાયત ગયા હોત તો તેઓ એ દેશના મ્હોટા મ્હોટા વિદ્વાનોની સમાન ગણાત અને તેમની કીર્ત્તિ સમસ્ત પૃથ્વિમાં વિખ્યાત થાત ! ત્યાં અભ્યાસ કરનારને માટે કેટલી બધી સગવડો છે તેની આપણે અહિં બેઠે કલ્પના સુદ્ધાં કરી શકીએ તેમ નથી. ત્યાં શિલ્પ અને વિજ્ઞાનની ઘણી ઉન્નતિ

થઇ છે. દેવી સરસ્વતી ત્યાં જાણે કે સચેતન મૂર્તિમતી છે, અને અહિં આપણે તેની પ્રતિમામાં કશું ચૈતન્ય જોઈ શકતા નથી.

વલ્લભદાસઃ—બરાબર છે, એ વાતની તો ના પાડી શકાતી નથી.

હંસરાજઃ—આપણે અહિંનીજ વાત કરોને. તમે કૉલેજમાં શેકસપીઅર શીખતા હશો; પરંતુ અહિંનું શિક્ષણ dull lifeless (નિરસ—નિર્જીવ) છે; પરંતુ જો ત્યાં તમે શેક્સપીઅર શીખો તો તમારી અક્કલ પણ કહ્યું ન કરે ! ત્યાં જો કોઈ પ્રોફેસર પાસે તમે શેકસ-પીઅર શીખો તો તેની એકેક કેરેકટર તમારી દૃષ્ટિ આગળ સચેતન ઉભી થાય ! આ સિવાય ત્યાં અભિનય જોવાનો પણ સુયોગ મળે છે. તમે અહિં કયી કૉલેજમાં અભ્યાસ કરો છો ? અહિં શેકસપીઅર કેવી રીતે શીખવવામાં આવે છે ?

ચંદ્રકાન્તઃ—હું અહિં એલફિન્સટન કૉલેજમાં અભ્યાસ કરૂં છું. અમને જે પ્રોફેસર શેકસપીઅર શીખવે છે તે તો માત્ર પુષ્કળ નોટસ લખાવે છે.

હંસરાજઃ—ત્યારે તો ત્યાંના શિક્ષણ સાથે અહિંના શિક્ષણની સરખામણી નજ કરી શકાય.

વલ્લભદાસઃ—તમે થિયેટરની વાત કરી, કેમ ! ? તમે સર હેન્ત્રી આરવીગને અભિનય કરતાં જોયો છે ?

હંસરાજઃ—વાહ ! કેમ નહિ ! શું વિલાયતમાં મ્હેં ત્રણ વર્ષ નકામાં ગૂમાવ્યાં છે ? મ્હેં સર હેન્ત્રી આરવીંગને અભિનય કરતાં જોયો છે એટલુંજ નહિ; પણ તેની સાથે વાતચિત સુદ્ધાં કરી છે. વળી તેને મ્હેં પોતે પણ અભિનય કરી બતાવ્યો છે !

આ વાકયો સાંભળી સરોજ પ્રસન્ન મુખે મિ૦ હંસરાજના તરફ જોઇ રહી; પરંતુ આ પ્રકાર ચંદ્રકાન્તને રૂચ્યો નહિ. વલ્લભ-દાસે જીજ્ઞાસાથી પૂછ્યું:—"શી રીતે વારૂ ?"

હંસરાજઃ–એક પ્રસંગે એમ બન્યું કે, અમારી કૉલેજમાં એક Dramatic club હતી—હજી પણ છે. એક દિવસે અર્લ ઑફ વૅાટર ડાઉનને ઘેર અભિનય કરવાનું આમંત્રણ આવ્યું. ત્યાં ઘણા મ્હોટા આદમીઓને નિમંત્રણ હતું. સર હેન્રી આરવીંગ પણ ત્યાં હાજર હતા!

વલ્લભદાસઃ–ત્યાં તમે કંઇ નાટક ભજવ્યું કે શું ?

હંસરાજઃ–હા, અમે ત્યાં હેમ્લેટનું નાટક ભજવ્યું હતું, અને હેમ્લેટનો પાર્ટ પણ મ્હેં ભજવ્યો હતો.

વલ્લભદાસ અને સરોજ બોલી ઉઠયાંઃ–" પછી, પછી ? "

" તે દિવસે અમે ઘણો ઉત્તમ અભિનય કરી બતાવ્યો. એવો ઉત્તમ અભિનય થવાની અમે સ્વપ્ને પણ આશા રાખી નહોતી. જ્યારે મ્હારો પાર્ટ પૂરો થયો ત્યારે તેમણે મ્હને પોતાની પાસે બોલાવી, બેસાડીને એક બે વાત કહી. "

વલ્લભદાસઃ–શું કહ્યું તે કહોને ? તમે તો ઘણા પ્રવીણ માણસ જણાઓ છો !

હંસરાજઃ–તેમણે મ્હારા એક બે સામાન્ય દોષ દર્શાવ્યા પછી કહ્યું કેઃ–" Mr. Raja ! I hail you as one of us ! Indeed you are bound to make an excellent actor, you would choose our profession. " ( મિ. રાજા ! હું તમને અમારા એક જણ સમજીને તમારી સાથે સંભાષણ કરૂં છું. જો કદાચ તમે અમારો વ્યવસાય સ્વીકારો તો અવશ્ય એક ઉત્તમ અભિનેતા થાઓ. )

વલ્લભદાસઃ–તમને ઘણો ધન્યવાદ ઘટે છે. આથી તમારી શી વધારે પ્રશંસા થઇ શકે ?

સરોજે કહ્યુંઃ–" ઘણુંજ આશ્ચાર્યજનક ! તમારે માટે અવશ્ય એ ગૌરવનો વિષય હતો; એટલુંજ નહિ; પરંતુ સમસ્ત ભારતવર્ષ

પણ તેમાં ગૌરવ લઈ શકે ! કેમ માસ્તર ! હું ખરૂં કહું છું ને ?"

માસ્તર બિચારો શું બોલે ? તે તો માત્ર "ગુજરાતનુંજ ગૌરવ" હતો, અને આ મિ૦ રાજા તો જોતજોતાંમાં સમસ્ત "ભારતવર્ષનું ગૌરવ" થઈ પડયા ! ચંદ્રકાન્તે હાથથી માથું ખંજવાળતાં ખંજવાળતાં મહા કષ્ટે હસીને કહ્યું:-"શા માટે નહિ ? શા માટે નહિ ! સર હેન્રી આરવીંગે—"

ચંદ્રકાન્તનું વાક્ય પૂર્ણ થતા પહેલાંજ હંસરાજ બોલી ઉઠયો:- "એ ઘણો ઉદારચરિત માણસ છે, એ નિસ્સંદેહ છે. તેમને મન દેશી વિદેશીનો ભેદ નથી. નેટિવનું જે ભેદજ્ઞાન અહિં છે તેવું ત્યાં કાંઇજ નથી. ત્યાં તો સૌ સમાન છે. વળી હેન્રી આરવીંગ ઘણોજ ગુણગ્રાહી છે."

વલ્લભદાસઃ—એમ ન હોય તો તેની નામના સમસ્ત જગતમાં થાય ખરી કે ? મહાન્ પુરૂષો એવાજ હોય છે.

સરોજઃ—સભ્ય સમાજમાં તેમનું ગૌરવ કેટલું બધું છે ?

હંસરાજઃ—મ્હેં તેમનો ઘણો સારો study (પર્યવેક્ષણ) કર્યો છે. કેટલાક દિવસ સુધી તો હું માત્ર તેમના અંગવિક્ષેપ અને ભાવ જોવા માટે ગયો હતો. બીજું કાંઈ ખાસ કારણ નહોતું. માત્ર તેઓ કેવી રીતે કામ કરે છે તે જોવાને માટે થીએટરમાં જવું પડતું હતું. તેઓ હેમ્લેટની ભૂમિકા ભજવતાં ભજવતાં—

"There is a soul of goodness in things evil,
Could we but observingly distil it out."

એ એવા તો અંગવિક્ષેપ અને હાવભાવ સાથે બોલતા કે, એ "soul" શબ્દ ઉપર એવું તો Emphasis (જોર) મૂકતા કે હજી સુધી એ સઘળું મ્હારી આંખો આગળ તરે છે, અને કાનોમાં તેના રણકારા વાગે છે."

ચંદ્રકાન્તે સહજ હસીને કહ્યું:-"તમારી ભૂલ તો નથી થતી

ને? એ હેમ્લેટની ઉક્તિ છે એમ તમને બરાબર યાદ છે?"

હંસરાજે સહજ વિરક્તિથી કહ્યું:-"હેમ્લેટનીજ નહિ તો બીજા કોની?"

વલ્લભદાસ:-મિ૦ ચંદ્રકાન્ત! તમે કદાચ ભૂલતા હશો. હંસરાજે જાતે હેમ્લેટની ભૂમિકા ભજવી છે ને.

હંસરાજ:-આખો હેમ્લેટ મ્હને યાદ છે. તેમ ન હોય તો એ પાર્ટ મ્હારાથી કેવી રીતે ભજવી શકાય? તેથીજ કહું છું કે, શિલ્પ અને વિજ્ઞાન વિલાયતમાં જીવંત અવસ્થામાં છે. એક વખત ત્યાં ગયા વિના આ વાતની સહજ પણ ખબર પડે નહિ. અહિં તો જે તમે જુઓ છો તે માત્ર તેની અસલ વસ્તુની છાયા છે—તેનો માત્ર પ્રતિધ્વનિજ સાંભળવામાં આવે છે. મિ૦ ચંદ્રકાન્ત! તમે વિના કારણ પૈસા માટે ચિંતા કરો છો? તમે જો પૂરતી યોગ્યતાથી બી. એ. ની પરીક્ષા પસાર કરો તો તમને ગવર્નમેન્ટ સ્કૉલરશિપ મળે, નહિ તો અહિંની ટ્રાવેલિંગ સ્કૉલરશિપ પણ તમે મેળવી શકો. એવી રીતે તમે અનાયાસેજ વિલાયત જઇ શકો. તમારા જેવા યુવકે વિલાયત અવશ્ય જવું જોઇએ. તમારા જેવા યુવક ત્યાં જઈ આવે તો તેથી દેશને લાભ થવાનો ઘણો સંભવ છે."

ચંદ્રકાન્ત:-આપ કહો છો એ ખરૂં છે; પણ મ્હારામાં એટલી યોગ્યતા નથી. તમે મ્હને અમસ્તાજ પંડિત સમજો છો! હું તો એક સામાન્ય વિદ્યાર્થી છું. બી. એ. પાસ થઉં તો એજ મ્હોટું સૌભાગ્ય!

વલ્લભદાસ:-માસ્તર! તમે આમ કેમ કહો છો? જો તમે લક્ષ્ય-પૂર્વક અભ્યાસ કરો તો સ્કૉલરશિપ મેળવી શકો તેમ છો. અત્યાર સુધી તો તમે પ્રથમ શ્રેણિમાં પ્રથમજ આવ્યા છો; ત્યારે પછી બી. એ. ને માટે કેમ ગભરાઓ છો?

ચંદ્રકાન્ત:-આપણા દેશના વિદ્યાર્થીઓનું શિક્ષણ પણ Super-

ficial ( ઉપર ઉપરનું ) છે. તેમનું ધ્યાન માત્ર શબ્દ શિક્ષણ પર છે; અસલ વસ્તુ જે idea ( ભાવ ) તે તરફ ધ્યાન ઓછું છે, તથા curiosity ( કૌતુહલ ) નામની જે વસ્તુ છે—જે સર્વ પ્રકારના જ્ઞાન લાભનું પ્રથમ સોપાન છે તે તો આપણા વિદ્યાર્થીઓમાં હોતુંજ નથી. ઉદાહરણ તરીકે આ મુંબાઇ શહેરમાંજ વિકટોરિયા ગાર્ડન છે, મ્યુઝીયમ છે, તે જોવાના, જાણવાના અને ખાસ શીખવાના હેતુથી ત્યાં કેટલા વિદ્યાર્થીઓ જાય છે ? કેટલાકને તો વિકટોરિયા ગાર્ડન ક્યાં છે તેની માહિતી પણ નહિ હોય ! તો પછી ત્યાં જઇ મનનપૂર્વક લક્ષ્ય કરવાની તો વાતજ ક્યાંથી ? વિલાયતમાં સ્કૂલ યા તો કાલેજમાં રજા પડતાં ત્યાંના વિદ્યાર્થીઓ એવે સ્થળે જાય છે કે જ્યાંથી તેમને કાંઈ નવીન શિક્ષણ મળી શકે. First-hand knowledge ( જાતે જોઈ અનુભવેલું જ્ઞાન ) મેળવે છે; તેથી તેમની દૃષ્ટિશક્તિ ઘણી વધે છે. એક એક Art-gallery ( ચિત્રશાળા ) માં વિદ્યાર્થીઓની ગિર્દી સમાતી નથી. અહિં કેટલા વિદ્યાર્થીઓ એક સારી છબી જોઈ તેના ગુણ દોષ સમજી શકે છે ?

સરોજઃ—મ્હોટા ભાઈ ! તમે એક દિવસે મ્હને વિકટોરિયા ગાર્ડનમાં સાથે લઈ જઇને માંસાહારી ઝાડ બતાવવાનું કહ્યું હતું—પણ—

વલ્લભદાસઃ—મ્હને વખતજ ક્યાં મળે છે ? ઠીક, પણ મિ૦ હંસરાજ ! તમે આ બધું સારૂં સમજો છો. તમેજ એક વખત સરોજ તથા ચમન, મોહનને વિકટોરીયાગાર્ડનમાં લઈ જાઓ તો ?

હંસરાજઃ—ઘણી ખુસીથી લઇ જઈશ. એકાદ રજાનો દિવસ નક્કી કરો.

સરોજઃ—આવતી કાલેજ રજા છે.

હંસરાજઃ—ઠીક, ત્યારે આવતી કાલે તમે તૈયાર થઇ રહેજો. એ વાગ્યાના અરસામાં હું ગાડી લઇને અહિં આવીશ.

સરોજે ચંદ્રકાન્ત તરફ જોઇને કહ્યું:—"માસ્તર! તમારી તો પરીક્ષા પાસે આવી પહોંચી છે, કેમ?"

વલ્લભદાસ:—હમણાં આપણે એમનો અમૂલ્ય સમય રોકવો ઉચિત નથી. એટલા સમયમાં તો તેઓ ઘણું વાંચી નાખશે. માસ્તર! તમારે હમણાં આવી બાબતોમાં લક્ષ્ય રોકવાની જરૂર નથી; હમણાં તો એકાગ્રચિત્તે અભ્યાસ કરો. ભવિષ્યમાં આવું બધું જોવાનો ઘણો સમય મળશે. રાત્રિ ઘણી વીતી ગઇ છે, માટે હવે જઇને તમારા કામે લાગો.

ચંદ્રકાન્ત:—મ્હારૂં પણ એમજ કહેવું હતું. લ્યો, હવે હું વિદાય થાઉં છું.

આમ કહીને ચંદ્રકાન્ત ચાલ્યો ગયો. તેના મનમાં આકાશ પાતાળના વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. તે શું જોવા આવ્યો હતો, અને તેણે શું જોયું? તેના અંતરમાં એક પ્રકારનું દુ:ખ ઉપજ્યું. તેને એમ લાગ્યું કે, કોઇ તેના હાથમાંની એક વસ્તુ પડાવી લે છે! વિચારો કરતો કરતો તે મુકામ પર જઇ પહોંચ્યો. પુસ્તક લઈ વાંચવા લાગ્યો; પરંતુ પુસ્તકમાં લક્ષ્ય આપી શકયો નહિ. અંતે દીવો હોલવી નાખી તે સુઈ ગયો.

## પ્રકરણ ૨૯ મું.

### દશાચક્રનું પરિવર્ત્તન.

"શું જાણે કે, ચરચર થઇ આંસુ છે વ્હોરવાનાં?
શું જાણે કે, હૃદય ધરતાં ઘાવ છે લાગવાના?
આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શકયું છે,
કે પ્રીતિનું રૂધિર સઘળું ઉષ્ણ અશ્રુતણું છે?"

—કલાપી.

ગત્ પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી ત્રીજે દિવસે ચંદ્રકાન્ત પાછો યથાનિયમાનુસાર વલ્લભદાસને ત્યાં ભણાવવા ગયો. તે દિવસે ચંદ્રકાન્તે બેઠકખાનામાં નહિ જતાં વિદ્યાર્થીઓને ભણાવવાનીજ જગ્યાએ જઇને બેસવાની પ્રતિજ્ઞા કરી હતી. વળી જો સરોજ પોતાની જાતેજ તેની સાથે વાર્ત્તાલાપ કરવા આવશે તો તે વાર્ત્તાલાપ કરશે, નહિ તો પોતાનું કર્તવ્ય કાર્ય પૂર્ણ કરી પાછો સ્વસ્થાને ચાલ્યો જશે. આ પ્રતિજ્ઞા અનુસાર ચંદ્રકાન્તે પ્રથમ ભણાવવાની રૂમમાં પ્રવેશ કર્યો. આ સમયે બેઠકખાનામાં ઉપાસના પૂરી થઈ હતી. ત્યાં આગળ વલ્લભદાસ, સરોજ, પ્રભાવતી અને ડૉકટર ચક્રવર્તી વાતો કરતાં હતાં. થોડા સમય પછી બ્હાર એક ગાડી આવ્યાનો અવાજ સંભળાયો, અને બોસ્ટોકના બૂટને ચમ ચમ બોલાવતો હંસરાજ બેઠકખાનામાં આવી પહોંચ્યો. થોડા સમય પછી કામનું કારણ દર્શાવી વલ્લભદાસ ઉપર ચાલ્યા ગયા. પ્રભાવતી પણ ધીમે ધીમે તેમની પાછળ ગઇ. ચક્રવર્તી પણ પોતાના સ્થાન તરફ ચાલ્યા ગયા. ચંદ્રકાન્તને એમ લાગ્યું કે, સૌ હંસરાજ અને સરોજને એકાન્ત આપવાને ઇચ્છે છે. સરોજના અંતરનો ભાવ કેવો હતો? સરોજ પણ હંસરાજના સહવાસથી પ્રસન્ન જણાતી હતી. તે હંસરાજની સાથે વાર્ત્તાવિનોદ કરતાં કરતાં પિયાના પર બેઠી. ચંદ્રકાન્ત ભણાવવાને માટે આવ્યો છે એ શું સરોજ જાણતી નથી અવશ્ય જાણે છે. ત્યારે પછી બીજા દિવસોની માફક સરોજ આજે તેની પાસે કેમ ગઇ નહિ? સરોજની આવી ઉપેક્ષાથી ચંદ્રકાન્તનું મન અતિ દુઃખિત થયું. એક કલાકમાંજ તે ભણાવવાનું કાર્ય પૂરૂં કરી ત્યાંથી ચાલ્યો ગયો. સરોજની મુલાકાત તેણે નજ કરી.

પરંતુ આવો ભાવ તેના મંનમાં ઘણા દિવસ સુધી રહ્યો નહિ. ત્યાર પછી ભણાવવાનો જે દિવસ હતો તે દિવસે નહિ ભણાવવા જવાનું તેણે વિચાર્યું. નહિ જવાનું કારણ પણ હતું. તેની પરીક્ષા

પાસે આવેલી હોવાથી વલ્લભદાસ તેને કાંઇ પૂછે તેમ નહોતા; પરંતુ તે દિવસે સંધ્યા સમયે તે એક નીશાબાજની માફક ત્યાં ગયા સિવાય રહી શકયો નહિ. તેણે વિચાર્યું કેઃ–" હૃદયની વેદના હવે વેઠી શકાતી નથી—જો આજે સરોજ સાથે મુલાકાત થશે તો તેને એક એ વાત કહીને અંતરની વેદનાને હું કાંઇક અંશે ઓછી કરીશ." એ દિવસે ચંદ્રકાન્તના સદ્‌ભાગ્યે સરોજની સાથે તેની મુલાકાત થઇ. તેણે ત્યાં જઇને જોયું કે, સરોજ એકલી બેઠકખાનામાં બેઠી છે—તે કદાચ હંસરાજની રાહ જોતી હશે ? ચમન અને મોહન તેમની અભ્યાસ કરવાની ઓરડીમાં બેઠા બેઠા અભ્યાસ કરતા હતા. પ્રથમ ચંદ્રકાન્ત ચમન અને મોહન પાસે નહિ જતાં બેઠકખાનામાં ગયો; પરંતુ બેઠકખાનામાં પ્રવેશ કર્યા પછી તે પાછો બ્હાર નીકળી જવાનો જાણે કે પ્રયત્ન કરવા લાગ્યો. સરોજે તેને જોઇને કહ્યુંઃ–"કોણ, માસ્તર કે ? આવોને, કયાં જાઓ છો ?"

ચંદ્રકાન્ત ઇચ્છા નહિ હોવા છતાં સરોજની પાસે જઇને બેઠો, તથા તેણે કહ્યુંઃ–" ના, હવે હું જઇને જલદીથી ભણાવવાનું કાર્ય પૂરૂં કરી નાખું—મ્હારી પરીક્ષા પાસે આવી પહોંચી છે."

" તેથી શું એ મિનિટ મ્હારી સાથે વાતચિત કરવાનો પણ સમય નહિ મળે કે ? સારા વિદ્યાર્થીઓ પરીક્ષાના સમયે તમારી માફક સતત અભ્યાસ કરતા હશે, કેમ ?"

" કેમ, તે દિવસે તમેજ કહ્યું હતું કે, 'માસ્તર ! હવે તમારે બીજા કોઇ વિષયમાં લક્ષ્ય આપવું ઉચિત નથી—રાત્રિ દિવસ તમારે અભ્યાસ કરવો જોઇએ. પછીથી સ્ટેટ સ્કૉલરશિપ મેળવી વિલાયત જવું જોઇએ.' તે દિવસથી વાસ્તવિક રીતે મ્હેં મ્હારા અભ્યાસમાં ઘણું લક્ષ્ય આપવા માંડયું છે."

" ઘણું સારૂં. તમારાં આ વચનો સાંભળી હું સુખી થઉં છું. વારૂ તમને સ્કૉલરશિપ મળશે તો તમે જરૂર વિલાયત જશો ?"

"અવશ્ય જઇશ. જો કે પહેલાં વિલાયત જવામાં મ્હને અનેક અડચણો હતી; પરંતુ ગમે એટલી અડચણો પડે તો પણ હવે સ્કૉલરશિપ મળે તો વિલાયત જવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

"ઘણા આનંદની વાત. આ વાત મ્હોટાભાઈ સાંભળશે તો ઘણા પ્રસન્ન થશે."

"હવે વિલાયત જવાની અનેક કારણોને લીધે હું જરૂરિયાત વિચારૂંછું. એ કારણોમાંનું એક કારણ ત્યાંની જ્ઞાનવિજ્ઞાન વિભુષિતા મૂર્ત્તિમતી સરસ્વતી દેવીનો એક વખત પ્રત્યક્ષ પરિચય મેળવવાનું છે. ઠીક, તે દિવસે તમે વિક્ટોરિયા ગાર્ડનમાં જઇને કેવો આનંદ મેળવ્યો હતો ? એ વાત તો તમે મ્હને કહીજ નથી !"

સરોજે લજ્જાનમિશ્રિત હાસ્ય કરીને કહ્યું:—"ઘણો આનંદ થયો હતો. જો આપ આવ્યા હોત તો સમજી શકત."

"મ્હને આવવાની તો તમે ના પાડી હતી; કેમકે મ્હારી પરીક્ષા પાસે આવી છે !"

"હાં હાં, સમજી ! આટલા માટેજ વારંવાર "પરીક્ષા" શબ્દ ઉચ્ચાર્યા કરોછો. તમે સાથે નહિ આવી શકયા તેથી દુઃખિત થયા હો એમ લાગે છે."

"ના, એ માટે હું સહજ પણ દુઃખિત થયો નથી. કદાચ હું આવ્યો હોત તો તમને અડચણકર્ત્તા થઈ પડત."

"કેવું આશ્ચર્ય ? તમે આમ કેમ કહોછો ?"

ચંદ્રકાન્ત કશો ઉત્તર નહિ આપતાં ચૂપ રહ્યો. તીવ્ર અભિમાનથી તેનું મુખ મેત્રાચ્છન્ન થયું. તેનાં નેત્રોમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. તેણે મહાકષ્ટે આત્મસંયમ કરીને કહ્યું:—"મ્હને એમ લાગે છે કે, હમણાં તમારામાં ફેરફાર થઈ ગયો છે. હું વચ્ચે એક દિવસ ભણાવવા આવ્યો હતો, ત્યારે એ વખતે તમે મ્હને બિલકુલ મળ્યાં નહોતાં"

" ક્યાં છે ? મ્હારામાં કશો ફેરફાર થયેલો હું તો જોઇ શકતી નથી. વળી વચ્ચે એક દિવસે જ્યારે તમે આવ્યા હતા ત્યારે હું ગાવા બજાવવાના કાર્યમાં હતી તેથી તમને મળી શકી નહોતી. દોષ તો તમારોજ છે ! તમે મ્હારે માટે રોકાયા કેમ નહિ ? "

" આજકાલ હું ઘણો good boy (સારો છોકરો) થઈ ગયો છું. A good boy always minds his lessons (સારો છોકરો હમ્મેશાં પોતાના અભ્યાસમાં લક્ષ્ય આપે છે) એ તો તમે જાણોછોને ? લ્યો, હવે હું જઇશ. "

આમ કહીને ચંદ્રકાન્ત ચમન, મોહન પાસે ચાલ્યો ગયો. બરાબર આ સમયે હંસરાજ આવી પહોંચ્યો. જાણે કે પૂર્ણિમા રજનીના પ્રભાતમાં નિસ્તેજ થયેલો ચંદ્ર પશ્ચિમાકાશમાં અદૃશ્ય થઇ ગયો, અને તે સાથેજ પૂર્વાકાશમાં રંગબેરંગી કિરણો ફેલાવતા અરૂણનો ઉદય થયો. દશાચક્રનું આવું પરિવર્ત્તન જગતમાં નિરંતર થયાજ કરે છે.

સરોજની મુલાકાત કરી ચંદ્રકાન્ત પોતાના અંતરની વેદના ઓછી કરવા આવ્યો હતો તેનું શું થયું ? ઉલટું એનું પરિણામ વિપરીત આવ્યું. સરોજ સાથેની વાતચિતથી ચંદ્રકાન્ત પોતાનું વ્યવધાન સારી રીતે સમજી શક્યો. આથી તેના હૃદયાકાશની ચોતરફ જે આછાં કાળાં વાદળાંઓ છવાઇ ગયેલાં હતાં તે વિશેષ કાળાશથી છવાવા લાગ્યાં—જાણે કે હવે અલ્પકાળમાંજ વૃષ્ટિ થશે. ચંદ્રકાન્ત અતિ કષ્ટે ચમન અને મોહનને ભણાવી બંગલાની બ્હાર નીકળી પડ્યો. મુકામ પર જઇ શય્યામાં સૂઇ રહી, ઉશિકું ભીંજાવી તેણે પોતાના હૃદયભારને કાંઇક અંશે ઓછો કર્યો; પરંતુ વાંચક બંધુઓ અને બ્હેનો ! તમે ચંદ્રકાન્તના આ રૂદન પર હસશો નહિ. પ્રેમિકને આવી રીતે વારંવાર રૂદન કરીને ઉશિકું ભીંજવવુંજ પડે છે, એ રૂદનમાં પણ જાણે કે પ્રેમિકને સુખ છે.



# પ્રકરણ ૩૦ મું.



## પુનઃ ઘેર.

"અરે! મ્હારી વૃત્તિ; હૃદય મમ, ને વૃત્ત મુજ એ,
ઘડામાં શું જૂઠાં થઇ જઈ બન્યાં મોહવશ રે!
અરે નિર્માયું શું મમ હૃદયને ધૂળ મળવું?
અને એ કન્યાના હૃદય કુમળાને સળગવું?"

—કલાપી.

એક તરફ આમ જ્યારે ચંદ્રકાન્ત એક જણને માટે રડી રડીને ઉશિકું ભીંજવતો હતો ત્યારે બીજી તરફ ચંદ્રકાન્તને માટે પુણ્યપ્રભા રડી રડીને ઉશિકું ભીંજવતી હતી. થોડા સમય પૂર્વે ચંદ્રકાન્તનો એક પત્ર આવ્યો હતો. તેમાં તેણે એમ લખ્યું હતું કે 'પરીક્ષા પૂરી થયા પછી આ વખતે ઘેર આવીશ નહિ. અહિં રહીનેજ અભ્યાસ આગળ વધારીશ. જો અવકાશ મળશે તો પરીક્ષાનું પરિણામ જણાયા પછી કદાચ થોડા દિવસ આવી જઈશ.' બિચારી પુણ્યપ્રભા તો પતિના આવવાના દિવસો ગણ્યા કરતી હતી; પરંતુ જ્યારે તેણે ઉપરોકત પત્રની હકીકત સાંભળી ત્યારે તેના મસ્તક પર જાણે કે વિજળી તૂટી પડી. અન્નપૂર્ણાએ તેને એમ સમજાવ્યું કે, "એમાં કંઈ ભેદ છે, નહિ તો પરીક્ષા થયા પછી ઘેર આવવામાં શો વાંધો હોય? શું ઘેર આવીને અભ્યાસ ન કરાય કે? એમને મુંબાઇ છોડવું કે, સરોજને છોડવી એ ગમતું નહિ હોય." આ વચનો સાંભળવામાં આવતાં, પુણ્યપ્રભા પુષ્કળ રડી. રડી રડીને તેણે ઉશિકું ભીંજવી નાખ્યું. દેવી દેવતાઓની અનેક બાધાઓ માની, કે તેઓ તેના પતિની મતિ ગતિ સુધારે. અંતે અન્નપૂર્ણાના આગ્રહથી તેણે પતિને એક પત્ર લખ્યો. પુણ્યપ્રભા અન્નપૂર્ણા પાસેથી ભાંગ્યું તૂટયું લખતાં વાંચતાં શીખી હતી. તે વિશેષ નહિ તો છાપેલું પુંસ્તક

પણ વાંચી શકતી હતી. ચંદ્રકાન્તનો પત્ર વાંચી શકતી હતી, તથા પોતે અશુદ્ધ અક્ષરમાં તેને ટુંકો પત્ર લખી શકતી હતી. હમણાં ચંદ્રકાન્તને તેણે જે પત્ર લખ્યો તેની ભાષા શુદ્ધ કરીએ તો તે આ પ્રમાણે વંચાયઃ-

"તમે ઘેર આવવાના નથી એ વાત સાંભળી મ્હારા મનમાં એવું થાય છે કે, હું તે લખી શકતી નથી. આજ કાલ કરતાં છ મહિનાથી હું દહાડાઓ ગણ્યા કરૂંછું. તમે મ્હારા તરફ આટલા બધા નિર્દય કેમ થયા છો તે હું જાણતી નથી! હું તમારે પગે પડીને વિનંતિ કરૂંછું કે, કૃપા કરી અહિં આવી એક વખત આ દાસીને દર્શન આપો. થોડો સમય ઘેર આવીને રહેવાથી તમારા ભણવામાં હરકત નહિ આવે. મ્હેં એવો તે શો ગુન્હો કર્યો છે કે, તમે ઘેર આવવાની નારાજી દર્શાવી છે. હું ઘણી આશા રાખીને તમારી રાહ જોઇ રહી છું. એક વખત ઘેર ન આવો તો તમને મ્હારા સમ છે."

આ પત્ર લખતાં લખતાં પુણ્યપ્રભાએ કેટલીય વાર ગાઢ નિશ્વાસ મૂકયા. અનેક વખત અશ્રુજળ વર્ષાવ્યું. અંતે આ શ્વાસસંતપ્ત અને અશ્રુસિક્ત પત્ર ચંદ્રકાન્તના હાથમાં જઈ પહોંચ્યો; પરંતુ તેથી તેનું મન એકદમ તો નજ પીગળ્યું.

પુણ્યપ્રભા ચાતકની માફક પ્રત્યુત્તરની રાહ જોયા કરતી હતી. અનેક દિવસો વીતી ગયા; પરંતુ તેના પત્રનો ઉત્તર આવ્યો નહિ. તેને એમ લાગ્યું કે, 'કદાચ તેમનું શરીર ઠીક નહિ હોય, અથવા તો પરીક્ષા હોવાથી બહુ વાંચવામાં ગુંથાયા હશે તેથીજ ઉત્તર નહિ લખી શકાયો હોય.' જોતજોતાંમાં પરીક્ષાના દિવસો પણ વીતી ગયા; તો પણ ચંદ્રકાન્ત તરફથી પત્ર આવ્યો નહિ. આથી પુણ્યપ્રભા નિરાશ બની ગઈ.

અંતે પુણ્યપ્રભાએ માનેલી માનતા અથવા તો તેની કરૂણાપૂર્ણ પ્રાર્થના ઇશ્વરના કાને પડી. એક દિવસે સ્હવારે મુંબાઇથી પત્ર આવ્યો. તેમાં ચંદ્રકાન્તે તે દિવસે મુંબાઈથી નીકળી બીજે દિવસે ઘેર આવવાનું લખ્યું હતું. આ સમાચાર જાણવામાં આવતાંજ પુણ્યપ્રભા ઘણી ખુશી થઇ. તેના હૃદયનો પૂર્ણચંદ્ર ઉદિત થયો. એ નિદાઘશુષ્ક પુણ્યપ્રભા આશાવારિના સિંચનથી જીવિત થઇ મલયહિલ્લોલથી ડોલવા લાગી. તેના અંતરમાંથી આનંદ ઉભરાઈ જવા લાગ્યો; પરંતુ તેના મનનો આવો ભાવ વધારે સમય સુધી ટકયો નહિ. તેનો હૃદયચંદ્ર કોણ જાણે કે શાથી કાળાં વાદળાંઓમાં ઘેરાયલો હતો. તેનામાં પહેલાંના જેવું હાસ્ય નહોતું, તે પૂર્ણિમાના ચંદ્રની સરળ, વિમળ જ્યોત્સ્ના નહોતી—કાંઇજ નહોતું.

* * * * *

ચંદ્રકાન્ત એક દિવસે મધ્યાન્હકાળે કેરી ખાતો હતો, એવામાં તેની ભાભી અન્નપૂર્ણાએ તેની પાસે આવીને પૂછ્યું કેઃ—"કેમ દિયરજી! આ વખતે તમને શું થયું છે? કેવી પરીક્ષા આપી આવ્યા છો?"

ચંદ્રકાન્તે નીચું જોઇને કહ્યુંઃ—"કેમ? મ્હને શું થવાનું હતું? હું સારો છું; પરીક્ષા પણ સારી રીતે આપી આવ્યો છું."

"ત્યારે તમને આવા ઉદ્વિગ્ન કેમ જોઉં છું? હસતા નથી, બોલતા નથી, આખો દિવસ જાણે કે વિચારોજ કર્યા કરોછો!"

"ભાભી! આ બધી તમારી કલ્પનાઓ છે! તમે એક મહાન કવિ થઇ ગયાં હો એમ લાગે છે. શેક્સપીઅરે કહ્યું છે કે, "કવિ તથા બીજા કેટલાક એવા લોક કલ્પનાના રાજ્યમાં વિચરણ કરે છે."

"એ બધું રહેવા દ્યો, સમજ્યા? તમે ઘેર આવીને હવે મ્હારી સાથે વાત કરોછો એ ભૂલી જાઓછો કે? અહિં કાંઈ તમારી સરોજ નથી કે, તમારા પાંડિત્યનો મર્મ સમજી શકે. હું કયાં એટલું ભણીછું?"

સરોજનું નામ સાંભળતાંજ ચંદ્રકાન્તનું મ્હોં લાલચોળ બની ગયું. તેણે કહ્યું:—“ મ્હારી સરોજ, કેવી રીતે ? ”

“ અરે તમારી વિદ્યાર્થિણુ સરોજ. તમે જેને ભણાવો છો તે. હવે તો બરાબર થયુંને ? ”

“ હવે એ મ્હારી શિષ્યા નથી. મ્હેં તેને ભણાવવાનું છોડી દીધું છે. ”

“ તમારી પોતાની ઇચ્છાથી કે ? ”

“ લ્યો ઇચ્છાથી નહિ તો ? હું તે મ્હારૂં ભણવાનું કરૂં કે, પારકાનું ? મ્હારે મ્હારૂં પોતાનું સંભાળવું કે નહિ ? કેવી નમાલી વાત કરોછો ? ”

“ શું કહ્યું, દિયરજી ? હું કહુંછું એ વાત નમાલી છે કે ? ”

“ ધારો કે, હું હા કહું તો ? ”

“ વારૂ ત્યારે નમાલી વાતને આ મૂકી પડતી, સમજ્યા ? માલવાળી વાત સાંભળજો બીજા માણસ પાસેથી. ”

“ ઠીક ત્યારે લ્યો, હું પણ આ ઉઠયો. ”

“ એ તો ઠીક; પણ તમારે હજી ઘણી બાબતોનો જવાબ આપવાનો છે, સમજ્યા ? મ્હેં તમને જે જે પૂછયું છે તેનો હજી તમે જવાબ આપ્યો નથી. ”

“ વારૂ, ભાભી ! હું દિવસે દિવસે ન્હાનો થતો જઉં છું કે મ્હોટો ? હવે મ્હારે ઘેર આવીને જેમ ન્હાનાં છોકરાં કૂદાકૂદ કરે છે તેમ નાચવું કૂદવું જોઇએ, ખરૂં કે ? ”

“ ના ના—હવે તો તમે ઠાવકા—ગંભીર તેમજ વિચારશીલ બની ગયા છો તે હું કયાં નથી જાણતી ? પરીક્ષા આપી આવ્યા છો; ઇશ્વર કરશે તો પાસ થશો, અને પછી મ્હોટા હકીમ થઇ જવાના એટલે પછી પૂછવુંજ શું ? ”

ચંદ્રકાન્ત કાંઈ પણ ઉત્તર આપ્યા સિવાય ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. રાત્રે જમ્યા પછી તે "Mill on the Floss" લઇને વાંચવા બેઠો. વાંચતાં વાંચતાં અગીઆર વાગી ગયા; પણ તે સૂવા ગયો નહિ. સૂવાનું તેને ભાનજ રહ્યું નહોતું. અંતે તેની ભાભી તેની પાસે આવી તેને જાણે કે ધમકાવતી હોય એવા સ્વરે કહેવા લાગીઃ– "વાહરે વાહ દિયરજી! અડધી રાત વીતી જવા આવી તો પણ હાથમાંથી ચોપડી મૂકી દેતા નથી એ તે અજ્યું શું કહેવાય? આખો દહાડો બસ વાંચ વાંચ કરોછો અને રાત્રે પણ સૂઇ જવાનું મન થતું નથી કે? એ તે શું કહેવાય?"

ચંદ્રકાન્તે નમ્રતાથી કહ્યુંઃ–"શું કરૂં? કેટલી રાત્રિ વીતી ગઈ છે તેનું હજી સુધી મ્હને ભાનજ રહ્યું નહોતું."

"જાઓ, સૂઇ જાઓ. હવે આટલી મોડી રાત સુધી શા માટે વાંચોછો? પરીક્ષા તો હમણાંજ આપી આવ્યા છો. હવે તો થોડા દિવસ વિશ્રાંતિ લ્યો, આનંદ–વિનોદ કરો. આવી રીતે આખો દહાડો ને રાત મહેનત કરશો તો શરીર તવાઈ જશે, સમજ્યા?"

"ભાભી! આનંદ મેળવવાને માટેજ હું ચોપડી વાચું છું, સમજ્યાં?"

"ઠીક, ચોપડી વિના બીજી રીતે આનંદ નહિ મેળવી શકાતો હોય, કેમ? માણુસની સાથે હળી મળીને બોલવા ચાલવાથી જેટલો આનંદ થાય તેટલો ચોપડી વાંચ્યાથી ન થાય, સમજ્યા?"

"હા, પણ તેવું માંણસ હોવું જોઇએને?"

"સરોજસુંદરીના જેવું—કેમ?"

"જાઓ જાઓ ભાભી! તમને બીજું કાંઇ સૂઝતુંજ નથી. જ્યારે ને ત્યારે બસ એની એજ વાત!"

"જાઓ ત્યારે જલદી સૂઇ જાઓ."

નિરૂપાયે ઉઠીને ચંદ્રકાન્ત પોતાના શયન-મંદિરમાં ગયો. પુણ્યપ્રભા પ્રથમથીજ જઇને પથારીમાં પડી હતી. થોડા સમય પછી તે ઉંઘી ગઈ હતી. પહેલાં જ્યારે ચંદ્રકાન્ત મુંબાઇથી આવતો ત્યારે દીવા થતા થતામાં જમી પરવારી તે શયન-મંદિરમાં જઇ પુણ્યપ્રભાના આવવાની રાહ જોતો હતો. સહજ પગલાંનો અવાજ થતાં ચમકી ઉઠતો હતો, તથા ઘણી આતુરતાથી પત્નીની રાહ જોતો હતો; પરંતુ હવે તે તેમ કરતો નથી તેનું શું કારણ છે? શું પુણ્યપ્રભા ચંદ્રકાન્તના અંતરનો આ ભાવ જાણતી નથી? અવશ્ય જાણે છે. ( આ વિષયમાં માત્ર ચંદ્રકાન્તનેજ દોષિત ગણવો ઉચિત નથી! વાંચનાર! હસતા નહિ. ) સરોજ ઉપર તેને પ્રેમ ઉત્પન્ન થયો હતો. જે સમયે તેના મનમાં એવો પ્રેમભાવ હતો તે સમયે તેનું હૃદય પ્રેમરસથી પૂર્ણ હતું. તેનો પ્રવાહ પુણ્યપ્રભા તરફ વહેતો હતો. વર્ષાઋતુમાં જ્યારે નદીમાં રેલ આવે છે ત્યારે તેની જળધારા તે નાળાં, નહેર વગેરેમાં વહેવા દે છે. એમાં નદીને હરકત હોતી નથી. પછીથી તે પ્રવાહ જ્યારે પાણી ઉતરી જાય છે ત્યારે તેના પટમાંજ વહે છે. ચંદ્રકાન્તની સ્થિતિ પણ આવી હતી.

ચંદ્રકાન્તે તેના હૃદયની પ્રેમધારાને તેના સ્વાભાવિક માર્ગમાં નહિ વહેવા દેતાં એક કૃત્રિમ નહેરમાં વહેવા દેવાનો નિશ્ચય કર્યો હતો. આ માર્ગમાં એક પ્રકારનો અવરોધ આવી નડયાથી તેનો નિશ્ચય વિશેષ દૃઢ થયો હતો. તેના સઘળા પ્રયત્નો આ અવરોધનું અતિક્રમણ કરી આગળ વધવાને માટે હતા. તેના પ્રયત્નનું ફળ એ આવ્યું કે તેના હૃદયના પ્રવાહની વચ્ચે એક કઠિન પ્રસ્તરમય બંધ (Anicut) ઉભો થયો. આથી તેના હૃદયનો વેગ સ્વાભાવિક રસ્તે નહિ વળતાં કૃત્રિમ માર્ગે જવાને ઉચ્છ્વાસિત થયો. તેથી તે સ્વાભાવિક પથ વારિવિહીન વાલુકામય બન્યો. પુણ્યપ્રભા પ્રત્યે ચંદ્રકાન્તનું હૃદય શુષ્ક, નિરસ, સ્પંદશૂન્ય, આવેગશૂન્ય થયું. જો આ સમયે ચંદ્રકાન્ત પુણ્ય-

પ્રભાના હૃદયના ઉચ્છ્વાસિત, સુસ્નિગ્ધ પ્રેમપ્રવાહનું આકર્ષણ કરી શક્યો હોત તો તે પોતાનું કલ્યાણ કરી શકત, તે પોતે બચી શકત, તથા પુણ્યપ્રભા પણ બચી શકત; પરંતુ ચંદ્રકાન્તને પોતાના હૃદયની ગતિની માહિતી નહોતી. બીજે દિવસે સ્હવારે ઉઠયા પછી પુણ્યપ્રભાને એમ લાગ્યું કે, પતિના હૃદય ઉપર બીજાનું આકર્ષણ વધારે છે. તેને આશા રહિ નહિ. ચંદ્રકાન્તને પણ એમ લાગ્યું કે, તેની દુર્જય પ્રેમપિપાસા પુણ્યપ્રભાથી પ્રશમિત થવાની નથી. જળની પિપાસા દૂધ પીવાથી મટે છે કે? નહિજ—કદિ નહિ.

# પ્રકરણ ૩૧ મું.

## સ્નેહમાં સંકટ.

" હવે આ આંખમાં ના છે કંઈ દાવો કંઈ ફરિયાદ !
ગમીના જામ એ પાતાં અને પીતાંય પરવાર્યો !

*　　*　　*　　*

ખુદાની આંખ ત્યાં રાતી, મને તેની ન છે દરકાર !
ખુદાથી, ઇશ્કથી સૌથી, મગજ, દિલથીય પરવાર્યો ! "

—કલાપી.

ચંદ્રકાન્તે એમ વિચાર્યું હતું કે, રજાના બે માસ ઘેર રહેવાથી તેનું ચિત્ત કાંઇક અંશે શાન્ત થશે; પરંતુ તેના દુર્ભાગ્યે તેમ થયું નહિ. ગયે વર્ષે જ્યારે તે ઘેર આવાને રહ્યો ત્યારે તેનું ચિત્ત સુપ્રસન્ન હતું. વચ્ચે વચ્ચે સરોજનો પ્રીતિપૂર્ણ પત્ર તેને પ્રાપ્ત થતો હતો, તેથીજ તેના રજાના દિવસો ઘેર આનંદમાં જતા હતા. આ સમયે મુંબાઈથી ઘેર આવતા પહેલાં એક દિવસ તે વલ્લભદાસને ત્યાં ગયો હતો. એ દિવસે વલ્લભદાસ સાથે તેની મુલાકાત થઇ હતી; પરંતુ સરોજને તે મળી શક્યો નહોતો. તે દિવસે સરોજ હંસરાજની

સાથે ફરવા ગઇ હતી. ઘેર આવ્યા પછી ચંદ્રકાન્તને એક દિવસે વલ્લભદાસ તરફથી દશ રૂપિયાનો મનીઑર્ડર અને એક પત્ર મળ્યો. વલ્લભદાસે રજાઓના માસનો પગાર પણ ચંદ્રકાન્તને મોકલી આપ્યો હતો, તથા પત્ર લખી તેના કુશળ વર્તમાન પૂછ્યા હતા; પરંતુ સરોજનો એક પણ પત્ર આવ્યો નહિ. ચંદ્રકાન્તે એમ ધાર્યું હતું કે, તે કેવી પરીક્ષા આપી આવ્યો છે એ જાણવાની અતિ ઉત્સુકતાથી સરોજ તેને પત્ર લખશે. ચંદ્રકાન્ત એ પત્ર પ્રાપ્ત કરવાની આશામાંને આશામાં દિવસો પસાર કરવા લાગ્યો. આવી રીતે આશામાં ને આશામાં દશ દિવસ પસાર થઇ ગયા; પરંતુ સરોજનો પત્ર તો આવ્યો નહિ. આથી ચંદ્રકાન્તના મનમાં ઘણું અભિમાન ઉપજયું; પરંતુ અભિમાનથી શું વળે તેમ છે? હવે કાંઇ સરોજ ઓછી પહેલાંના જેવી છે? ચંદ્રકાન્તે સમજવું જોઇતું હતું કે— "**ते हि नो दिवसा गताः**—" એ સઘળા દિવસો વીતી ગયા છે. સરોજનો પત્ર મળવાની આશાથી જે દિવસે ચંદ્રકાન્ત પોષ્ટ આવવાના સમયે પોષ્ટ ઑફિસે જતો હતો, એ દિવસો જતા રહ્યા છે. જે દિવસે ચંદ્રકાન્તનો પત્ર મળવાથી સરોજ આનંદિત થતી હતી તે દિવસો અને તે આનંદ હવે રહ્યો નથી. દિવસો ચાલ્યા ગયા છે; પરંતુ આ સઘળો પ્રકાર ચંદ્રકાન્તનું મન કોઈ રીતે સમજી શકતું નથી. તેથીજ ચંદ્રકાન્તે સરોજના હૃદયશૂન્ય વ્યવહારને ભૂલી જઈ તેના પર એક પત્ર લખ્યો. એ પત્ર આ પ્રમાણે હતો:—

"હું મુંબાઈથી આ તરફ આવ્યો તે દિવસે સ્હવારે તમારે ત્યાં આવ્યો હતો; પરંતુ તમે મિ. હંસરાજ સાથે બ્હાર ફરવા ગયાં હતાં. મ્હારી પરીક્ષા પૂર્ણ થઈ છે. કદાચ મ્હેં સારી રીતે પરીક્ષા આપી છે એમ તમે તમારા મ્હોટા ભાઇને મુખે સાંભળ્યું હશે. હમણાં ઘેર આનંદ શૂન્ય મને મ્હારા દિવસો પસાર કરૂંછું."

આ પત્રનો ઉત્તર આવ્યો; પરંતુ ઘણી મુદત પછી આવ્યો.

જે ઉત્તર આવ્યો તે પણ પ્રીતિપ્રદ નહોતો. સરોજે લખ્યું હતું કેઃ—

"તમે ઘણી સારી રીતે પરીક્ષા આપી છે એ સાંભળી અતિ આનંદિત થઇ છું. તમે પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે પાસ થઇ સ્ટેટ સ્કૉલરશિપ મેળવશો એવી હું આશા રાખું છું. તમે તમારી પેલી પ્રતિજ્ઞા પાળશો કે? મિ૦ હંસરાજ ઘણા વિદ્વાન્ પુરૂષ છે. ઉદ્ભિદ્ વિદ્યામાં તેમનું અસાધારણ જ્ઞાન છે. હું એમની પાસેથી ઘણું નવીન તત્વ શીખી છું."

આ પત્ર મળતાં ચંદ્રકાન્તને ઘણું માઠું લાગ્યું. આ પત્રનો ભાવ ( tone ) કાંઈ વિચિત્રજ હતો. એમાં સહજ પણ હૃદયાવેગ નહોતો. સરોજ પહેલાં જે સઘળા પત્રો લખતી હતી તે સઘળા જૂદાજ પ્રકારના હતા, જાણે કે તેનું સંપૂર્ણ હૃદય એ પત્રોમાંથી પિછાની શકાતું હતું. હમણાં આવેલા પત્રમાં સરોજે હંસરાજની ઘણી પ્રશંસા કરી હતી. અવશ્ય તેણે સરોજ પર જાદુ કર્યું હોવું જોઇએ. ચંદ્રકાન્ત જાણતો હતો કે, હંસરાજની જેટલી પ્રશંસા કરવામાં આવે છે તેટલી પ્રશંસાને યોગ્ય તે નથીજ. તે એક પ્રતારક પુરૂષ છે. તે પોતાનું પૂર્વ ચરિત્ર છુપાવી, સરોજના હૃદયરાજ્યનો અધિષ્ઠાતા થવાનો પ્રયત્ન કરે છે. તેની શઠતા જાહેર કરવાનું, તેની લુચ્ચાઇ પ્રદર્શિત કરી દેવાનું ચંદ્રકાન્તને પોતાનું પરમ કર્ત્તવ્ય જણાયું. તેના પ્રાણની સુહૃત્ સરોજ, તેના જીવનનો દીપક સરોજ, તેના સ્વપ્ન રાજ્યની અધિષ્ઠાત્રી દેવતા સરોજનો તે પોતાના હૃદયનું લોહી રેડીને પણ ઉદ્ધાર કરશે. એટલા માટે એક ક્ષણનો પણ સમય વ્યર્થ જવા દેવો ઉચિત નથી. આથી ચંદ્રકાન્તે ઘણો વિચાર કર્યા પછી નીચે પ્રમાણે એક પત્ર લખ્યોઃ—

"આપનો પત્ર પ્રાપ્ત થવાથી સુખી થયો છું; કારણ કે મ્હને પ્રત્યુત્તર મળશે એવી આશાજ નહોતી. તમે ઉદ્ભિદ્ વિદ્યાનું શિક્ષણ

મેળવવા માંડયું છે એ જાણી આનંદિત થયો છું; પરંતુ મ્હને એમ લાગે છે કે તમને જે શિક્ષાગુરૂ મળી આવ્યા છે તેમના ઉપર તમારે આટલી બધી આસ્થા રાખવી ઉચિત નથી. હુ તમારો હિતાકાંક્ષી છું—તેથીજ તમને પ્રથમથી સાવધાન કરવાં, એ હું મ્હારૂં કર્તવ્ય સમજુછું. પછી તો જેમ તમને યોગ્ય લાગે તેમ કરજો. આ જગતમાં કોઈના મનનું કોઇ માલિક નથી."

પ્રથમ ચંદ્રકાન્તના હાવભાવ જોઈ સરોજના અંતરમાં સંદેહ ઉપજ્યો હતો કે ચંદ્રકાન્ત હંસરાજને દ્વેષ દૃષ્ટિથી જુએ છે. આ પત્ર મળતાં તેનો એ સંદેહ દૃઢ નિશ્ચયના સ્વરૂપમાં ફેરવાઈ ગયો. આથી તેણે વળતી પોષ્ટે એવો ઉત્તર લખ્યો કેઃ—

"આપનો પત્ર વાંચી ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું છે. એક નિરપરાધ ગૃહસ્થના તરફ આવા પ્રકારના અન્યાયપૂર્ણ કટાક્ષપાતનું કારણ શું છે તે હું સમજી શકતી નથી. તમે મિ૦ રાજાના સંબંધી કાંઇ જાણતા નથી, તેથીજ તેમની નિંદા કરો છો. આ ઘણો અન્યાય છે—આપના જેવા સુશિક્ષિત યુવકે આવું ન કરવું જોઇએ. જ્યાં સુધી આપ મિ૦ રાજાની પાસે આપના આ અપરાધની ક્ષમા નહિ માગો ત્યાં સુધી હવે મ્હારી સાથે પત્ર વ્યવહારની આશા રાખશો નહિ."

આ પત્ર વાંચવામાં આવતાંજ ચંદ્રકાન્તની સઘળી આશા ઉપર પાણી ફરી વળ્યું. સરોજની સાથે પુનઃ સ્નેહ બાંધવાની આશા નિરાશાના સ્વરૂપમાં બદલાઈ ગઈ; પરંતુ આ સમયે ચંદ્રકાન્તના અંતરમાં અપાર અભિમાનની સાથે ક્રોધ પણ ઉપજ્યો. સરોજનું કલ્યાણ કરવાના હેતુથી તેણે તેને ઉપર પ્રમાણે સૂચના કરી તેના બદલામાં સરોજે તેનું આવું અપમાન કર્યું ! શું હવે મિ૦ રાજાની પાસે ક્ષમા માગવી પડશે ? આ એજ મિ૦ રાજા છે કે જેમના નામ પર વિવાહ-

ભંગ કર્યાનો વિલાયતમાં કેસ ચાલ્યો હતો. એ માટે તેના વડિલબંધુ મિ૦ જીવરાજ રાજા તેના પર કેટલા બધા ક્રોધે ભરાયા હતા ? એ હંસરાજે અવશ્ય સરોજસુંદરીને ઇંદ્રજાળથી મુગ્ધ કરી છે ! એનો પ્રતિકાર અવશ્ય કરવોજ જોઇએ. આમ વિચારી ચંદ્રકાન્ત જલદીથી ગૃહત્યાગ કરી મુંબાઈ ચાલ્યો ગયો. ઘેર તેણે એમ કહ્યું કે એમ. એ. ની પરીક્ષા માટે તેને વિશેષ અભ્યાસ કરવાની જરૂર છે. એ અભ્યાસ ઘેર કરી શકાય તેમ નથી—મુંબાઈ જવાથીજ અભ્યાસ થાય તેમ છે.

મુંબાઈ જઇને તેણે વિચાર્યું કે:—" એક વખત સરોજને મળવાની ખાસ જરૂર છે. સરોજને મળી તેને સઘળું સ્પષ્ટ રીતે સમજાવ્યાથી તે તેની ભૂલ કદાચ સુધારશે." પરંતુ બીજીજ ક્ષણે એવો વિચાર આવ્યો કે:—" હું સરોજને કેવી રીતે સમજાવી શકીશ ? હું હંસરાજના પૂર્વ ચરિત્રની વાત તો પૂરેપૂરી જાણતો નથી. માત્ર તેના વડિલબંધુને મુખે મ્હેં માત્ર એક બે વાકયોજ સાંભળ્યાં હતાં." જે અમૃતલાલ હંસરાજના ચારિત્ર્યથી માહિતગાર હતો તેનો પત્તો લાગ્યો નહિ. એક જણને ખરાબ માણસ તરીકે જાહિર કરવાને માટે પૂરતાં પ્રમાણોની જરૂર પડે છે. એ પ્રમાણો કયાં છે ? સરોજ કદાચ ચંદ્રકાન્તને એમ કહે છે કે, " હું તમારા કરતાં મિ૦ હંસરાજને સારી રીતે પિછાનું છું. મ્હારા વડિલબંધુ સાથે પણ તેમનો સારો સંબંધ છે; તમે માત્ર સાંભળવામાં આવેલી વાત પર આટલો બધો વિશ્વાસ કેમ મૂકો છો ? " તો આ વાક્યનો ચંદ્રકાન્ત શો ઉત્તર આપે ? જો કદાચ તે મિ૦ જીવરાજ રાજાનું નામ દે તો જીવરાજ રાજા તેમના બંધુ વિરૂદ્ધ એક પણ શબ્દ બોલે ખરા કે ? વળી જીવરાજ શેઠની સાથે તો ચંદ્રકાન્તને તુમુલ તકરાર થઈ હતી. હવે તે શું મ્હોડું લઇને તેમને શરણે જાય ? જો કોઇ સંતોષજનક પ્રમાણ સિવાય તે સરોજસુંદરી પાસે જઇને હંસરાજ વિરૂદ્ધ કાંઇ બોલે તો ઉલટી પોતાના પ્રત્યે સરોજની અશ્રદ્ધા ઘણી વધી જાય, એમ ચંદ્રકાન્તને

લાગ્યું. આ સઘળો વિચાર કરી જોતાં સરોજ પાસે એ સંબંધી કાંઇ કહેવાનું ચંદ્રકાન્તે વ્યાજબી વિચાર્યું નહિ.

પરંતુ સરોજના ઉપર ક્રોધ અને અભિમાન ક્યાં સુધી રહી શકે ? તેને પુનઃ મળવાને માટે ચંદ્રકાન્તનું હૃદય વ્યાકુળ બની ગયું. મુંબાઇમાં હોવા છતાં પોતે સરોજને મળી શકતો નથી. સરોજની સાથે વાતચિત કરી શકતો નથી. સરોજને પત્ર સુદ્ધાં લખી શકતો નથી એ સઘળી સ્થિતિ તેને માટે ઘણી અસહ્ય થઈ પડી. ભલે વાતચિત ન કરી શકાય, મુલાકાત ન કરી શકાય; પરંતુ જો માત્ર સરોજનું દર્શન કરી શકાય તેમ હોત તોપણ તેના મનને સહજ સંતોષ થાત. સરોજનું, દૂર ઉભા રહીને દર્શન કરી પોતાની પિપાસાને શાન્ત કરવાનો ચંદ્રકાન્તે વિચાર કર્યો.

આવો વિચાર કરીને એક દિવસે તે વલ્લભદાસના મકાન તરફ જવા લાગ્યો. ત્યાં જઇને તે રસ્તાની એક બાજુએ આવેલી સડક ઉપર ઉભો રહ્યો. દિવસે એ ઠેકાણે જવાથી પોતાને કોઈ જોઈ જાય તો ? એવા ભયથી સંધ્યાકાળ પછીજ તે ત્યાં ગયો. સંધ્યા સમય પછી સરોજ બેઠકખાનાની બારીમાં આવીને ઉભી રહે તેમ હતી. જો તે કદાચ ચંદ્રકાન્તના સૌભાગ્યે બારીમાં આવીને ઉભી રહે તો, અષ્ટમીના ચંદ્રના ક્ષીણ પ્રકાશમાં, અથવા તો રસ્તા પર સળગતા ગ્યાસના ફાનસના પ્રકાશમાં તે એક વખત સરોજનું સુંદર મુખ જોઈ શકે તેમ હતો. તેના અવયવો જોવામાં ન આવે તો માત્ર તેનું મુખ તો દૂરથી જોઈ શકાશે. તેનું મુખ જોવામાં નહિ આવે તો તેનો કંઠસ્વર તો સાંભળી શકાશે. આવી આશાથી ચંદ્રકાન્ત ઘણા સમય સુધી સડક પર ઉભો રહ્યો; પરંતુ તેના દુર્ભાગ્યે સરોજ બારી પાસે આવીને ઉભી રહી નહિ. આથી તેનું ક્ષીણ આશારશ્મિ નિસ્તેજ થઈ ગયું. આવી રીતે રાત્રિના નવ વાગ્યા સુધી સડક ઉપર ઉભો રહીને

અંતે નિરાશ તેમજ દુઃખિત હૃદયે ચંદ્રકાન્ત પોતાના મુકામ પર પાછો ફર્યો.

આમ છતાં મનુષ્યની આશા સહજમાં પોતાનો પરાભાવ કબૂલ કરતી નથી. જો તેમ હોત તો આપણે આપણું જીવન પણ ધારણ કરી શકત નહિ. જો કે આજે ચંદ્રકાન્તની આશા ફળિભૂત ન થઈ તો પણ કદાચ કાલે ફળિભૂત થઈ શકે ખરી! પોતાની ઓરડીમાં દુઃખિત ચિત્તે પડયા રહેવા કરતાં એ સડક પર જઇ થોડા સમય સુધી ઉભા રહેવાને શી હરકત છે? ત્યાં જવાથી અંતતઃ પ્રિયજનનું સાન્નિધ્ય સુખ અનુભવી શકાય તેમ છે. આમ વિચારી બીજે દિવસે સંધ્યા-કાળ પછી ચંદ્રકાન્ત પુનઃ ઘેરથી બ્હાર નીકળી પડયો. એ દિવસે થોડી થોડી વૃષ્ટિ થતી હતી. વૃષ્ટિ થતી હતી તેથી શી હરકત હતી? પોતાની પાસે છત્રી તો છે. વળી જો બહુ વૃષ્ટિ થશે તો કોઇના મકાનના ઓટલા ઉપર ઉભા રહેવાશે. આથી વૃષ્ટિની દરકાર કર્યા સિવાય ચંદ્રકાન્ત ગઇ કાલે જે ઠેકાણે ઉભો રહ્યો હતો તે ઠેકાણે જઇને ઉભો રહ્યો; પરંતુ ધીમે ધીમે વૃષ્ટિનો વેગ વધવા લાગ્યો—મુશળધાર વર્ષાદ પડવા લાગ્યો. વૃષ્ટિના જોરથી છત્રી પણ આડી અવળી થઈ જતી હોવાથી કપડાં ભીંજાઈ જતાં હતાં. પાસે કોઇ મકાન પણ નહોતું કે, ચંદ્રકાન્ત તેના ઓટલા ઉપર જઇને ઉભો રહી શકે. ચંદ્રકાન્ત નિરૂપાયે જે બાજુની સડક ઉપર વલ્લભદાસનો બંગલો હતો તે બંગલા પાસે જઈ, બંગલાના કમ્પાઉન્ડને અઢેલીને ઉભો ઉભો વૃષ્ટિથી ભીંજાવા લાગ્યો. જ્યારે તે પોતાના મુકામ ઉપરથી આટલે દૂર આવ્યો છે ત્યારે હવે તે થોડો વખત અહિં ઉભો રહ્યા સિવાય પાછો કેવી રીતે જઇ શકે? વળી પોતાના મુકામ પર જવાથી તેના મનને શાન્તિ મળે તેમ નહોતી. સરોજનું મકાન જોવામાં આવતાં પણ તે સહજ શાન્તિ અનુભવી શકતો હતો. ચંદ્રકાન્ત કમ્પાઉન્ડ પાસે ઉભો રહી વલ્લભદાસના બંગલા તરફ ટગર ટગર જોવા

લાગ્યો. જો કદાચ દૈવયોગે સરોજ કોઇ એક બારી ઉઘાડવાને યા તો બંધ કરવાને પોતાનો હાથ કિંવા મ્હોં દેખાડે તો ચંદ્રકાન્ત ગ્યાસના, પ્રચંડ વૃષ્ટિને લીધે ક્ષીણ થયેલા પ્રકાશમાં પણ એક વખત તેનું દર્શન કરી નેત્રોની પિપાસાને શાન્ત કરે. આવી રીતે ઉભા રહીને જોતાં જોતાં વલ્લભદાસના મકાન પ્રત્યે પણ ચંદ્રકાન્તના અંતરમાં એક પ્રકારનો પ્રેમ ઉપજ્યો. જે વસ્તુને જોવાથી અંતરને આનંદ થાય છે, જે વસ્તુને ફરી ફરીથી જોવાની ઇચ્છા થાય છે તેના પ્રત્યે હૃદયનું આકર્ષણ સહેલાઇથી થાય છે. પછી એ વસ્તુ ચેતન પદાર્થ હોય યા તો અચેતન પદાર્થ હોય. આવી રીતે ઘણા સમય સુધી ઉભો રહીને ચંદ્રકાન્ત વલ્લભદાસના મકાન તરફ જોવા લાગ્યો; પરંતુ તેના દુર્ભાગ્યે તે દિવસે પણ સરોજનું દર્શન થયું નહિ—તેનો સ્વર સુદ્ધાં સાંભળવામાં આવ્યો નહિ. આવી રીતે રાત્રિના દશ વાગ્યા સુધી ત્યાં ઉભો રહી, ચંદ્રકાન્ત ભીંજાયલાં વસ્ત્રોએ, ચિંતાતુર ચિત્તે પોતાના મુકામે પાછો ફર્યો.

બીજે દિવસે ચંદ્રકાન્ત પોતાના મન સાથે વિચારવા લાગ્યોઃ—"કાલે વૃષ્ટિ થઇ હતી તેથી સરોજ બ્હાર નીકળી નહોતી; અગર તો ગઇ કાલે તે બ્હાર ફરવા ગઇ હશે. જો તે વ્હેલો ગયો હોત તો અવશ્ય સરોજનું—પ્રેમપ્રતિમાનું દર્શન કરી શકત; માટે આજે પુનઃ અવશ્ય ત્યાં જવું જોઇએ." આમ વિચારી તે દિવસે પણ એ ત્યાં જઇને સડક ઉપર ઉભો રહ્યો. એ દિવસે વૃષ્ટિ પડતી નંહોતી. આકાશ તદ્દન સ્વચ્છ હતું. આસ્માની આકાશમાં દશમીનો ચંદ્ર પૂર્ણ તેજથી પ્રકાશી રહ્યો હતો. પ્રકૃતિ જ્યોત્સ્નાથી તેજસ્વી થઇને અપૂર્વ સજ્જાથી સજ્જિત! થઇ હતી. ચંદ્રકાન્ત સડક પર આવીને ઉભો રહ્યો એટલે તે વલ્લભદાસના બેઠકખાનામાં હારમોનિયમ વાગતું અને તે સાથે એક સુમધુર ભાવપૂર્ણ સંગીત ગવાતું સાંભળી શક્યો. ઘણા દિવસ પછી તે સરોજનો સ્વર સાંભળી આનંદિત થયો. એવો પણ એક દિવસ

ગ્યો છે કે, જ્યારે આ સુમિષ્ટ કંઠ તેનીજ પ્રીતિ પ્રાપ્ત કરવાને માટે સપ્તમ સ્વરથી ગગનમાં ઘેરાતો હતો. આજે એજ સ્વર પાસે જઇને સાંભળવાનો અધિકાર નથી. પૂર્વ કથાનું સ્મરણ થઇ આવતાંજ ચંદ્રકાન્તનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ સરી પડી, તેના અંગને ભીંજવવા લાગી. થોડા સમય પછી એ સ્વર બંધ પડયો. ચંદ્રકાન્તે આજે પોતાના આગમનનું સાર્થક થયેલું વિચાર્યું. તેનાં નેત્રોએ જો કે તૃપ્તિ ન મેળવી; પરંતુ તેના કાનોએ તો ઘણા દિવસ પછી એ અમૃતમય સ્વરસુધાનું પાન કર્યું ! બરાબર આ સમયે મિ૦ હંસરાજની ગાડી આવી વલ્લભદાસના બંગલાના કમ્પાઉન્ડ પાંસે ઉભી રહી. ચંદ્રકાન્તે ક્રોધવશ થઈ પોતાનું મ્હોં બીજી દિશા તરફ ફેરવ્યું.

હંસરાજ ગાડીમાંથી નીચે ઉતર્યો—ચંદ્રકાન્ત રસ્તા પર—સડક પરજ ઉભો રહ્યો. થોડા સમય પછી પુનઃ સરોજનું અમૃતરસ વર્ષાવતું સંગીત શુરૂ થયું. તેની સાથે વાજીંત્ર પણ વાગવા લાગ્યું. આ સમયે સરોજ જે સંગીત ગાતી હતી તે ઉપાસના સંગીત હતું કે પ્રેમ સંગીત હતું તે ચંદ્રકાન્ત સમજી શકયો નહિ. આમ છતાં આજે ચંદ્રકાન્ત કેવો સૌભાગ્યવાન્ હતો ! તેણે પેટ ભરીને તૃપ્તિ થાય ત્યાં સુધી એ સંગીતસુધાના ઘુંટડા પીધા છતાં તેના મનમાં એટલો ખટકો રહી ગયો કે, આજે સરોજે ઉપાસના સંગીત ગાયું કે પ્રેમ સંગીત ? ગમે તે સંગીત હોય તો પણ આજે સરોજનો કંઠસ્વર તો સાંભળવામાં આવ્યો ને ? કિન્તુ આ દુઃખમય સંસારમાં કોઈ પણ સુખ વધારે સમય સુધી કોઇના ભાગ્યમાં ભોગવવાનું નિર્માણ થયેલું હોતું નથી.

ચંદ્રકાન્તથી થોડે દૂર રસ્તાની ઉપર અલ્લી હુસેન નામનો પહેરાવાળો ઉભો રહીને એક ગઝલ ધીમે સ્વરે લલકારતો હતો. તથા કોઈ શિકાર પકડવાને માટે ચોતરફ દૃષ્ટિ ફેરવતો હતો. આજે ચ્હા પાનનો એક પણ પૈસો મળેલો નહિ હોવાથી—એવડો પીવાની પાવલી નહિ મળ્યાથી ભૂખ્યા વાઘની માફક તે આમતેમ જોયા કરતો હતો.

તેણે આ ત્રણ દિવસથી ચંદ્રકાન્તને સડક પર ઉભો રહી, વલ્લભદાસના મકાન તરફ જોઇ રહેલો જોયો હતો. તેથી તેણે એમ વિચાર્યું કે, આ માણુસના મનમાં કોઈ પણ પ્રકારનો ખરાબ હેતુ છે. આથી તેણે ધીમેથી ચંદ્રકાન્તની પાછળ જઈ પહોંચી, બળપૂર્વક તેનો હાથ પકડીને કહ્યું:–" તુમ રોજ રોજ યહાંપર ખડા હો કર કયા દેખતા હય ? તુમેરી કુછ બુરી મતલબ હય ! "

કૉન્સ્ટેબલે ચંદ્રકાન્તનો એક હાથ પકડયો કે તરતજ તે ચમકી ઉઠયો. જાણે કે તે કોઈ સ્વપ્નરાજ્યમાંથી નીચે પૃથ્વી પર પટકાઈ પડયો. તેણે સહજ અકળાઈ જઇને કહ્યું:-" તુંમ કયા કહેતે હો—હમેરા હાથ છોડ દો. "

આમ કહીને તે પોતાનો હાથ છોડાવવા લાગ્યો. પહેરેગીરે વિશેષ ક્રોધે ભરાઇને કહ્યું:–" હમ કભી નહિ છોડેગા. તુમ બોલો, યહાંપર કિસ વાસ્તે રોજ ખડા રહેતા હય. ઓર યે મકાનમેં નજર કરતા હય ? કયા, તુમેરા ચોરી કરનેકા ઇરાદા હય ! "

આ વચનો સાંભળવામાં આવતાં ચંદ્રકાન્તના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે રોષાવેશમાંજ કહ્યું:–" શું, હું ચોર છું ? મ્હોડું સમાલીને બોલો—મ્હારો હાથ છોડી દ્યો. "

" અરે—છોડ દો છોડ દો બાત બોલતા હય ? હમ કભી નહિ છોડેગા. તુમકો હમ ગેટ પર લે જાયગા. તુમ્હારા ઇસ મકાનમાં ચોરી કરનેકા ઇરાદા હય. "

ગેટનું નામ સાંભળી ચંદ્રકાન્ત સહજ નમ્ર થઇ ગયો. આ સમય દરમ્યાન ' શું થયું છે ? શું થયું છે ? ' કહેતા ત્યાં અનેક લોકો એકઠા થઇ ગયા હતા. પહેરેગીરે એ લોકોમાંના એકને સંબોધીને કહ્યું:–" અરે ભૈયા ! દેખો, ઇસ આદમી યહાંપર ખડા હો કર આજ તીન રોજસે ઇસ મકાન તર્ફ નજર કરતા હય—ઇસકા ચોરી કરનેકા ઈરાદા હય યા દુસરા ? "

આ સમયે એકઠા થયેલા લોકોમાંના કેટલાકે કહ્યું:–"કેમ—તમે તો કોઇ સારા ગૃહસ્થના પુત્ર જણાઓ છો. તમે ત્રણ દિવસથી અહિં આવીને શા માટે ઉભા રહો છો? આપના જેવાને માટે આ રીતભાત સારી કહેવાય નહિ."

ચંદ્રકાન્તે નમ્ર સ્વરે કહ્યું:–"ભાઇઓ! તમે આ પહેરેગીરની વાત પર વિશ્વાસ મૂકશો નહિ. હું કૉલેજમાં અભ્યાસ કરૂં છું. આ વર્ષે મ્હેં બી. એ. ની પરીક્ષા આપી છે. હું અહિંથી જતો હતો એવામાં આ મકાનમાં ગાયન ગવાતું મ્હારા સાંભળવામાં આવ્યું તેથી તે સાંભળવાને હું અહિં ઉભો રહ્યો હતો."

તરતજ પહેરેગીરે કહ્યું:–"કભી નહિ—કભી નહિ. સબ ઝુટ બાત હય. કાલ ગાન નહિ હુવા થા. પરસુ રોજ ગાન નહિ હુવા થા. તુમ કિસ વાસ્તે યહાંપર કાલ ઔર પરસુ રોજ ખડા રહા થા? કાલ તો સખ્ત વર્षાદ ગિરતા થા."

ચંદ્રકાન્ત આ વચનોનો સંતોષજનક ઉત્તર આપી શકયો નહિ તેથી તે મ્હોટા સંકટમાં ફસાયો. અતિ નમ્ર સ્વરે તેણે કહ્યું:–"કાલે અને પરમ દિવસે હું અહિં ઉભો રહીને આ મકાનમાં એક માણસના આવવાની રાહ જોતો હતો. એ મકાનમાં સઘળાં માણસો મ્હને ઓળખે છે. હું ચોર નથી—મ્હારા મનમાં કશો ખોટો વિચાર પણ નથી."

આ સમયે એકઠા થયેલા માણસોમાંના એક જણે કહ્યું–"ત્યારે તમે ગાયન સાંભળવાને રસ્તા પર શા માટે ઉભા રહ્યા હતા? જ્યારે તમે એ મકાનમાંનાં સઘળાં માણસોને ઓળખો છો ત્યારે તમે અંદર જઇને પણ ગાયન સાંભળી શકત."

આ વાકયોનો ચંદ્રકાન્ત શો ઉત્તર આપે? તે ચૂપ રહ્યો. આથી પહેરેગીરે કહ્યુ:–"અચ્છા, ચલો યે મકાનમેં હમ તજવીજ કરેગા—વો લોક તુમકો પહિચાનતા હય યા નહિ?"

ચંદ્રકાન્ત મ્હોટી અડચણમાં આવી પડયો. આવી સ્થિતિમાં તે હમણાં કોઈ પણ રીતે વલ્લભદાસના મકાનમાં જઇ શકે તેમ નહોતો. પહેરેગીરને મુખે ત્યાં જવાની વાત સાંભળવામાં આવતાંજ તેના મસ્તક પર જાણે કે વજ્રાઘાત થયો. તેનું મ્હોં લેવાઇ ગયું. તેનું માથું ફરવા લાગ્યું. તેનું સર્વાંગ ધ્રૂજી ઉઠયું. જો તેના પગ નીચેની પૃથિવીએ તેને આશ્રય આપ્યો હોત તો તે તેમાં સમાઈ જાત. તેની આવી પરિસ્થિતિ જોવામાં આવતાં પહેરેગીરના મનમાં વધારે સંદેહ ઉપજ્યો. એકઠા થયેલા લોકોમાંના કેટલાકે પણ આગળ વધીને ચંદ્રકાન્તના હાથ પકડયા. તેઓમાંના કેટલાકે એક સાથે બોલી ઉઠયા:–"ઠીક, ત્યારે તમને આ સિપાહી સાથે એ મકાનમાં જવાને શી અડચણ છે? પહેરેગીર! હવે ચોક્કસ તપાસ કર્યા સિવાય એમને છોડશો નહિ."

આમ કહીને કેટલાક પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા ત્યારે માત્ર બે ચાર જણા તમાશો જોવા ઉભા રહ્યા.

નિરૂપાયે ચંદ્રકાન્ત પહેરેગીરની સાથે સાથે વલ્લભદાસના મકાનમાં જવા લાગ્યો. એક દિવસે એ મકાનમાં જતાં ચંદ્રકાન્ત કેવાં વિવિધ સુખોની કલ્પનાઓ કરતો જતો હતો! આજે દુર્ભાગ્યવશાત: પોતાની નામરજી હોવા છતાં એક ચોરની માફક કેદી થઇને તેને એ મકાનમાં પ્રવેશ કરવો પડે છે. ભાગ્યની કેવી ભીષણ વિડંબના! પ્રેમમાં પડતાં આ સઘળી દુર્ગતિ ભોગવવીજ પડે છે!

પહેરેગીરે વલ્લભદાસના બંગલાના કમ્પાઉન્ડ પાસે જઇને ચંદ્રકાન્તને કહ્યું:–"ભાઈ હમકુ કુછ બક્ષિસ દો—હમ તુમકો છોડ દેગા—દો—એકાદ રૂપૈયા દેદો."

લાંચ આપવાની વાત સાંભળી ચંદ્રકાન્ત રાતો પીળો થઇ ગયો. તેણે કહ્યું:–"હું એક પણ પૈસો લાંચ આપીશ નહિ." પરંતુ બીજીજ

ક્ષણે તે નમ્ર થઇ ગયો, તથા ખિસ્સામાં હાથ નાખી તેણે પાકીટ બ્હાર કાઢયું; પરંતુ પાકીટમાં માત્ર એકજ પૈસો હતો ! એ પૈસો નજરે પડતાંજ પહેરેગીરે કહ્યું:–"નહિ હોગા—નહિ હોગા—તુમ ચલો !"

પહેરેગીર જ્યારે ચંદ્રકાન્તને વલ્લભદાસના બેઠકખાના પાસે લઈ ગયો ત્યારે બેઠકખાનામાં હંસરાજ અને સરોજ બેઠાં બેઠાં વાર્ત્તાવિનોદ કરતાં હતાં. તેની પાસેની ઓરડીમાં ચમન અને મોહન અભ્યાસ કરતા હતા. સરોજ પહેરેગીરને જોતાંજ બોલી ઉઠી:—

"કેમ—અહિં શા કામે આવ્યા છો ?"

હંસરાજ ચંદ્રકાન્તને જોઈ બોલી ઉઠયો:–"Hollo Mr. Chandrakant ! what is the matter ? Come in please." (ચંદ્રકાન્ત કે ? શું થયું છે ! અંદર આવોને.)

સરોજે, ચંદ્રકાન્તને પહેરેગીર સાથે જોઇને વિશેષ વિસ્મિત થઇને કહ્યું:–"કેમ, આપ ક્યાંથી ? શું થયું છે ?"

પહેરેગીરે કહ્યું:–"માફજી ! યે આદમી હરરોજ રાતમેં રસ્તા પર ખડા હો કર આપ લોગોંકા મકાન તર્ફ નજર કરતા હય ? ઇસકા કુછ ખરાબ ઇરાદા હય કે નહિ ? આપ ઇનકો પહિચાનતા હય ?"

આ પ્રશ્નોનો સરોજ ઉત્તર આપે તે પહેલાંજ હંસરાજે કહ્યું:– "તુમ ઇસકો છોડ દો. ઉનકા કુછ ખરાબ ઇરાદા નહિ હય, હમલોગ ઉનકો પહિચાનતા હય."

"બહુત અચ્છા—સલામ સાહેબ !" કહીને પહેરેગીર, હંસરાજને મિલિટરી સીસ્ટમ પ્રમાણે સલામ કરીને ચાલ્યો ગયો.

અત્યાર સુધી ચંદ્રકાન્ત ચૂપકીદી ધારણ કરી ઉભો રહ્યો હતો. આ પ્રકારથી તેની થોડી ઘણી શુદ્ધિ જતી રહી હતી !



# પ્રકરણ ૩૨ મું.

## પ્રેમમાં ઉન્માદ.

" હજારો ખ્વાયસેં એસી કે, હર ખ્વાયસપેં દમ નીકલે,
બહુત નીકલે મેરે અરમાં લેકીન ફીરભી કમ નીકલે;
મહોબતમેં નહી હય ફર્ક જીને ઓર મરનેકા,
ઉસીકો દેખ કર જીતે હય, જીસ કાફીરપે દમ નીકલે. "

—ઉર્દુ શાયર.

ગયા પ્રકરણમાં લખેલો પ્રકાર બન્યા પછી સાતમે દિવસે મધ્યાન્હકાળે ચંદ્રકાન્ત તેની ઓરડીમાં સૂઈ રહ્યો હતો. તેનું શરીર દુર્બળ બની ગયું હતું. થોડો પરિશ્રમ કરવામાં આવતાં માથું ફરી જતું હતું. તેનો એક મિત્ર કાન્તિલાલ મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરતો હતો. તે ઘેર ગયો નહોતો. તેજ ચંદ્રકાન્તને ઔષધ આપતો હતો. બીજા એક ચંદ્રકાન્તના સ્નેહી ડૉકટર પણ આવીને તેને સ્નાયવીય દુર્બળતાને માટે ઔષધની વ્યવસ્થા કરી આપી ગયા હતા. પોતાની બિમારી સંબંધી હજી સુધી ચંદ્રકાન્તે ઘેર કોઇને કાંઈ લખ્યું નહોતું; પાછું કોઈ આવીને તેને મુંબાઇથી ઘેર લઈ જાય તો ?

આજે ચંદ્રકાન્તની તબિયત ઘણી સારી હતી. કાન્તિલાલ કૉલેજમાં ચાલ્યો ગયો હતો. ચંદ્રકાન્તને એકાંત વાસ પસદ પડયો નહિ. અભ્યાસ કરવાનો, વાંચવા લખવાનો યા તો કોઈ પણ પ્રકારનો માનસિક પરિશ્રમ કરવાની ડૉકટરે મના કરી હતી; પરંતુ કયું કર્યા સિવાય દિવસ કાઢી શકાતો નહોતો. ચંદ્રકાન્તે કાંઇ વિચારી, શય્યા-ત્યાગ કરી પોતાની ટ્રંક ઉઘાડી અને તેમાંથી કેટલાક પહેલાંના આવેલા કાગળ પત્રો બ્હાર કાઢયા. આ પત્રો સરોજસુંદરીના હતા. કંજુસની દોલતની માફક ચંદ્રકાન્ત એ પત્રોનું સંરક્ષણ કરતો હતો. પાછા એ પત્રો કોઈના જોવામાં આવે તો ? એ ભયથી તે એ પત્રોને

બ્હાર કાઢવાનું સાહસ કદિ કરી શકતો નહિ. તેથી આજે પણ તે એ પત્રો છુપી રીતે વાંચવા લાગ્યો, અને વારંવાર દ્વાર તરફ જોવા લાગ્યો; પરંતુ અહિં શાનો ભય છે? આ તો કાંઈ ચોરીથી વલ્લભદાસનું મકાન જોવા જેવું કાર્ય નથી! વળી અહિં પેલો પહેરેગીર પણ કયાં છે? પરંતુ આમાં પણ ભય છે. ચોરી કરીને અમુક વસ્તુ જોવા પ્રમાણે ચોરી છુપીથી વિચારો કરવામાં પણ કેટલી મધુરતા છે! પરંતુ નીચે કોના બૂટનો અવાજ થતો સંભળાયો? ચંદ્રકાન્ત! સાવધાન! પરંતુ ચંદ્રકાન્ત હમણાં એ પ્રેમપત્રો વાંચવામાં તન્મય બની ગયો હતો. આ સમયે કોઇ માણસ દાદર ચઢીને ઉપર આવતું હતું! ચંદ્રકાન્ત દ્વારને સાંકળ મારવી ભૂલી ગયો હતો. એકાએક કોઇએ આવી બારણું ઉઘાડી નાખી ચંદ્રકાન્તની ઓરડીમાં પ્રવેશ કર્યો. ચંદ્રકાન્ત ચમક્યો. તે હાથમાંના પત્રો ઉતાવળથી ટ્રંકમાં મૂકી દેવાનો પ્રયત્ન કરતો હતો એવામાં જયન્તે તેની પાસે આવી પહોંચીને કહ્યું:—“હમણાં શું કરે છે? હાથમાંના પત્રો પેટીમાં કેમ મૂકી દે છે? ગભરાઇશ નહિ, હું ત્હારા ખાનગી પત્રો નહિ જોઉં. મ્હેં એમ સાંભળ્યું છે કે, હમણાં ત્હારી તબિયત બગડી છે એ શું સત્ય છે કે?”

સત્વર શય્યા ઉપર જઇ બેસીને ચંદ્રકાન્તે ધીમેથી કહ્યું:—“હા હમણાં મ્હારી તબિયત સહજ બિમાર રહે છે. આજે એકાએક તું કયાંથી આવી ચઢ્યો?”

“હું મ્હારી વકીલાતની સનંદ લેવા આવ્યો હતો. રસ્તામાં કાન્તિલાલ સાથે મ્હારી મુલાકાત થઇ. તેણેજ મ્હને ત્હારી બિમારીના સમાચાર કહ્યા. તબિયત બગડેલી હોવા છતાં તું અહિં કેમ પડી રહ્યો છે? પ્રેમ કરવાને કેમ? કિન્તુ હમણાં હું ત્હારા સઘળા દોષની ક્ષમા આપી શકું છું, સમજ્યો? પરીક્ષાનું પરિણામ બ્હાર પડયું છે તે તું જાણે છે?”

ચંદ્રકાન્તે અતિ ઉત્સુકતાથી બેઠા થઇને કહ્યું:—" ના ના—હું તો કાંઇ જાણતો નથી. કહે કહે, મ્હારૂં પરિણામ કેવું આવ્યું છે?"

" પરિણામ આજે બપોરેજ બ્હાર પડયું છે. તું ફર્સ્ટ કલાસમાં ફર્સ્ટ આવ્યો છે;—તને ઇનામ પણ મળ્યું છે."

ચંદ્રકાન્ત આવેશમાંને આવેશમાં ઉભો થયો, અને હર્ષાવેશથી તેણે કહ્યું:—" હેં! શું તું ખરૂં કહે છે? જા જા, તું મ્હારી મશ્કરી કરે છે! ચાલ, આપણે બન્ને સાથે જઇને પરિણામ જોઇ આવીએ."

" ત્હારૂં શરીર સારૂં નથી, તું સૂઈ રહે. જો, આ પરિણામનો કાગળ પણ હું મ્હારી સાથે લેતો આવ્યો છું." આમ કહીને જયન્તે પરિણામનો કાગળ બ્હાર કાઢી ચંદ્રકાન્તના હાથમાં મૂકયો.

ચંદ્રકાન્તે એ કાગળ જોઇ, અતિ પ્રસન્ન થઇને કહ્યું:—" ખરે-ખર! હું પ્રથમ વર્ગમાં પ્રથમજ નંબરે પાસ થયો છું. મ્હને આવી સ્વપ્ને પણ આશા નહોતી!"

" ત્હારૂં આવું ઉત્તમ પરિણામ જોઈ મ્હને પણ ઘણો આનંદ થાય છે. ત્હારી મહેનત સફળ થઇ છે."

" પણ મ્હને આવી આશા નહોતી."

" હવે તું ત્હારી ઇચ્છામાં આવે એવો પ્રેમ કર, સમજ્યો? ત્રણ ચાર કે પાંચ પ્રકારનો Physical, Intellectual, Moral, Chemical, Mathemetical &c. &c."

" હા ભાઈ! તું ત્હારી ઇચ્છામાં આવે એમ કહે; પણ તું જાણે છે કે, હવે હું ત્યાં જતો નથી. એક બીજીજ વ્યકિત જાય છે."

" તેથી શી હરકત છે? એનો તો હશે ત્હારો પેલો Physical loveતેને ત્હારા Intellectual love સાથે શો સંબંધ છે? તેનું Sphere ( ક્ષેત્ર ) જૂદું છે. કેમ ખરૂં ને?"

"હા, ભાઇ ! હા; પણ Intellectual love કાંઈ શૂન્યની સાથે તો ન થાય ને ?"

"કાગળ પત્રથી પણ ચાલે. તેથીજ આજે તું એ બધા પત્રો વાંચતો હોઇશ. વારૂં વારૂં, પણ એ ત્રીજી વ્યકિત કોણ છે ?"

"એનું નામ મિ૦ હંસરાજ રાજા છે—તે એક વિલાયત જઇ પાસ થઇ આવેલો બરિસ્ટર છે."

"હાં હાં, પેલા મિ૦ જીવરાજ રાજાનો ભાઈજ ને ? જીવરાજ તે દિવસે આપણી હાજરીમાં પોતાના ભાઇની કીર્તિનાં યશોગાન ગાતા હતા !"

"હા, એજ છે. તને પણ બધી વાત યાદ રહી છે ખરી; પરંતુ એ માણસનામાં ઘણું વાક્ચાતુર્ય છે. એના જેવા વાક્ચાતુર્યવાળો બીજો કોઈ માણસ ભાગ્યેજ હશે ! વલ્લભદાસ પણ તેની વિદ્વતા સુશિલતા અને વિનયનાં ઘણાં વખાણ કરે છે !"

"વલ્લભદાસ બિચારા સાદા અને સરળ સ્વભાવના માણસ છે તેમને આ દુનિયામાં ચાલતી કપટજાળની સહજ પણ માહિતી નથી. તેમને તેમની નોકરી, ભક્તિ સદાચાર, વાંચવું લખવું વગેરે સિવાય બીજી કાંઇ માહિતી નથી; પરંતુ સરોજનો એને માટે કેવો અભિપ્રાય છે."

"અરે સરોજ તો જાણે કે તેને એક મહાન્ પુરૂષ ભારતવર્ષનું ગૌરવ સમજે છે ! હમ્મેશાં સ્હાંજે તે સરોજની પાસે જાય છે. સરોજ તેની પાસે પિયાનો વગાડતાં શીખે છે. તેઓ કોઇ કોઇ દિવસે વિકટોરિયા ગાર્ડનમાં યા તો પાલવા પર ફરવા પણ જાય છે."

"અને તું આ બધું જોઇ 'હા હસ્તોહસ્મિ !' બોલી માથું ખંજવાળતો બેસી રહે છે, કેમ ?"

"મ્હેં એની સઘળી હકીકત સરોજને કહી, તેને સાવધાન થવા માટે જણાવ્યું તો તેનું પરિણામ ઉલટું આવ્યું. તે મ્હારા પર

નારાજ થઈ. હું જાણે કે તેનું અનિષ્ટ કરવાનેજ ઇચ્છું છું એમ તેને લાગ્યું. મ્હારાં વચનો ઉપર તેને બિલકુલ વિશ્વાસ બેઠો નહિ. મ્હેં પણ ત્યાં જવાનું છોડી દીધું છે. છતાં મિ૦ હંસરાજ રાજાનું પૂર્વજીવન ઉઘાડું પાડવાની મ્હેં પ્રતિજ્ઞા કરી છે. કાળક્રમે હું તેનું સમસ્ત ગુપ્તજીવન ઉઘાડું પાડી—તેની મોહજાળ તોડી નાખી એ બાળિકાનો ઉદ્ધાર કરીશ."

"વાહરે! તું પણ ઘણો chivalric જણાય છે; ત્હારો પ્રયત્ન અતિ પ્રશંસાપાત્ર છે; પરંતુ જોજે, સંભાળજે, એમ કરવા જતાં કોઇની આબરૂનો નાશ કર્યાના ગુન્હામાં ન સપડાઈ જાય. તું કહે છે તે ખરૂં છે; પણ તું હવે શું કરીશ? સરોજસુંદરી ભલી ભોળી બાળિકા છે તેથી આજકાલના સુધરેલા જમાનામાં એ ફસાઇ પડી છે, તેનો ઉદ્ધાર કરવા માટે તું શું કરીશ?"

"શું કરીશ? આ વખતે હું ટ્રાવેલિંગ સ્કૉલરશિપ લઇ વિલાયત જઇશ. ત્યાં જઈ જેટલાં પ્રમાણો મળી આવશે તેટલાં એકઠાં કરીશ, અને ત્યાંથી એ સઘળાં પ્રમાણો બારોબાર વલ્લભદાસ અને સરોજ ઉપર મોકલી આપીશ. મ્હેં પ્રથમથીજ આ પ્રમાણે કરવાનો મ્હારા મન સાથે દૃઢ નિશ્ચય કર્યો છે."

"પરંતુ તું આ સઘળું કરીશ તે પહેલાંજ જો એ બન્નેનાં લગ્ન થઇ જશે તો?"

"ના ના—એમ થવું અશકય છે. સરોજ બી. એ. ન થાય ત્યાં સુધી વલ્લભદાસ તેને પરણાવવાના નથી. આ વાત એમણે જાતેજ મ્હને કહી છે."

"પરંતુ એમ કરવાથી તને શો લાભ છે? વળી ત્હારાં ઘરનાં માણસો તને વિલાયત જવા દેશે કે? સૌની સામે ત્હારો વિરોધ થશે તો તું શું કરીશ?"

"ત્યારેજ તું કહે છે તેમ Chivalric થવાશેને ? વળી હું કાંઇ એ એકજ કાર્ય માટે વિલાયત જતો નથી; મ્હારી બીજી પણ એક ઇચ્છા છે. સિવિલ સર્વિસ, બૅરિસ્ટર કે બીજી કોઇ પરીક્ષા માટે પણ ત્યાં જવાનો વિચાર છે."

"એ બધું તો ઠીક; પરંતુ હું નથી ધારતો કે, ત્હારા ઘરનાં માણસો તને વિલાયત જવા દે."

"નહિ જવા દે શા માટે ? હું તેમની નામરજી હશે તો પણ જઇશ. મ્હારો સંકલ્પ સાક્ષાત બ્રહ્મા પણ ફેરવી શકે તેમ નથી; સમજ્યો ?"

"ઠીક, પણ ત્હારી બિચારી રાંક પત્નીનું શું થશે ? એ સરળ હૃદયની પ્રેમમૂર્તિની કેવી સ્થિતિ થશે ? સરોજનો ઉદ્ધાર કરવા જતાં તું ત્હારા સમસ્ત સુખને તિલાંજલિ આપીશ એમ મ્હને લાગે છે !"

"ના ના—હું વિલાયત જઇ આવીશ એટલે પછી તે મ્હારી સાથેજ રહેશે."

"એમ કદિ થવાનું નથી. એ માનશેજ નહિ. તું કદાચ એ બિચારીનો ભવ બાળીશ. આ બધી વાત મ્હને તો ઠીક લાગતી નથી. વળી સરોજ કોને વરશે તેની શી ખાત્રી ?"

"મ્હને એવા પ્રકારની સ્વપ્ને પણ આશા નથી. Love for the sake of love પ્રેમની ખાતરજ પ્રેમ, સમજ્યો ? હું વિલાયત જઉં તેને તું મ્હારો દોષ ગણે છે ? તુંજ કહેને કે, સ્કૉલરશિપ મળે તો શા માટે ત્યાં ન જવું ? ત્યાં જઇ એકાદ સારી પરીક્ષા આપી આવવાથી શું લાભ નથી ?"

"વિલાયત જવામાં દોષ છે એમ હું માનતો નથી; પરંતુ પ્રથમ ત્હારે ત્હારાં વડિલ માણસોની સંમતિ લેવી જોઈએ. જેમણે તને મ્હોટો કર્યો છે—ન્હાનપણથી લાડ લડાવ્યાં છે—જેઓ હમ્મેશાં ત્હારૂં કલ્યાણ થાય એમ ઇચ્છે છે—જેમણે ત્હારાજ ઉપર પોતાનાં સુખોની

સઘળી ઇમારતોનો પાયો ચણ્યો છે—જેમનું જીવનકારણ તું છે તેમને ત્હારે દુઃખી યા તો નિરાશ કરવાં જોઇએ નહિ. તું તેમના આત્માને દુઃખી કરે એ ઇચ્છવા યોગ્ય નથી; એથી કશો લાભ નથી.”

“પરંતુ તેઓ સૌ અશિક્ષિત, કુસંસ્કારાપન્ન છે. તેઓ ઉચ્ચ પ્રકારના શિક્ષણની મર્યાદા સમજતાં નથી. વળી વિલાયત જવાથી કેવું ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકાય છે એ સુદ્ધાં તેઓ જાણતાં નથી. હવે કહે જોઇએ કે હું શું કરૂં?”

“તેઓ અશિક્ષિત અને તું ઈંગ્રેજી ભણ્યો—બી. એ. પાસ થયો એટલે મહાપંડિત થયો કેમ?! તું વિલાયત જઇને ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકીશ એમાં કશો સંદેહ નથી; પરંતુ કોઇ વાતના પરિણામ સંબંધી પ્રથમથી કશો નિશ્ચય કરી શકાય નહિ. ત્હારાં વડિલોનું રૂણ તું આ પ્રમાણે કરીશ તો કેવી રીતે વાળી શકીશ? તેમના પ્રત્યેનું રૂણ કાંઈ માત્ર રૂપિયાથીજ વાળી શકાય તેમ નથી.”

“ઠીક છે, આ સંબંધી હું પૂરતો વિચાર કરી જોઇશ. પછીથી જે નિશ્ચય કરીશ તે તને જણાવીશ; પરંતુ વર્તમાન સ્થિતિમાં હું ભવિષ્યની ચિંતા કરી શકું તેમ નથી. હું જો એકાએક કોઈ કામ કરી બેસું તો તું મનમાં કાંઈ માઠું લગાડીશ નહિ. મ્હારી આવી દશા જોઇને તને મ્હારા પ્રત્યે સહાનુભૂતિ નથી ઉપજતી?”

“ના—બિલકુલ નથી ઉપજતી. મ્હેં તને કેટલી વખત ચેતાવ્યો હતો; પણ ત્હેં મ્હારૂં કહેવું લક્ષ્યમાં લીધું નહિ. આ ત્હારો પોતાનોજ આત્મકૃતવ્યાધિ છે.”

“તું મ્હારો પોતાનો દોષ કાઢે છે એ ઉચિત નથી. જો, આ કાગળ વાંચ.” આમ કહીને ચંદ્રકાન્તે એક કાગળ જયન્તના હાથમાં મૂક્યો. જયન્ત એ પત્ર હાથમાં લઈ લક્ષ્યપૂર્વક વાંચવા લાગ્યોઃ—*

---

* આ કાગળ સરોજસુંદરીએ, જ્યારે ચંદ્રકાન્ત ગયા ઉન્હાળાની રજામાં ઘેર ગયો હતો ત્યારે લખ્યો હતો.

" તમે તે દિવસે કહેતા હતા કે, હું વસ્તુને નેત્રોથી જોતી નથી; પરંતુ મનથી જોઉં છું. તમારી એ વાતનું સત્ય હું હમણાં યથાર્થ અનુભવી શકું છું. કહો જોઇએ કે કેવી રીતે અનુભવી શકું છું ? તે તમે સમજી શકશો નહિ. તમારે પરાજયજ કબૂલ કરવો પડશે. સાંભળો, આજે આ કાગળ હું મ્હારા દિવાનખાનામાં બેસીને લખું છું. નિર્મળ ધવલ ચંદ્રનો પ્રકાશ પ્રકાશી રહ્યો છે. આજકાલ જ્યોત્સ્ના આટલી બધી મનોહર કેમ લાગે છે ? હું થોડા દિવસ ઉપર આ સ્થાને બેસી આનું આજ આસમાની આકાશ, ઉજ્વળ તારા અને ચાંદનાથી પ્રકાશિત થઈ રહેલી પૃથિવીને જોતી હતી. એ દિવસે હું આવી મનોહર શોભાનું દર્શન કરી શકી નહોતી. એનું કારણ એજ છે કે, તે દિવસે હું નેત્રોથી જોતી હતી—મનથી નહિ.

" તમારો પત્ર આવતાં વિલંબ થયાથી મ્હારા મનમાં અનેક આશંકાઓ ઉપસ્થિત થતી હતી; પરંતુ એક ન્હાનો પત્ર મળવાથી મનને આજે આશ્વાસન મળ્યું છે. તમે અહિંથી ઘેર જઇને ઘણા બદલાઈ ગયા છો ! "

" વળી તે દિવસે તમે કહેતા હતા કે, મનનો વિકાસ શિક્ષણની અપેક્ષા રાખે છે; હું એમ કહું છું કે, તે શિક્ષણની અપેક્ષા રાખે છે એટલુંજ નહિ; પરંતુ કેટલેક અંશે સમયની અપેક્ષા પણ રાખે છે. કુમુદ દિવસે ખિલી નીકળતું નથી; પરંતુ રાત્રે ખિલે છે. રજનીગંધમાં દિવસે સુવાસ હોતી નથી—રાત્રે ક્યાંથી આવે છે ? એ ઉપરથી મ્હારી માન્યતા એવી છે કે, મનુષ્યની હૃદયકલિકા પણ તદનુસાર કાળવિશેષે આપોઆપ નવાં નવાં ભાવરૂપ દળમાં ભાળે છે. એ સમયના પહેલાં ગમે એટલા શિક્ષણથી તે પૂર્ણ વિકસતી નથી. " વગેરે.

પત્ર વાંચી રહ્યા પછી જયન્તે કહ્યું:—" સરોજનો ત્હારા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો છે એવું આ પત્ર ઉપરથી તો જણાતું નથી. આવી

ઘનિષ્ટતા અનેક કારણોને લીધે ઉત્પન્ન થાય છે. જેમકે Frendship (સખ્ય), શ્રદ્ધા, ઉચ્ચ આદર્શમાં અનુરક્તિ રાખે છે. તે પ્રમાણે તું શું એમ ધારે છે કે, સરોજ વિવાહ નહિ કરે, અને ત્હારી સાથે Dramatic love (નાટકીય પ્રેમ) માં જીવન પસાર કરશે? ત્હારો પ્રેમ શું selfish (સ્વાર્થી) છે?"

"ના, હું એવી આશા રાખતોજ નથી. હું તેને ચ્હાઉં છું. એમ મ્હેં તેને જણાવા દીધુંજ નથી. તને એક દિવસે મ્હેં જે આધ્યાત્મિક પ્રેમની વાત કહી હતી એજ મ્હારૂં લક્ષ્ય હતું; પરંતુ મ્હારા જેવા દુર્બળ હૃદયના માણસને માટે સાધનાની આવશ્યક્તા છે. એ સાધના કરવા જતાં હું યોગભ્રષ્ટ યોગીની માફક લક્ષ્યભ્રષ્ટ થયો છું. યુદ્ધમાં જય મેળવવા જતાં જાતેજ પરાજય પામ્યોછું. ભાઈ! ત્હારી મ્હારા પ્રત્યે સહાનુભૂતિ ન હોય તો પણ ત્હારે મ્હારા તરફ દયાદૃષ્ટિથી જોવું જોઇએ. હું ત્હારી દયાને પાત્ર તો છુંજ."

આટલું બોલતાં બોલતાંમાં ચંદ્રકાન્તનાં ચક્ષુઓમાં અશ્રુજળ ભરાઇ આવ્યું; પણ રૂમાલથી આંખોમાંનાં આંસુ સાફ કરી નાખી પુનઃ તે આવેશમાંજ બોલ્યોઃ—"હજી હું કાંઈ તદ્દન નિરાશ નથી થતો. મ્હને વિજય મળશેજ એવી હું આશા રાખુંછું. તું મ્હને સ્વાર્થી ન ધારીશ—હું આત્મજયી થઈશ. જો કે કદાચ પ્રેમનું પ્રતિદાન મેળવવાનો અધિકાર મ્હારામાં નહિ હોય; પરંતુ મ્હારામાં આત્મત્યાગ કરવાનું યથેષ્ટ બળ તેમજ અધિકાર છે. સરોજને હું સંકટમુક્ત કરીશ—તેનો ઉદ્ધાર કરવાને વિલાયત જઇશ—આ પૃથિવીના છેડા ઉપર જવું પડશે તો ત્યાં પણ જઇશ એવો મ્હેં દૃઢ નિશ્ચય કર્યો છે."

"તું ચક્રમ બની ગયો હોય એમ મ્હને લાગે છે."

"ચક્રમ શાનો? કોઇ પણ ઉચ્ચતમ ઉદ્દેશને માટે જીવન સમર્પણ કરવું એને તું ગાંડપણ કહે છે? I must live a life of

ideas. I hate a life of facts. ( હું આદર્શગત જીવન ગાળવા ઇચ્છુંછું–સંસારગત જીવનને હું ધિક્કારૂંછું.) "

" એમજ હોવું જોઇએ. તું તો એક genius ( પ્રતિભાશાળી વ્યક્તિ ) છે. ત્હારે એક પ્રકારની Originality ( પ્રતિભા ) તો જોઇએ ને જોઇએજ ! ઠીક છે, આજેજ હું ત્હારે ઘેર પત્ર લખુંછું કે તેઓ આવી તને ઘેર લઇ જાય. "

" હું કદિ ઘેર જઈશ નહિ. અહિં હમણાં મ્હારી દવા ચાલે છે, એટલે હમણાં હું ઘેર જઈ શકું તેમ નથી. "

" અરે ઓ ઇશ્કના દર્દી ! જ્યારે તું હવે વલ્લભદાસને ત્યાં જઇ શકે તેમ નથી તો પછી ઘેર શા માટે જતો નથી ? "

" શા માટે જતો નથી તે હું વિચારી શક્તો નથી. કોણ જાણે કે શાથી મુંબાઇનો પ્રકાશ અને મુંબાઇનું પાણી મ્હને ઉત્તમ લાગેછે !"

" ત્યારે પછી વિલાયત કેવી રીતે જઇ શકીશ ? "

" કઠોર કર્ત્તવ્યના અનુરોધને લીધે. "

" રહેવા દે ત્હારી ઉદ્ધતાઇ. લે, હું તો હવે જઉંછું. ત્હારૂં મસ્તક ફરી ગયું છે ! તું સૂઈ જા. ડૉકટરે વિશેષ માનસિક શ્રમ કરવાની ના પાડી છે. "

જયન્ત આમ કહીને ચાલ્યો ગયો. ચંદ્રકાન્ત શય્યામાં સૂઇ જઇને અનેક વિચારો કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૩૩ મું.

### પરદેશગમન.

જોતજોતાંમાં કેટલાક દિવસો પસાર થઈ ગયા. એવામાં એક દવસે વાસદ કાગળ મળ્યો કે:—" મ્હોટા ભાઇ બી. એ. માં પહેલે

નંબરે પાસ થયા છે અને હવે તેઓ વિલાયત જવાના છે !” આ પત્ર મળતાંજ ઘરનાં સઘળાં માણસોને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. તે સાથે રડારોળ પણ ચાલુ થઈ. મ્હોટી મા, ચંદ્રકાન્તની માતા, કાકીમા વગેરેના રૂદનધ્વનિથી નિસ્તબ્ધ ગામ કંપી ઉઠયું. મ્હોટી મા કહેવા લાગ્યાં:–“ હે ઇશ્વર ! હે ડાકોરવાળા પ્રભુ રણછોડરાય ! મ્હારા ચંદ્રકાન્તને સુબુદ્ધિ આપો કે તે વિલાયત ન જાય. ઓ મા ! એને આવી બુદ્ધિ ક્યાંથી સૂઝી ! અરેરે ! પહેલાં તો એ આવો નહોતો ! મુંબાઈ જઇને છેક બગડી ગયો. ધર્મ ઉપર પાણી ફેરવ્યું ! શું તને ન્હાનપણથી આટલા માટેજ ભણાવી ગણાવીને મ્હોટો કર્યો કે ? હાય હાય ! જો ત્હારા બાપ જીવતા હોત તો તું આમ કરત ખરો કે ? છોકરા ! ત્હેં તો નાત જાતને પણ બાજુએ મૂકી દીધી. બળ્યો આ **સુધરેલો જમાનો** ! તું ભણી ગણીને અમારૂં મ્હોં ઉજળું કરીશ એવી આશા અમે રાખી હતી; પરંતુ અમારી આશા મૃગજળ જેવી થઈ ગઈ ! હે પરમેશ્વર ! હવે શું થશે ? નાત જાતમાં લોકો શું કહેશે ? અરેરે ! પિંડપ્રાપ્તિની આશા પણ ઉડી ગઇ ! આ બિચારી રાંક વહુનું શું થશે ? હે રણછોડરાય મહારાજ ! હવે તો આ દુઃખ નથી વેઠાતું. મ્હારા પ્રભુ ! સહાય થાઓ. મ્હારા ચંદ્રકાન્તની મતિ ગતિ સુધારી તેને સુબુદ્ધિ આપો. હે પ્રભુ ! હે રણછોડરાય ! એને ઘેર પાછો મોકલશો તો હું દર પુનેમે ડાકોર આવીશ.” વગેરે વગેરે.

ચંદ્રકાન્તની માતા પણ આવી રીતે વિલાપ કરતી હતી. પુણ્યપ્રભા એક એકાંત ખુણામાં બેસીને અશ્રુધારાઓ વર્ષાવ્યા કરતી હતી.

ચંદ્રકાન્તનો મ્હોટો ભાઇ કૃષ્ણકાન્ત તો આ સમાચાર સાંભળી મ્હોટી ફિકરમાં પડયો. સૌએ ચંદ્રકાન્તને મુંબાઇથી ઘેર તેડી લાવવાનો વિચાર કર્યો. એકાદ માણસ જશે તો તેને પાછો નહિ લાવી શકે વિચારી ઘણાં માણસોએ તેની પાસે મુંબાઈ જવાનો વિચાર કર્યો. શાસ્ત્રીજી મહાશયને પણ સાથે લેવામાં આવ્યા. કેમકે તેઓ પરદેશ-

ગમનના ચુસ્ત વિરોધી હતા. તેઓ ચંદ્રકાન્તને તર્કશક્તિમાં પરાજિત કરવાને શક્તિવાન્ થાય તેમ હતા.

હવે મુંબાઈ જઇને ઉતરવું ક્યાં તેનો વિચાર ચાલવા લાગ્યો. કૃષ્ણકાન્તનો એક ઓળખીતો લુહાણો મુંબાઇમાં રહેતો હતો. તેનો એક માળો મુંબાઇમાં હોવાથી ત્યાં સૌના રહેવાની વ્યવસ્થા થઇ શકે તેમ હતી. સહુએ ત્યાં જઇનેજ ઉતરવાનો નિશ્ચય કર્યો. સઘળા મંડળે એ મકાનમાં જઇને ઉતારો લીધો. વાસ્તવિક રીતે જોવા જતાં મુંબાઇના બીજી જ્ઞાતિના માણસો કરતાં લુહાણાઓ સહૃદય અને અતિથિઓનો સત્કાર કરનારા હોય છે. એ લુહાણા ગૃહસ્થે કૃષ્ણકાન્ત તથા તેની સાથેનાં માણસોને હરેક પ્રકારની સગવડતા કરી આપી. પછીથી ચંદ્રકાન્તને સમાચાર મોકલવામાં આવતાંજ તે ત્યાં આવી પહોંચ્યો. આવતાંની સાથેજ તેણે મ્હોટી મા તથા અન્ય વડિલ માણસોને સાષ્ટાંગ પ્રણામ કર્યા. મ્હોટી માએ સજળ નયને હૃદયભેદક સ્વરે કહ્યું:—“ વાહરે. ભાઈ! આમ તે થાય કે? નિપુણનો પત્ર આવ્યો ત્યારેજ અમને બધી ખબર પડી! અરેરે! તને આવી બુદ્ધિ ક્યાંથી સૂઝી? આપણા જેવા બ્રાહ્મણોથી વિલાયત જવાય કે? તું અમારો સૌનો ત્યાગ કરવાની ઈચ્છા રાખે છે? અંગ્રેજી ભણાવ્યો તેનું અંતે આવુંજ પરિણામ આવ્યું ને? હવે અમે જોઇએ છીએ કે તું કેવો વિલાયત જાય છે?”

આ સઘળાં વચનો સાંભળી ચંદ્રકાન્ત નમ્ર થઈ ગયો. તેનું પાષાણ સમાન હૃદય પણ આ હૃદયવિદારક પ્રકારથી વિદિર્ણ થયું. તેના નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. તેની શુદ્ધિ બુદ્ધિ ઠેકાણે રહી નહિ. સ્નેહી જનોના હૃદયને આઘાત થયાથી તેના અંતરમાં પણ અપાર વેદના થવા લાગી. તે આંસુ સારતો થોડા સમય સુધી નીચું જોઈ રહ્યો. પછીથી તેણે કહ્યું:—“ મ્હોટી મા! તમે આમ

છેક અધીરાં ન બની જાઓ. હું કદાપિ તમારો ત્યાગ કરીને ચાલ્યો જઉં ખરો કે?"

"હું ત્હારાં વચનો પર વિશ્વાસ રાખી શકતી નથી. તું નાસ્તિક થઇ ગયો છે. તું હવે આ દુનિયામાં ન કરી શકે એવું એક પણ કાર્ય નથી. ભાઈ! હવે ત્હારે વધારે ભણવાની જરૂર નથી. તને આટલું ભણાવવાથીજ અમને પૂરતો સંતોષ થયો છે. આટલા ભણતરથી પણ તને સારી જગ્યા મળી શકશે. આપણાથી તે સાત સમુદ્રો ઓળંગી વિલાયત જઈ શકાય ખરૂં કે? ત્યાં ગયેલું કોઇ સહેલાઇથી પાછું ઘેર આવી શકે કે?"

"ના—મ્હોટી મા! તમે જાણતાં નથી. અહિં રહીને અભ્યાસ કરવાથી મ્હોટી નોકરી મળતી નથી. વધારે વખતને માટે નહિ તો માત્ર ત્રણ વર્ષને માટે પણ વિલાયત જવું જોઇએ. ત્રણ વર્ષ માટે ત્યાં જવામાં કશો ભય નથી. એ કાંઈ ભયંકર દેશ નથી કે, ત્યાં ગયેલું મનુષ્ય સાજું સમું ઘેર પાછું ન આવી શકે. ત્યાંના લોકો કાંઈ માણસોને ખાઈ જતા નથી. આ મુંબાઈ શહેરમાંના પણ કેટલાક લોકો વિલાયત જઈ આવેલા છે. જો એમને જોવાની તમારી મરજી હોય તો હું બતાવવાને તૈયાર છું. તેઓ જે મ્હોટાં મ્હોટાં કાર્યો કરે છે તે જુઓ તો તમે દંગજ થઈ જાઓ!"

"ના ભાઇ! ના, તેમને જોવાની મ્હારી મરજી નથી. આપણે કાંઈ જડજ કે મેજીસ્ટ્રેટની નોકરી જોઈતી નથી. તું અહિં રહીને જે નોકરી કરીશ તેથી અમે ઘણો સંતોષ પામીશું. જે લોકો વિલાયત જાય છે તેઓ બહુ સુધરી જાય છે, ન્યાત જાતની પરવાહ રાખતા નથી—તેઓ ધર્મભ્રષ્ટ થઈ જાય છે—તેમનો સ્પર્શ થતાં સ્નાન કરવું પડે છે."

આ સમયે શાસ્ત્રી મહાશયે પાન ચાવતાં ચાવતાં કહ્યું:—

"માજી! તમારૂં કહેવું યથાર્થ છે. જેઓ વિલાયત જાય છે તેઓ અવશ્ય વટલાઇ જાય છે. પ્રથમતઃ સમુદ્રગમન, દ્વિતીયતઃ અભક્ષ્ય ભોજન, તૃતિયતઃ મ્લેચ્છ-સહવાસ અને મ્લેચ્છાચાર ગ્રહણ, ચતુર્થતઃ હિંદુઆચાર વર્જન વગેરે અનેક કારણોને લીધે વિલાયત જવું ઇષ્ટ નથી. પરદેશમાં જવાની શાસ્ત્રમાં પણ આજ્ઞા નથી."

આ સાંભળી મ્હોટી માએ કહ્યું:—"કહે હવે ત્હારે કાંઇ કહેવું છે? હવે તું શો ઉત્તર આપે છે? શું તું અમારૂં કહ્યું નહિ સાંભળતાં ચાલ્યો જઇશ? જો ત્હારી અમારી સૌની ઇચ્છા વિરૂદ્ધ જવુંજ હોય તો તું અમને પહેલાં પહોંચતાં કર."

આમ કહીને મ્હોટી મા રડવા લાગ્યાં. ચંદ્રકાન્ત ચૂપજ રહ્યો. તેની આંખોમાંથી અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં.

શાસ્ત્રીજીએ કહ્યું:—"ચંદ્રકાન્ત! તું બુદ્ધિવાન્, વિદ્વાન્, સુશીલ અને વિનયી છે. તને વિશેષ કાંઇ કહેવું નિષ્પ્રયોજન છે. હું તને જે કાંઇ કહૂં તે તું લક્ષ્યંપૂર્વક સાંભળ. જો, પૂર્વજન્મમાં અનેક પુણ્યવાન્ કાર્યો કર્યાથી આ પરમ પવિત્ર હિંદુ કુળમાં, તેમાં પણ ઉચ્ચ જ્ઞાતિમાં ત્હારો જન્મ થયો છે. જે દેશને ભગવાન્ સ્વયં રામચંદ્ર, શ્રીકૃષ્ણ વગેરે અવતારરૂપે પુનઃ પુનઃ જન્મ લઇને પવિત્ર કર્યો છે તે દેશનું તું સંતાન છે. ત્હારા પૂર્વજન્મની તપસ્યાના બળથી તું મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી શકયો છે. ત્હારો દેહ, મન, આત્મા વગેરે એ તપના પ્રભાવે સ્વભાવતઃ પરિશુદ્ધ, ધર્મપ્રવણ અને બ્રહ્માભિમુખી થઇ રહ્યાં છે. ત્હારામાં ભગવત્‌ની કૃપા મેળવવાનું ક્ષેત્ર તૈયાર છે. આ ક્ષેત્રમાં બ્રહ્મવિદ્યારૂપ સાવિત્રીદેવી સહજમાં સમુદ્ભાસિત થઇ બ્રહ્માનંદનું દાન કરશે. એ આનંદની પાસે જગત્‌ના બીજા સઘળા આનંદો તુચ્છ છે; માત્ર તેજ ખરો આનંદ છે—અમૃત છે—સાર છે; બીજું બધું મિથ્યા છે! આજે હિંદુકુળમાં

જન્મ ગ્રહણ કરીને ત્હેં જે સાધનાનો અધિકાર મેળવ્યો છે તેવો અધિકાર જગતની કોઈ પણ જાતિએ મેળવ્યો નથી ! એ સાધના મેળવવાને માટે ઘણા કાળ સુધી તપસ્યા કરવી પડે છે. શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે:–" **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** " સ્વધર્મમાં મૃત્યુ થાય તો પણ તે શ્રેયષ્કર છે. પારકો ધર્મ ગ્રહણ કરવો ઉચિત નથી કેમકે તે ભયાવહ છે. વળી તું વિચાર કરી જો. વિદ્યાપ્રાપ્તિ, અર્થપ્રાપ્તિ, ખ્યાતિ, પ્રતિષ્ઠા એજ કાંઇ મનુષ્યજીવનનો સાર કે ઉદ્દેશ નથી. એમ કરવામાં કેટલા મનુષ્યજન્મ ગયા છે તેનું પ્રમાણ નથી. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ પ્રાપ્ત કરવો એજ પરમ પુરૂષાર્થ છે. તું દેશમાં રહીનેજ અભ્યાસ કર. અહિં કયાં અભ્યાસ થઇ શકે તેમ નથી? અર્થ મેળવો, વિષયભોગ ભોગવો એમાં કશો વાંધો નથી—પરંતુ તે સાથે ધર્મમાર્ગ પર ચાલી મોક્ષ મેળવવાનો પ્રયત્ન કર ! શું અલ્પ તેમજ અકિંચિત્કર સુખને માટે તું ધર્મત્યાગી, અને સમાજત્યાગી થઇશ ? નહિ—કદાપિ તેમ કરવું જોઇએ નહિ."

ચંદ્રકાન્તે નમ્ર સ્વરે કહ્યું:–" શાસ્ત્રીજી કાકા ! તમે મ્હારા વડિલ બરાબર છો. મ્હારા સ્વર્ગીય પિતાના પણ તમે પૂજનીય છો. આપની સાથે તર્ક કરવાને હું ઇચ્છતો નથી. આપ જે કાંઈ કહોછો તેને હું સત્ય સમજી સ્વીકારૂં છું; પરંતુ આ સર્વ વિષયમાં હું અજ્ઞાન છું. મ્હને શિક્ષણનો લાભ મળ્યો નથી; છતાં હું એટલું જોઇ શકું છું કે, મનુષ્ય માત્ર પોતપોતાની ઉન્નતિ માટે શકિત અનુસાર પ્રયત્નો કરી શકે છે. મ્હારી એવી માન્યતા છે કે વિલાયત જઇને હું મ્હારી જેટલી ઉન્નતિ કરી શકીશ તેટલી અહિં રહીને કદિ કરી શકવાનો નથી. આથીજ વિલાયત જવાની મ્હેં દૃઢ પ્રતિજ્ઞા કરી છે. એટલુંજ નહિ; પરંતુ મ્હોટી રકમ આપીને મ્હેં ત્યાં જવાની ટિકીટ સુદ્ધાં ખરીદી લીધી છે. હું પ્રવૃત્તિનો દાસ છું. પ્રવૃત્તિનું દમન

કરવાની મ્હારામાં શક્તિ નથી. હું અધમ છું—આપ મ્હને ક્ષમા કરો."

શાસ્ત્રીજી અતિ દુઃખિત થયા. તેમણે ક્રોધે ભરાઇને કર્કશ કંઠે કહ્યું:—" તું કુલાંગાર છે. ત્હારા પિતા વિચક્ષણ વ્યકિત હતા. તેઓ ત્હારી પ્રકૃતિને સારી રીતે જાણતા હોવા જોઇએ. મૃત્યુશય્યા આગળ તેમણે ત્હારી પાસે જે ત્રણ પ્રતિજ્ઞાઓ કરાવી છે, તેનું તને સ્મરણ છે કે ?"

ચંદ્રકાન્ત થોડા સમય સુધી નીચું જોઇ રહ્યો. પછીથી તેણે કહ્યું:—" જો કદાચ હું વિલાયત જઇને સિવિલિયન કે બૅરિસ્ટર થઇને આવીશ તો વિશેષ દ્રવ્ય પેદા કરી શકીશ. તેનાથી હું અમારે ત્યાં ચાલતી દેવસેવા અતિથિસેવા વગેરે પુણ્ય કાર્યો સારી રીતે કરી શકીશ; એમાં કશો વાંધો નહિ આવે. એથી તો ઉલટા સ્વર્ગીય પિતૃદેવ તૃપ્ત થશે."

શાસ્ત્રીજીએ વિશેષ આવેશમાંજ કહ્યું:—" કદિ નહિ—કદિ નહિ. તું મ્લેચ્છાચાર ગ્રહણ કરીશ તેથી ત્હારા પિતૃવર્ગને જે ગંભીર આઘાત થશે તે તું લાખો રૂપિયા પુણ્યદાનમાં ખરચીશ તો પણ રૂઝાશે નહિ. હવે કોઇનું કાંઇ ચાલી શકે તેમ નથી; કેમકે વિલાયત જવાનો ત્હેં દૃઢ નિશ્ચય કર્યો છે, એટલુંજ નહિ; પરંતુ ત્હેં પુષ્કળ પૈસા ખરચીને ટિકીટ સુદ્ધાં ખરીદી લીધી છે. હવે તને સમજાવવામાં કશો સાર નથી. હરિ ! હરિ ! નારાયણ !" આમ કહીને શાસ્ત્રીજી ત્યાંથી ઉઠીને ચાલ્યા ગયા. મ્હોટી મા તો શાસ્ત્રીજી પહેલાંજ ત્યાંથી ઉઠીને ચાલ્યાં ગયાં હતાં. તેઓ એમ ધારતાં હતાં કે, ચંદ્રકાન્ત શાસ્ત્રીજી મહાશયનું કહેવું સાંભળશે; પરંતુ જ્યારે તેમણે એમ સાંભળ્યું કે, કોઇ પણ રીતે ચંદ્રકાન્તનો નિશ્ચય ફરે તેમ નથી, ત્યારે તેઓ તથા અન્ય માણસો રડવા લાગ્યાં.

હવે ચિરદુઃખિની પુણ્યપ્રભાએ શું કર્યું ? ચંદ્રકાન્ત તે દિવસે રાત્રે ત્યાંજ સૂઇ રહ્યો હતો. રાત્રે પુણ્યપ્રભા ત્યાં જઇને તેના પગો

આગળ ઢળી પડી. પુણ્યપ્રભાએ પતિના ચરણોમાં આંસુની સરિતા વહેવડાવતાં કહ્યું:—“ હું તમારે પગે પડું છું. કહો કહો નાથ ! શા માટે મ્હારો ત્યાગ કરીને ચાલ્યા જાઓ છો ? હું જાણું છું કે, મ્હારામાં તમારે યોગ્ય ગુણો નથી. હું અભાગિની તમને સુખી કરી શકતી નથી. હું તમે કહો તે કરવાને તૈયાર છું. તમે મ્હારૂં આલોકનું સર્વસ્વ ધન છો. મ્હને આમ તરછોડી નાખી તમે ચાલ્યા ન જાઓ— દાસી પર દયા કરો. ”

ચંદ્રકાન્તે પુણ્યપ્રભાને બેઠી કરી તેના બરડા પર હાથ ફેરવતાં કહ્યું:—“ શું હું ત્હારો ત્યાગ કરીશ એમ તું ધારે છે ? શા માટે હું એમ કરૂં ? જો, હું તો માત્ર ત્રણ વર્ષને માટે વિલાયત જઉં છું, ત્યાંથી પાછો આવીને તને સુખી કરીશ. ત્હારા—”

“ ના ના—એમ નથી. તમે મ્હારો ત્યાગજ કરવાના છો— નહિ તો શા માટે વિલાયત જાઓ ? હમણાંજ જ્યારે હું તમને ગમતી નથી ત્યારે તમે વિલાયત જઇને બહુ સુધરીને સાહેબ જેવા થઈ આવશો ત્યારે હું કેવી રીતે ગમીશ ? વળી હું આ બધાં ઘરનાં માણસોનો ત્યાગ કરી તમારી સાથે કેવી રીતે રહી શકીશ ? ”

“ ત્યારે શું તું મ્હને વ્હાલી નથી ? ”

“ હું તમને વ્હાલી છું કે નહિ તે શી રીતે બતાવું ? જો હૃદયને ચીરી સ્નેહ બતાવી શકાતો હોત તો મ્હારૂં હૃદય ચીરી મ્હારો આપના પ્રત્યે કેવો અપાર સ્નેહ છે તે આપને બતાવત; પરંતુ કોઇથી તેમ થઇ શકતું નથી. માછલી જળમાંજ જેવી રીતે પોતાનો જન્મારો કાઢે છે—તથા જળ વિના તે જેમ રહી શકતી નથી તેવીજ રીતે હું પણ આપણા કુટુંબ વગર રહી શકતી નથી. હું ન્હાનપણથી-જ સગાં વ્હાલાંના સહવાસમાં મ્હોટી થઇ છું. મ્હોટી મા, કાકીજી, ભાભીજી વગેરે મ્હારા પર ઘણોજ પ્રેમ રાખે છે. હું તેમના સ્નેહ-

બંધનને તોડી નાખી તમારી સાથે એકલી અટુલી કેવી રીતે રહી શકીશ ?"

આ વચનો સાંભળવામાં આવતાં ચંદ્રકાન્તનાં નેત્રમાંથી અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં. તેનાં આંસુ સાફ કરતાં કરતાં પુણ્યપ્રભાએ કહ્યું:—"જો હું એમ જાણતી હોત કે, આ સૌનો ત્યાગ કર્યાથી તમે સુખી થઈ શકશો તો હું સૌનો ત્યાગ કરત; પરંતુ તેમ થઈ શકે એમ નથી. તમારા સુખને માટે હું ગમે તે કરત, વનવાસ વેઠત; તમે કહેત તે કરત; પરંતુ હું નિર્ભાગી છું. તમને સુખ આપવા જેટલું દૈવે મ્હને દૈવત આપ્યું નથી."

ચંદ્રકાન્ત કાંઈ પણ બોલ્યા સિવાય નીચું જોઈ રહ્યો. થોડા સમય સુધી ચૂપ રહ્યા પછી તેણે કહ્યું:—"પ્રિયા! હું જાણું છું કે, ત્હારૂં હૃદય પ્રેમથી પરિપૂર્ણ છે. તું આદર્શ હિન્દુ પત્ની છે; પરંતુ મ્હારૂં હૃદય તદ્દન દુર્બળ છે. હું મ્હારી પ્રવૃતિનું દમન કરી શકતો નથી, તેથી ત્હારા જેવી આદર્શ રત્ન સમાન પત્નીને મેળવીને પણ હું સુખી થઈ શકતો નથી."

એકાએક કોણ જાણે કે પુણ્યપ્રભાનામાં અપૂર્વ જુસ્સો આવ્યો. તેની આંખોમાંનાં આંસુ અદ્રસ્ય થઈ ગયાં. તેણે કહ્યું.—"શા માટે તમે સુખી ન થાઓ? કહો કહો—તમે મ્હને શું કરવાનું કહોછો? મ્હારા આ તુચ્છ જીવનની કશી કિંમત નથી. જો હું મરી જાઉં, અને તેથી તમે સરોજસુંદરીને મેળવી શકતા હો તો હું હમણાંજ મરવાને તૈયાર છું. હું તમારા સુખના માર્ગમાં કંટક થવાની ઇચ્છા રાખતી નથી."

ચંદ્રકાન્તે નેત્રોમાંથી અશ્રુધારાઓ વર્ષાવતાં કહ્યું:—"પ્રિયા! હું જાણું છું કે, તું સ્વર્ગની દેવી છે. ત્હારી આ આત્મોત્સર્ગની વાત જીવનપર્યંત મ્હારા સ્મરણમાં રહેશે; કિન્તુ હું તને સત્ય કહું છું કે, સરોજ સાથે વિવાહ કરવાની મ્હેં કદિ કલ્પના પણ કરી નથી! હું

તેને ચ્હાઉં છું એ સત્ય છે,—હજી પણ હું તેને ચ્હાઉં છું. ત્હારી પાસે આજે હું કાંઇ છુપાવીશ નહિ; પરંતુ સરોજ પ્રત્યેનો મ્હારો પ્રેમ જૂદીજ જાતનો છે. તેની સાથે મિલન થાય એવી મ્હારી આકાંક્ષા નથી; છતાં હું કોઈ પણ રીતે સુખી થઇ શકીશ નહિ. હું છેકજ નરાધમ છું. મ્હારો સ્વભાવ કેવો છે તે હું પોતે સમજી શકતો નથી. હું ત્હારા જેવા સુવર્ણ કમળને પગ તળે છુંદી નાખી આકાશ કુસુમ મેળવવાને દોડું છું. મ્હને મ્હારા પોતાના હિતાહિતનું પણ જ્ઞાન નથી, હું ત્હારો અપરાધી છું—તું મ્હને ક્ષમા કર—ક્ષમા કર.”

“હું તમને ક્ષમા કરૂં ? ! હરિ ! હરિ ! નારાયણ ! નારાયણ ! હુંજ અપરાધિની છું. મ્હારામાં જો ગુણ હોત, જો હું તમને સુખી કરી શકત તો તમારી આવી સ્થિતિ નજ થાત. મ્હારી સાથે વિવાહ કરીને તમે એક દિવસને માટે પણ સુખી થઇ શકયા નથી. આ દુઃખ હું કદિ ભૂલી શકું તેમ નથી. જાઓ—તમારે વિલાયત જવું હોય તો જાઓ—જો વિલાયત જઈ સરોજનો સ્નેહ મેળવી સુખી થઇ શકો તેમ હો તો વિલાયત જાઓ. હવે હું તમારા સુખના માર્ગમાં કંટક થઇ રહીશ નહિ. હવે વિલાયતથી આવી તમે આ અભાગિનીને જોઇ શકશો નહિ. આજે હું તમારા ચરણોમાં નમી પડીને ચિરકાળને માટે વિદાય માગું છું. ઇશ્વર મ્હને પરજન્મમાં તમનેજ સ્વામી તરીકે આપે અને હું તમને સુખી કરી શકું એટલી મ્હારી અનન્ય ભાવે પ્રાર્થના છે.”

આમ કહી પુણ્યપ્રભા ચંદ્રકાન્તના ચરણોમાં પ્રણામ કરી વિદ્યુત્ ગતિથી અંતર્હિત થઇ. ચંદ્રકાન્ત તેને બીજું કાંઇ કહી શકયો નહિ. આંસુ વર્ષાવતો તે સૂઇ ગયો અને રડી રડીને તેણે રાત્રિ પસાર કરી. તેને બીજે દિવસે કૃષ્ણકાન્ત નિરાશ થઇ જઈ સૌની સાથે ઘર તરફ વિદાય થયો. બીજી તરફથી ચંદ્રકાન્ત વિલાયત જવાની તૈયારી કરવા લાગ્યો.

વિલાયત ઉપડી જવાને આગલે દિવસે તે વલ્લભદાસને મળવા ગયો. વલ્લભદાસે તેનો આદર સત્કાર કરી તેને વિવિધ પ્રકારે ઉત્સાહિત કર્યો. સરોજ પણ ત્યાં હાજર હતી. તેણે પણ ચંદ્રકાન્તનો સારો આદર સત્કાર કર્યો; કિન્તુ ચંદ્રકાન્ત તેના પ્રત્યેક્ વાક્યમાં હૃદયશૂન્યતા અનુભવીને ઘણો દુઃખિત થયો. ત્યાંથી વિદાય થતી વખતે તેણે વિચાર્યું:–" આજે સ્નેહમયી જનની, સ્નેહમય સંસાર, સતી સાધ્વી પત્ની તથા પવિત્ર કુળ વગેરેનો ત્યાગ કરી હું મહા સમુદ્રમાં કૂદકો મારૂંછું. કોને માટે કૂદકો મારૂંછું ? મ્હારા ભાગ્યમાં શું નિર્માણ થયેલું છે તે માત્ર ભગવાનજ જાણે છે. હું અધમ, અજ્ઞાન્ તથા અદૂરદર્શી છું. હે ઇશ્વર ! મ્હારા હૃદયમાં બળ આપો—મ્હને માર્ગ બતાવો ! "

બીજે દિવસે ચંદ્રકાન્ત આત્મીય બંધુ વગેરેને અશ્રુજળમાં તણાતા રહેવા દઈ " કૅલિડોનિયા " નામની સ્ટિમરમાં વિલાયત જવા વિદાય થયો. સ્ટીમર પર તેના કેટલાક મિત્રો તેને વળાવવા આવ્યા હતા. તેઓએ તેને હારતોરાં પહેરાવ્યા; પરંતુ તેઓ સૌ ચંદ્રકાન્તના વદનમંડળ પર એક પ્રકારની ગંભીર ચિંતા જોઇ શકયા.



## પ્રકરણ ૩૪ મું.



### પુણ્યપ્રભાનો સંકલ્પ.

પુણ્યપ્રભા ઘેર ગઈ એટલે અન્નપૂર્ણાએ પૂછ્યું:–" તેઓ તને શું કહીને ગયા ? તું એમને રોકી પણ શકી નહિ ? તું તે કેવી વહુ છે ? ! "

પુણ્યપ્રભાએ ઉત્તર આપ્યો:–" એમણે કોઇનું કહેવું માન્યું નહિ તો મ્હારૂં કહેવું માને ખરા કે ? હું તેમની આગળ શા હિસાબમાં છું ? "

આટલું બોલતાં બોલતાંમાં તો પુણ્યપ્રભાનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું; પરંતુ તરતજ તેણે પોતાના આત્મા પર સંયમ કર્યો.

અન્નપૂર્ણાએ પૂછ્યું:–"પણ તેમણે તને કહ્યું શું તે કહેતો ખરી ?"

પુણ્યપ્રભાએ ઉત્તર આપ્યો:–"તેમણે મ્હને એમ કહ્યું કે, હું કાંઇ હમ્મેશાંને માટે વિલાયત જતો નથી. માત્ર ત્રણ વર્ષને માટે જઉં છું. ત્યાંથી આવ્યા પછી હું કાંઈ ત્હારો ત્યાગ કરવાનો નથી." મ્હેં એમને કહ્યું કે;–"તમે વિલાયત જઇ આવશો એટલે સુધરેલા સાહેબ થઈ જશો. પછી તમે મ્હને પસંદ નહિ કરો—હું તમને ગમીશ નહિ. તમે મ્હારાથી પ્રસન્ન નહિ થાઓ. હુંજ તમારી પાસે નહિ આવુંને. !"

"એમ કેમ ? શું એમના વગર તું રહી શકીશ ? તું ગાંડી છે. તું શું બોલે છે તેનું તને ભાન છે ?"

"તમે કહોછો એ ખરૂં છે; પણ હું એ પાછા આવશે ત્યાં સુધી જીવતી રહીશ તો ને ?"

"હેં ! શું તું મરવાની વાત કરે છે ? શા દુઃખે ત્હારે મરવું પડે ?"

"ત્યારે શું સુખ ભોગવવાને માટે હું જીવતી રહીશ ? !"

"જા જા, એમ તે બોલાય કે ? બીજી કાંઈ વાત ન સૂઝી તે મરવાની વાત કાઢી ? ત્રણ વર્ષ વીતી જતાં શી વાર લાગવાની છે ? દિયરજી વિલાયતથી પાછા આવશે એટલે તેઓ ત્હારે માટે ગાંડા ઘેલા બની જશે !"

"પરંતુ અત્યારે તો તેઓ એક બીજા માણસને માટે ગાંડા થાય છે. સરોજસુંદરીની વાત કહેતાં કહેતાં તેમના નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. સરોજને માટે તો તેઓ અગ્નિમાં કૂદી પડે તેમ છે. સમુદ્રમાં ડૂબકી મારે તેમ છે. તેઓ સરોજને માટેજ વિલાયત ગયા

છે. ભલે, વિલાયત ગયા તો છો ગયા. તેમને જે કાર્ય કરવાથી સુખ થતું હોય તે કાર્ય તેઓ ભલે કરે. મ્હારે તેમના સુખના માર્ગમાં શા માટે કંટક રુપ થવું જોઇએ? હવે તો ઇશ્વર મ્હારૂં મૃત્યુ નિપજાવે તો સારૂં."

અન્નપૂર્ણાનું અંતર ઘણું દુઃખિત થયું. તેણે નમ્ર સ્વરે કહ્યું:— "જા જા, એમ તે બોલીએ કે? જો બ્હેન! એવી ગાંડાઈ કદિ કરીએ નહિ. આટલું બધું અભિમાન સારૂં કહેવાય નહિ. શું તું જાણતી નથી કે આત્મહત્યા કરવાથી મહા પાપ લાગે છે. અનંતકાળ સુધી નરકનું ભીષણ અને અસહ્ય દુઃખ ભોગવવું પડે છે. વળી તદુપરાંત સાત અવતાર સુધી આત્મહત્યા કરવી પડે છે તે તો જૂદીજ; સમજી?"

"ના બ્હેન! મ્હારામાં સહજ પણ અભિમાન નથી. જો એમજ હોય તો હું આ સુધરેલા જમાનાની સુધરેલી લીલા જોઇ જહર પી લેત. એ મ્હારા પર પ્રેમ રાખે યા ન રાખે એ વાત જૂદી છે; પણ તેઓ મ્હારા પતિ છે, તેથી હું તેમને મ્હાઈ સંતોષ માની બેસી રહી છું ને જીવીશ ત્યાં સુધી બેસી રહીશ. તમે જેવી રીતે મ્હારા જ્યેષ્ઠની સ્મૃતિ હૃદયમાં ધારણ કરી, તેમના સ્મરણ તેમજ ચિંતવનમાં રાત્રિ દિવસો વીતાડો છો તેમ કદાચ હું કરી શકત. આ દુનિયામાં ચ્હાવાની વસ્તુઓની કશી ખોટ નથી; પરંતુ હું જીવું તો તેથી તેઓ સુખી થઇ શકે તેમ નથી, એટલે પછી મરવામાં શું નુકસાન છે? જો યમરાજ મ્હારા પર કૃપા કરી મ્હને આશ્રય આપે તો તેઓ સરોજની સાથે પરણીને સુખી થાય તેમ છે! ત્યારે પછી હું મૃત્યુની આકાંક્ષા કેમ ન રાખું? આ દેહ જતાં પણ જો એમનું હિત થતું હોય તો બ્હેન! હું મરવાને તૈયાર છું. હું મૃત્યુને અપૂર્વ આનંદથી આલિંગન કરવાને ઉત્સુક છું."

પુણ્યપ્રભાનાં વચનો સાંભળવામાં આવતાં અન્નપૂર્ણાનાં રૂંવેરૂંવાં

ખડાં થઈ ગયાં. તેને એમ લાગ્યું કે, આ પહેલાંની પુણ્યપ્રભા છે કે બીજી કોઈ? જેનાથી પૂરું બોલી પણ શકાતું નહોતું, જેના મ્હોં ઉપરથી માંખ સુદ્ધાં ઉડતી નહોતી તેજ આ પુણ્યપ્રભા છે કે? એ ભોળી, સંસારાભિજ્ઞ અલેતી બાળિકામાં એકાએક આટલી બધી દૃઢતા જોઇને અન્નપૂર્ણાને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે પુણ્યપ્રભાના તરફ ટગર ટગર જોઇ રહી. તેનાં નેત્રોમાં આંસુ નથી, કાંઇ નથી. તેનાં નેત્રો સ્થિર છે, શુષ્ક છે. જાણે કે હમણાં અગ્નિ ઝરશે એમ જણાય છે. આવો દેખાવ જોઇ અન્નપૂર્ણાએ કહ્યું:—"આજે આટલું બધું બોલવાનું કયાંથી સૂઝે છે? આ બધું બોલતાં તું કયાંથી શીખી?"

"બ્હેન! શીખું કયાંથી? મ્હારા મનમાં જે કાંઈ હતું તે મ્હેં તમને કહ્યું."

"પરંતુ ત્હારી આવી પરિસ્થિતિ પૂર્વે તો કદિ મ્હારા જોવામાં આવી નહોતી. ઠીક છે, હમણાં તું શાન્ત થા—આવી રીતે વારંવાર મરવાની વાત બોલીશ નહિ! આ ત્રણ વર્ષમાં ચંદ્રકાન્તભાઇના વિચારો ઘણા ફરી જશે. હમણાં બિમારીથી તેમનું મસ્તક ઠેકાણે નથી, તેથીજ તેમને હિતાહિતનું જ્ઞાન નથી. બિમારી દૂર થતાં—મસ્તક ઠેકાણે આવતાં તેઓ પાછા સુધરી જશે. વળી તું જાણે છે કે, ગમે એવી નિરાશા હોય તો પણ માણસે આશાનો ત્યાગ કરવો જોઇએ નહિ. આશા, ધૈર્ય અને સહિષ્ણુતા આપણા જીવનનાં અવલંબન થવાં જોઇએ. રામાયણ, મહાભારતમાં સીતા, શકુંતલા, દમયંતી વગેરેની પુણ્યકથાઓ તો ત્હેં સાંભળી છે ને?"

"હા, સાંભળી છે; પરંતુ તેઓ દેવીઓ હતી—તેમની સાથે આપણી તુલના કેવી રીતે કરી શકાય? તેમના જેવું ધૈર્ય આપણે ક્યાંથી મેળવી શકીએ? વળી આપણી અવસ્થા જૂદી જાતની છે, જો હું જીવતી રહું અને તેથી મ્હારા પતિ સુખી ન થઇ શકે તો પછી જીવતાં રહેવાનું ફળ શું? હું મરીનેજ સુખી થઇશ!"

"આજે તને કાંઇ થઇ ગયું હોય એમ લાગે છે. વાતમાં ત્હારી સાથે પહોંચી શકાય તેમ નથી. ત્હારા મૃત્યુથી તેઓ સુખી થશે એવી જે ત્હારી ધારણા છે તે ઘણી ભૂલ ભરેલી છે. વળી હજી ત્રણ વર્ષ બાકી છે. જો સરોજ સાથે વિવાહ કરવાની તેમની ઇચ્છા હશે તો વિલાયતથી આવ્યા પછી કરશે. તું અત્યારથી આટલી અધીરી કેમ થઈ જાય છે? જો ત્હારી મરવાનીજ ઇચ્છા હોય તો પછીથી મરજે."

"ત્યારે હું કયા અવલંબનથી જીવું? તમારા ખોળામાં તો સોનાના ચંદ્ર જેવો એક બાળક છે. તમારા હૃદયમાં સ્વર્ગસ્થ સ્વામી દેવતાની સ્મૃતિ છે—મ્હારે શું છે?"

"કેમ, તું તો એમને વ્હાય છે. આપણાં જીવનને માટે એટલુંજ બસ છે. વળી જો ત્હારી કાર્યો કરવાની ઇચ્છા હોય તો સંસારમાં કાર્યોની કાંઇ ખોટ નથી. મ્હેં એમ તો સાંભળ્યું છે કે, આ સંસારમાં આપણને જે સુખ દુઃખ ભોગવવું પડે છે તે પૂર્વજન્મના કર્મફળને પરિણામેજ ભોગવવું પડે છે. આ જન્મમાં જો આપણે દુઃખ ભોગવવાનું હોય તો પરજન્મમાં જેથી સુખ પ્રાપ્ત કરી શકાય એવાં કાર્યો કરવાની જરૂર છે. આપણે આ સંસારમાં રહીને દેવ સેવા, અતિથિ સેવા, સગાં વ્હાલાંની સેવા, વ્રત નિયમ વગેરે અનેક પુણ્યકાર્યોમાં જીવન પસાર કરી શકીએ તેમ છીએ."

થોડા સમય સુધી કાંઇ વિચારીને અંતે પુણ્યપ્રભાએ કહ્યું:—"બ્હેન! તમે મ્હને યોગ્ય માર્ગ બતાવ્યો છે. સીતા, શકુંતલાએ પણ આવી સ્થિતિમાં પડીને કેટલી બધી કઠોર તપસ્યાં કરી હતી! પરંતુ આપણાથી તો તેમ થઇ શકે એમ નથી. આપણી સામાન્ય શક્તિથી જેટલાં પુણ્યકાર્યો આપણાથી થઇ શકે તેટલાં આપણે કરવાં જોઇએ; પરંતુ બ્હેન! જો મ્હારી પાસે તમે ન હોત તો આ

જીવન ટકાવી રાખવાનું કામ મ્હારે માટે મુશ્કેલ થઇ પડત. ગયે જન્મે આપણ બન્ને સગી બ્હેનો હોઈશું !"

આટલુ બોલતાં બોલતાંમાં પુણ્યપ્રભાનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. આવી રીતે ઘણા સમય સુધી રડીને તેણે પોતાનો હૃદયભાર હલકો કર્યો.

## પ્રકરણ ૩૫ મું.

### મૃત્યુને માર્ગે.

આજ સુધીમાં રસોઇનું કામકાજ પુણ્યપ્રભાને ક્વચિત્ કરવું પડતું હતું; પરંતુ હવે તેણે રસોઈ બનાવવાનો તેમજ બીજાં સઘળાં કામકાજ કરવાનો ભાર પોતાના શિર પર ઉપાડી લીધો. પહેલાં અન્નપૂર્ણા રસોઈ બનાવતી હતી. હવે તે પુણ્યપ્રભાને રસોઈ કરતાં અટકાવવા લાગી ત્યારે પુણ્યપ્રભાએ કહ્યું:-" બ્હેન ! તમે તો ઘણા દિવસો સુધી રસોઈ બનાવી છે; હવે મ્હને રસોડામાં પેસવા દ્યો. આજકાલ તમારૂં શરીર પણ સારૂં રહેતું નથી; તેથી મ્હનેજ રસોઇ બનાવવા દ્યો."

ઘરનાં બીજાં માણસોને એમ લાગ્યું કે, પુણ્યપ્રભાનું મન કામકાજમાં પરોવાશે એટલે તે સઘળી ચિંતા ભૂલી જશે—તેનું દુઃખ વિસારે પડશે. પુણ્યપ્રભા પણ અતિ ઉમંગથી સકળ ગૃહકાર્યો કરવા લાગી. તે પ્રભાતકાળે શય્યાનો ત્યાગ કરી ઉઠતી હતી. પછીથી ન્હાઈ ધોઈ તે રસોડામાં રસોઈ બનાવવા પેસતી હતી. રસોઇ બનાવી, ઘરનાં સઘળાં માણસોને જમાડી બપોરે બે વાગ્યાના અરસામાં તે જમતી હતી. જો બીજું કોઇ માણસ તેને કામ કરતી અટકાવતું તો તે ઘણી નારાજ થઇ જતી હતી. પુણ્યપ્રભા બપોરે મોડી જમતી હોવાથી

રાત્રે તો તે કોઇકજ દિવસે ભોજન કરતી હતી. આવી રીતે તે પોતાનાથી બની શકે એટલો આત્મસંયમ કરવા લાગી. એટલુંજ નહિ; પણ અન્નપૂર્ણાએ જે વ્રત નિયમો તેને જણાવ્યા હતા તે પણ તે આસ્થાપૂર્વક કરતી હતી. ચંપાષષ્ઠી, ચતુર્દશી, અનંત ચતુર્દશી, જન્માષ્ટમી, મહાષ્ટમી, વામન દ્વાદશી, કાત્યાયની, શિવરાત્રિ, અશોકાષ્ટમી, સીતા નવમી, સાવિત્રી ચતુર્દશી વગેરે વ્રત તેણે કરવા માંડયાં હતાં. આ બધું જોઇને મ્હોટી માએ તેને કહ્યું કેઃ—" બેટા ! હજી વ્રતોપવાસ કરવાના ઘણા દિવસો છે. જો અત્યારથીજ આમ કરીએ તો શરીર ઘસાઇ જાય, અને શક્તિ જતી રહે ! મ્હોટી થાય ત્યારે કરજે ! "

આવા પ્રત્યક્ષ નિષેધની વિરૂદ્ધ વર્ત્તવાની શક્તિ તેનામાં નહોતી ! જો ઘરનાં બીજાં માણસો ના કહે તો તે કાંઈ સાંભળતી નહોતી.

આ સમયે એમ બન્યું કે, શાન્તિલતા બે વર્ષની ન્હાની કન્યાને મૂકી કૉલેરાના રોગથી મૃત્યુ પામી. શાન્તિલતાના શ્વસુરપક્ષમાં કોઇ સંસારકુશળ સ્ત્રી નહોતી કે તે એ ન્હાની કન્યાને સંભાળથી ઉછેરી શકે. અંતે એ છોકરીને તેને મોસાળ ( વાસદ ) પહોંચાડવામાં આવી, અને તેનો પિતા પુનર્લગ્ન કરવાની ખટપટ કરવા લાગ્યો. આ કન્યાને પુણ્યપ્રભા ઘણીજ માયા પ્રીતિથી ઉછેરવા લાગી. તે તો માત્ર કામનીજ ભૂખી હતી ! તેથી તેને કામ કરવાનું મળી આવે તો તે શા માટે છોડી દે ?! વળી આ તો તેના મનને રૂચતું કામ હતું, એટલે શું પૂછવું ? તે ઘણાજ લાડથી નણંદની કન્યાને ઉછેરવા લાગી. એ છોકરી પણ અલ્પકાળમાં પુણ્યપ્રભા સાથે એટલી હળી ગઈ કે, પુણ્યપ્રભા સિવાય તે એક ક્ષણ પણ રહી શકતી નહોતી. રસોડામાં પણ પુણ્યપ્રભા તેને પોતાની પાસે બેસાડીને રસોઇ બનાવતી હતી.

આમ છતાં ભાગ્યની ગતિ વિચિત્ર છે ! તેના હૃદય ઉપર વિધાતાનો જાણે કે કોઈ દારૂણ અભિશાપ હતો. પુણ્યપ્રભાનું હૃદય

જેને પોતાનું કરી લેવાને માટે વ્યાકુળ બની જતું હતું તેજ તેની સાથે થોડો ઘણો જીવ મળતાં તેને દગો દઇને અદ્રસ્ય થઇ જતું હતું. થોડા સમય પશ્ચાત્ એ કન્યા રોગના પંઝામાં સપડાઈ. ગ્રામમાં શીતળાદેવી પધાર્યાં, તથા એક પછી એક અનેક છોકરાંને તેમની માતાના ખોળામાંથી ઉપાડી લઇ પોતાના શીતળ અંકમાં સૂવાડવા લાગ્યાં. દેવીનું નામ લેવાય નહિ, તેઓ રોષે ભરાય તેથી દવા પણ કરી શકાય નહિ. કમભાગ્યે એ માત્ર બે વર્ષની માતા વગરની કન્યાને શીતળાદેવીએ વિસારી મૂકી નહિ. તેમણે બહુ જોરથી પધરામણી કરી. ત્રણ દિવસમાં તો આખું શરીર જાણે કે ધાણી ફૂટી હોય એવી રીતે દાણાથી ભરાઇ ગયું. ઘરનાં માણસોને ઘણી ચિંતા થવા લાગી. કદાચ પાછું શીતળાદેવીને કુડું પડે! મૂળમાં તો ચેપી રોગ એટલે ઝાઝો સ્પર્શ થવો જોઇએ નહિ. વળી કોઇનો પડછાયો પણ પડવો જોઇએ નહિ; તેથી એક અલગ ઓરડામાં એ કન્યાની પથારી કરી, ત્યાં તેને સુવાડી તેની સેવા ચાકરી કરવાનો પુણ્યપ્રભાએ નિશ્ચય કર્યો. મ્હોટી માએ પુણ્યપ્રભાને કહ્યું:—“બેટા! તું રહેવા દે—ચાકરી કરનાર ઘણાં માણસો છે!” પરંતુ આ પ્રસંગે પુણ્યપ્રભાએ મ્હોટી માનું કહેવું માન્યું નહિ. તેણે કહ્યું:—“મ્હોટી મા! એ બીજા કોઇ પાસે રહેશેજ નહિ અને રાત્રિ દિવસ રડયા કરશે; તેથી મ્હનેજ એની પાસે રહેવા દ્યો હું મરી જઈશ તો પણ કીકીને નહિ છોડું!”

મ્હોટી માએ કહ્યું:—“બેટા! તું મ્હારા ઘરનું ઉજ્વળ રત્ન છે. મ્હારા ઘરની લક્ષ્મી છે. જો આ ચેપી રોગ કદાચ તને પણ લાગે તો મ્હારો ચંદ્રકાન્ત ઘેર આવીને શું વિચારે?”

પુણ્યપ્રભાએ સ્વગત કહ્યું:—“હે શીતળા માતા! આ સમયે મ્હારા પર કૃપા કરો. મ્હારી કીકીને બદલે તમે મ્હનેજ તમારા ખોળામાં આશ્રય આપો.” પછી દ્રઢ સ્વરે તેણે મ્હોટી માને કહ્યું:—

"મ્હોટી મા ! એ માટે તમે બિલકુલ ફિકર કરશો નહિ. મ્હને કાંઈ થવાનું નથી. મ્હારા જેવી હતભાગિનીને મૃત્યુ સત્વર મળતું નથી !"

આ વચનો સાંભળી મ્હોટી મા રડી પડયાં: છતાં પુણ્યપ્રભાની આંખોમાં એક પણ અશ્રુબિંદુ આવ્યું નહિ. તે આ બાળકન્યાને એક અલગ ઓરડામાં સૂવાડી, ખાવું પીવું ભૂલી જઇ રાત્રિ દિવસ તેની સેવા ચાકરી કરવા લાગી. બરાબર સાત દિવસ સુધી તેણે એ કન્યાની સતત સેવા કરી; પરંતુ તેનું કશું સારૂં ફળ આવ્યું નહિ. આઠમે દિવસે એ કન્યા સ્વર્ગવાસિની થઇ. આ પ્રસંગે પુણ્યપ્રભાનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ સરી પડવા લાગી. બરાબર બે દિવસ સુધી તેણે રૂદન કર્યા કર્યું—જાણે કે ઈશ્વરે તેનુંજ સંતાન કેમ લઈ લીધું ન હોય ! શીતળાદેવી એ સુકુમાર કન્યાને પોતાના શીતળ ખોળામાં સુવાડીનેજ શાન્ત થયાં. પુણ્યપ્રભાની પ્રાર્થના પૂર્ણ થઈ નહિ—ઉલટું અતિશય પરિશ્રમથી, કઠોર સંયમથી અને આત્મનિગ્રહથી તેના શરીરની ઉજ્વળ કાન્તિ કસોટીએ ચઢાવેલા કાંચનની માફક વિશેષ ઉજ્વળ બની ગઇ. તેના ચિત્તની સ્વર્ગીય જ્યોતિ જાણે કે રક્તમાંસની દિવાલને ભેદી નાખીને પૂર્ણ તેજથી પ્રકાશી નીકળી. આવું જોઇ મ્હોટી માએ તેને કહ્યું:—"બેટા ! હવે તું સાક્ષાત સ્વર્ગની દેવી જેવી બની છે: પરંતુ હાયરે ભાગ્ય ! એણે આ સ્વર્ગીય સૌન્દર્યની દરકાર કરી નહિ !"

થોડા દિવસો પછી મ્હોટી માને તાવ આવવા લાગ્યો. જ્યારે સાધારણ તાવ આવતો ત્યારે તો તેઓ તેની દરકાર કર્યા વિના સ્નાનાહાર કરતાં હતાં. તેઓ કહેતાં કે:—"હવે હું ઘરડી થઇછું—જીવનની હવે મ્હને મમતા નથી. હવે તો તમને સહુને રાખીને હું નેત્રો મીંચી દઉં એટલે જાણે કે ગંગા ન્હાઈ. હવે ઔષધાદિ કરવાની જરૂર નથી." પરંતુ ઔષધાદિ કર્યા સિવાય બિમારી દૂર ક્યાંથી થઇ શકે ? અંતે ડોશી રોગમાં ઘણાં સપડાયાં. ગામના એક વૈદ્યની

દવા શુરૂ કરી. તેણે ઘણાંય ઔષધો આપ્યાં પણ રોગ દૂર થયો નહિ; તેથી ડૉકટરને બોલાવવામાં આવ્યો, અને તેની પાસે શરીર તપાસાવ્યું. પછીથી જ્યારે ડૉકટરની વિલાયતી દવા પીવાનો વખત આવ્યો ત્યારે મ્હોટી માએ કહ્યું:–"હવે આ વૃદ્ધાવસ્થામાં વિલાયતી દવા પીને હું મ્હારા દેહને વટલાવું ? !" કોઇનું કાંઈ ચાલ્યું નહિ. પાછા વડોદરાથી એક હોશિયાર વૈદ્યરાજને બોલાવવામાં આવ્યા. તેમની દવાના સેવનથી પણ વિશેષ ફાયદો થયો નહિ. આવી રીતે પંદર દિવસ સુધી દુઃખ ભોગવી અંતે મ્હોટી માએ સ્વર્ગગમન કર્યું. ચંદ્રકાન્તે દેશત્યાગ કરેલો હોવાથી તેમના હૃદયને સખ્ત આઘાત થયો હતો. તેઓ મૃત્યુ થતાં પહેલાં જ્યારે થોડા સમયને માટે શુદ્ધિમાં આવ્યાં હતાં ત્યારે ચંદ્રકાન્તના નામનોજ ઉચ્ચાર કરતાં હતાં.

કૃષ્ણકાન્તે યથા સમયે મ્હોટી માનું શ્રાદ્ધ કર્યું. પ્રથમથીજ આ સંસાર દેવામાં હતો, તેમાં આ સમયે પણ દેવું વધ્યું. ચંદ્રકાન્ત સગાં વ્હાલાંનો તેમજ દેશનો ત્યાગ કરી વિલાયત ચાલ્યો ગયો હતો. ઘરસંસારનાં સઘળાં કાર્યો કૃષ્ણકાન્તને સંભાળવાં પડતાં હતાં. નિપુણચંદ્રના અભ્યાસનું ખરચ પણ કૃષ્ણકાન્તને નિભાવવું પડતું હતું; કેમકે હવે સઘળો આધાર તેમજ આશા તેના ઉપરજ હતી.

મ્હોટી મા સ્વર્ગગમન કરી ગયાં. હવે બીજા માણસનો સ્વર્ગે જવાનો વારો આવ્યો. સંસારમાં જ્યારે દુઃખ આવી પડે છે ત્યારે ચોતરફથી એક સાથેજ આવે છે. હમણાં હમણાં જીલ્લામાં મૅલેરિયાનું જોર વધી પડયું હતું. અનેક માણસો મૅલેરિયા તાવના પંઝામાં સપડાઇ પોતાની આલોકની જીવનલીલા સમાપ્ત કરતાં હતાં. પુણ્યપ્રભા પણ આ મૅલેરિયા તાવના પંઝામાં સપડાઈ. પહેલાં કિવનાઇનના સેવનથી તાવ સહજ નરમ પડયો; પરંતુ સ્નાનાહારની અનિયમિતતા, વ્રત નિયમના ઉપવાસ, સાંસારિક કાર્યોનો પરિશ્રમ, મનની ચિંતા વગેરેને

લીધે પાછો તાવ ઘણાજ જોરમાં આવવા લાગ્યો. ડૉકટરે આવી દવા આપવા માંડી; પરંતુ દવા પીએ કોણ? દવા પીધા વિના તાવ ઉતરે યા તો ધીમો પણ શાનો પડે? કામનો બોજો ચાલુ, પથ્યાપથ્યનો વિચાર નહિ, ઘરમાં કોઇ મ્હોટું માણુસ કહેનાર નહિ એટલે પછી પુણ્યપ્રભાને કોણ સમજાવે? મ્હોટી મા દેવલોક પામ્યાં હતાં. વળી એકલી બિચારી અન્નપૂર્ણા પણ કેટલી સંભાળ રાખે? આથી પુણ્યપ્રભા ધીમે ધીમે મૃત્યુને માર્ગે આગળ વધવા લાગી. તેને દરરોજ રાત્રે તાવ આવતો હતો, અને સ્હવારે ઉતરી જતો હતો. આથી દિવસે તે ઘરકાર્યો કરતી હતી; તેથી શરીર ઘસાવા લાગ્યું. તાવમાંથી બરોળ થઈ, તથા એમાંથી કોણ જાણે કે, લીવર વધ્યાથી કે અન્ય કોઈ કારણથી તેના પેટમાં વ્યાધિ થયો. તેના અંગની સુવર્ણ કાન્તિ નિસ્તેજ તેમજ મલિન થઇ જવા લાગી. અંતે શય્યામાંથી ઉઠવાની શકિત પણ જતી રહી. અન્નપૂર્ણા પણ થોડા સમયને માટે પિયર ગઇ હતી ત્યાંથી પાછી આવી પહોંચી. પુણ્યપ્રભાની આવી સ્થિતિ જોઇ તે ઘણી દુઃખી થઈ. તેની આંખોમાંથી અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં, અંતે તેણે અશ્રુજળ વર્ષાવતાં વર્ષાવતાં કહ્યું:–"છેવટે ત્હેં ત્હારૂં ધાર્યુંજ કર્યુંને? આ શરીર કેવું ઘસવી નાખ્યું છે! આમ કરવાથી વ્હેલો અંત આવે કે? ગાંડી! આમ કરવું તને ઘટે છે?"

શાન્ત ચિત્તે પુણ્યપ્રભાએ ઉત્તર આપ્યો:–"બ્હેન! મનુષ્યનું ધાર્યું કયાં થાય છે? ધરણીધરનુંજ ધાર્યું થાય છે; પરંતુ જો જો, તમે કાંઇ આડું તેડું કરશો નહિ."

"આડું તેડું શું? દવા ખાધા વિના ચાલે કે? જો, હજી ઘણો સમય છે, હમણાંથીજ સંભાળપૂર્વક દવાદારૂ થશે તો તેની અસર થશે. આટલી ન્હાની ઉમ્મરમાં તને મરવાના કોડ કયાંથી થયા છે? આખા જગતને પોતાનો જીવ વ્હાલો છે, અને તને ત્હારો જીવ વ્હાલો નથી?"

પુણ્યપ્રભાએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–' ના બ્હેન ! હવે મ્હારા મૃત્યુથી જ્યારે તેઓ સુખી થઈ શકે તેમ છે ત્યારે પછી હું શા માટે મરૂં નહિ ? "

અન્નપૂર્ણાએ અશ્રુજળ સાફ કરતાં કરતાં કહ્યું:–" પાછી એની એજ વાત કે ? તું ત્હારા આ શબ્દો બોલવા હવે બંધ નહિ કરે કે ? હું એમ ધારતી હતી કે, તું એ સઘળું ભૂલી ગઇ છે; પરંતુ તું નિશ્ચય સમજજે કે, હું તને મરવા નહિ દઉં. હું તને એક વાત કહું છું તે સાંભળ. ત્હારી માતાને ત્હારી બિમારીના સમાચાર પહોંચાડવામાં આવશે તો તેઓ તને લઇ જશે, અને ત્હારી સારી દવા કરાવશે. અહિં એવા સારા ડૉકટરો કે વૈદ્યો નથી. "

" તમારે મ્હારાં માતાજીને ખબર મોકલવી હોય તો ભલે મોકલો; પરંતુ હું અહિંથી કદિ અન્ય સ્થળે જવાની નથી. મ્હારી ખાત્રી છે કે, આ સમયે મૃત્યુદેવી મ્હારા પર અવસ્ય કૃપા કરશે. જો મરીશ તો આ શયનમંદિરમાં આજ શય્યામાં સૂઇ રહીને મરીશ. બ્હેન ! આજે હું તમને શરમ મૂકીને કહૂંછું કે, આજ શય્યામાં મ્હેં મ્હારા સ્વામીદેવતાની સાથે યત્કિંચિત્ સહવાસસુખ ભોગવ્યું છે. હવે આજ શય્યામાં સૂઈ રહીને હું મૃત્યુ સુખ ભોગવીશ. આ શય્યામાં જ્યારે તેઓ સૂઇ રહેતા ત્યારે હું ઘણા સમય સુધી તેમના તરફ જોઇ રહીને તેમની વદનકાન્તિ નિરખતી હતી. આજ શય્યામાં સૂઈ રહીને કેટલીક રાત્રિઓ મ્હેં ઉંઘવાનો ડોળ કરી તેમના આગમનની રાહ જોઇ છે ! હું આ શય્યાનો ત્યાગ કરી શકીશ નહિ ! "

આટલું બોલતાં બોલતાંમાં પુણ્યપ્રભાનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ સરી પડવા લાગી. અન્નપૂર્ણાએ પણ રૂદન કરતાં કરતાં તેનાં આંસુ લુંછવા માંડયાં. પુણ્યપ્રભાએ સહજ શાન્ત થઇ પુનઃ કહ્યું:–" મ્હોટી બ્હેન ! હું તમને કરગરીને વિનંતિ કરૂંછું કે મ્હારે દુઃખે હવે તમે

રડશો નહિ. તમને રડતાં જોઇ હું ઘણી દુઃખી થઉં છું. વ્હીવાનું શું કારણ છે? બ્હેન! મ્હને આરામ થઈ જશે—તમે શોક ન કરશો."

અન્નપૂર્ણાએ પોતાની આંખો સાફ કરી નાખીને કહ્યું:—"ના ના—હું એ માટે રડતી નથી. તને થયું છે શું? અત્યારથી ઔષધાદિ કરતાં તને આરામ થઇ જશે. અરેરે! ત્હારૂં સુવર્ણકાન્તિ જેવું તેજસ્વી શરીર કેવું મલિન થઈ ગયું છે? શરીરમાં માત્ર હાડકાંજ જોવામાં આવે છે! આ બધું જોવામાં આવ્યાથીજ મ્હારાથી રડી દેવાય છે! શું તું આ જગતમાંથી અદ્રશ્ય થવાને માટેજ એટલી બધી પ્રકાશી નીકળી હતી?"

આમ કહીને અન્નપૂર્ણા રડતી રડતી બીજા ઓરડામાં ચાલી ગઇ. તેની મહેનતથી પુણ્યપ્રભાની ચિકિત્સાનો યથાયોગ્ય બંદોબસ્ત થયો. વડોદરાથી એક હોશિયાર વૈદ્ય આવી પુણ્યપ્રભાની દવા કરવા લાગ્યો. પુણ્યપ્રભાની માતા પણ પુત્રીની બિમારીના સમાચાર સાંભળી વાસદ આવી પહોંચી.



## પ્રકરણ ૩૬ મું.



## પ્રેમમયી પુણ્યપ્રભાનું પરલોકગમન.

"છીઃ તમે જાઓ, હું નહિ બોલું! તમે કાલેજ શા માટે મુંબાઇ જાઓછો? સમજી સમજી, સરોજને મળવાને, કેમ નહિ? તમે બિલકુલ હસતા કેમ નથી! થોડું હસો જોઇએ! હં હં—સરોજ ચોર છે—તેણે તમારૂં હૃદય ચોરી લીધું છે. આ શું? વિલાયત જઇને તમે સાહેબ બની ગયા? આઘા રહો—મ્હને અડકશો નહિ. ના ના—હું ભૂલી—ઉભા રહો. એક વખત બરાબર જોઇ લેવા દો. હં હં, સમજી, તમે સાહેબ થઇ ગયા છો—સુધરી ગયા છો. હવે હું તમને ગમીશ નહિ—તમે સરોજ સાથે વિવાહ કરીને સુખી થાઓ!"

આ સઘળું શું છે ? વિકારગ્રસ્ત રોગીનાં ભાંગ્યાં તૂટયાં વચનો. પુણ્યપ્રભા સખ્ત તાવ આવ્યાથી આવી રીતે બેશુદ્ધાવસ્થામાં બકયા કરતી હતી. અન્નપૂર્ણા તેની પાસે બેસીને રડયા કરતી હતી. વૈદ્યરાજ આજકાલ કરતાં વીસ બાવીસ દિવસથી ચિકિત્સા કરતા હતા; કિન્તુ કાંઇ સારૂં પરિણામ જણાતું નહોતું. ઘરનાં સઘળાં માણસો એક પ્રકારે નિરાશ બની ગયાં. પુણ્યપ્રભાની માતા પણ હવે પુત્રીનું શું થશે એ સંબંધી ચિંતા કરતી કરતી પુત્રીની રોગશય્યાના ઉશિકા પાસે બેસી રહી હતી. વૈદ્યરાજ હવે છેક નિરાશ થઇ ગયા હતા. તેમણે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે, રોગિણી હવે ભાગ્યેજ એક બે દિવસો કાઢશે. હમણાં પુણ્યપ્રભાને ૧૦૫ ડિગ્રી તાવ આવ્યો હતો. એ તાવ ઉતરી જતાં તેનો જીવનદીપ બુઝાઇ જવાનો સંદેહ હતો.

સંધ્યાકાળ થયો. ઉજ્વળ આકાશમાં એક બે તારાઓ પ્રકાશી નીકળ્યા. મૃદુ વાયુ વિરહવા લાગ્યો. ધીમે ધીમે પુણ્યપ્રભાને આવેલો તાવ ઉતરવા લાગ્યો. તેનો બકવાદ બંધ પડી ગયો. આ સમયે તે થોડી ઘણી શુદ્ધિમાં આવી. તેણે "મા ! થોડું પાણી" કહીને માતાના મ્હોં તરફ જોયું. માતાએ એક ચમચાથી તેના મ્હોમાં થોડું પાણી રેડયું. પાણી પીધા પછી પુણ્યપ્રભાએ કહ્યું:—"બા ! હવે મ્હને ઠીક જણાય છે. તું જઇને થોડો સમય આરામ લે."

માતા સમજી કે પુત્રીને અન્નપૂર્ણા સાથે કશી વાતચિત કરવી છે; આથી તેની માતાએ કહ્યું:—"બ્હેન ! હવે મ્હારે શો આરામ લેવો છે ? તું સાજી થઇ જાય એટલે મ્હને આરામજ છે. મ્હેં એવાં તે શાં મહાપાપ કર્યાં હશે કે મ્હારે આવું જોવું પડે છે ! મ્હારા ભાગ્યમાં વિધિએ શું લખ્યું હશે તે કોણ જાણે છે !" આમ કહી, ત્યાંથી ઉઠી, પહેરેલા વસ્ત્રના પાલવથી પોતાની આંખોમાંનું અશ્રુજળ લુંછતી તે ત્યાંથી ચાલી ગઈ.

પછીથી અન્નપૂર્ણાના મ્હોં તરફ જોઈ, પુણ્યપ્રભાએ ક્ષીણ કંઠે કહ્યું:–" બ્હેન ! હમણાં મ્હને સહજ ઠીક લાગે છે; પરંતુ મ્હને આરામ થવાનો નથી. હું હવે અલ્પકાળમાંજ આ જગતમાંથી વિદાય થઇશ. તમે રડશો નહિ. આમ જુઓ, મ્હારી સાથે વાત તો કરો."

અન્નપૂર્ણાનાં નેત્રોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં, તેણે આત્મ-સંવરણ કરીને કહ્યું:–" હજી શું વહી ગયું છે ? ઇશ્વરેચ્છા હોય તો હજી પણ મટે. મરવા સૂતેલાં માણસ ઘણી વખત બેઠાં થાય છે એ તું ક્યાં નથી જાણતી ? બ્હેન ! હજી વિશેષ ભય જેવું નથી. તું જીવ બાળીશ નહિ."

" ના, બ્હેન ! મૃત્યુનો મ્હને સહજ પણ ભય નથી; છતાં એક વાત મનમાં રહી જાય છે. ઓ બ્હેન ! એક વખત તેઓ મળે તો ? પણ હાય ! મ્હારૂં ભાગ્ય ફુટેલું છે ? હું આંખો મીંચી એ દેવતાનું ધ્યાન ધરૂં છું. તેમની મૂર્ત્તિનું વારંવાર સ્મરણ થાય છે. એ સુંદર મુખ એક ક્ષણને માટે પણ વિસારે પડતું નથી. મ્હેં અજ્ઞાનીએ તેમને સુખી કરવાનો એક પણ પ્રયત્ન કર્યો નહિ, જો મરતાં મરતાં એક વખત તેમનું દર્શન થાય તો સુખેથી મરૂં."

" બળ્યું બ્હેન ! આમ તે શું કરતી હોઇશ ? થોડા દિવસમાં તેઓ વિલાયતથી પાછા આવશે. પછી તું તેમનાં હમ્મેશાં દર્શન કરજે." અન્નપૂર્ણાએ નીચું જોઇ આંસુ સારતાં કહ્યું.

" ના બ્હેન ! મ્હારા ભાગ્યમાં એ સુખ નથી. હવે હું જાણું છું કે, હું હવે આ જગતમાં અલ્પકાળને માટેજ છું. બ્હેન ! પેલી જે છબી ટાંગી રાખેલી છે તે ઉતારી લાવો જોઇએ. ' હું અહિંથી અંધકાર હોવાને લીધે એ છબી બરાબર જોઈ શકતી નથી. !"

અન્નપૂર્ણાએ તરતજ ચંદ્રકાન્તનો એક ન્હાનો કાર્ડ સાઇઝનો ફોટોગ્રાફ લઈ આવી પુણ્યપ્રભા પાસે મૂકયો. પુણ્યપ્રભાએ એ ફોટો

હાથમાં લેવાને માટે પોતાના હાથ લાંબા કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે હાથ લાંબા કરી શકી નહિ. તેના હાથમાં સહજ પણ શક્તિ રહી નહોતી. આથી તેણે સજળ નયને અન્નપૂર્ણાને કહ્યું:—"બ્હેન ! આ છબી હવે મ્હારાથી પકડી શકાતી નથી, એ તમે મ્હારી આંખો મ્હામે ધરી રાખોને."

અન્નપૂર્ણાએ પુણ્યપ્રભાના કહેવા પ્રમાણે કર્યું. પુણ્યપ્રભા એ છબી તરફ ટગર ટગર જોઈ રહી. થોડા સમય પછી પાછું તેણે કહ્યું:— "બ્હેન ! જુઓ તો ખરાં. મ્હારી છાતી કેટલા બધા જોરથી ધડકે છે ! કોણ જાણે કે કાંઈ કાંઈ થાય છે ! છબીને મ્હારી છાતી પર મૂકો જોઇએ !"

અન્નપૂર્ણાએ છબી છાતી પર મૂકી. પુણ્યપ્રભાએ કહ્યું:—"છાતી ઉપર મૂકી રાખોછો તેથી દેખાતી નથી. તમે છાતી પર મ્હારાથી જોઇ શકાય એવી રીતે પકડી રાખો. હેં બ્હેન ! હમણાં એમને તાર કરીએ તો તેઓ આવે ખરા કે ?"

અન્નપૂર્ણાએ પુણ્યપ્રભા જોઈ શકે એવી રીતે તેની છાતી પર છબી ઝાલી રાખી. પુણ્યપ્રભા છબી તરફ ટગર ટગર જોવા લાગી; પરંતુ હવે તેની દૃષ્ટિશકિત પણ ગૂમ થવા લાગી હતી. હવે તે છબીને બરાબર જોઇ શકતી નહોતી. ધીમે ધીમે તેની દૃષ્ટિશકિત તદ્દન ગૂમ થઈ જવાથી તેણે કહ્યું:—"બ્હેન ! હજી પાસે લાવો— હજી સહજ પાસે લાવો. હાય ! હાય ! આ શું થયું ? મ્હારાથી હવે કાંઈ જોઇ શકાતું નથી. ભાભી ! મ્હારી આંખો ગઇ હોય એમ મ્હને લાગે છે ! બ્હેન ! કયાં છો ?—"

"જો બ્હેન ! હું ત્હારી પાસેજ બેઠી છું."

"છબી મ્હારી છાતી ઉપર રાખોને. હવે હું જોઈ શકતી નથી."

અન્નપૂર્ણાએ પુનઃ પુણ્યપ્રભાની છાતી ઉપર છબી મૂકી. ધીમે

ધીમે પુણ્યપ્રભાનો કંઠસ્વર વિશેષ ક્ષીણ થયે જતો હતો. અંતે તેણે અતિ ક્ષીણ સ્વરે કહ્યું:—“ છબી...રા...ખી...ન...હિ...ને ? ”

“ બ્હેન ! જો તો ખરી, રાખી છે. ”

“ ના બ્હેન ! મ્હને કાંઇ જણાતું નથી. હવે મ્હારાથી બોલાતું પણ નથી. બ્હેન ! મ્હારૂં આ છેલ્લું વાક્ય તેમને કહેજો કે—તેઓ સરોજ સાથે વિવાહ—”

અન્નપૂર્ણાએ પુણ્યપ્રભાના શરીરને તપાસી જોયું તો તે ઘણું ઠંડું જણાયું. શ્વાસ પણ જોરથી ચાલતો હતો. નાડી ધીમી પડી ગઇ હતી. આથી તે મ્હોટેથી રડી પડી. એ રૂદનધ્વનિ સાંભળી પુણ્યપ્રભાની માતા, સાસુ તથા બીજાં માણસો ત્યાં આવીને મ્હોટેથી રડવા લાગ્યાં. તેમને રડતાં જોઈ પુણ્યપ્રભાએ બ્હેબ્હાકળી બની જઇને માત્ર “ રહે...વા...દો. ” એટલુંજ કહ્યું.

આટલું બોલતાં બોલતાંમાં તો તેનો જીવ જતો રહ્યો. જળસિક્ત, દૃષ્ટિશૂન્ય નેત્રોએ, અર્ધશુદ્ધાવસ્થામાં તે સૌના સ્હામું જોઈ રહી. આંખોમાં એક બે અશ્રુબિંદુઓ ઉપસી આવ્યાં. ઓષ્ઠ સહજ હાલતા જણાયા. જાણે કે તે કાંઇ કહેવા ઇચ્છે છે. એવામાં ભીષણ મૃત્યુની છાયા તેની કમળપત્ર જેવી મુખમુદ્રા ઉપર છવાઈ ગઇ. એ નીલેન્દીવરતુલ્ય નયનયુગલ ચિરકાળ માટે મીંચાયાં. આવી રીતે એ મૃદુ કોમળ, સ્નિગ્ધ શ્યામલ લજ્જાવતી લતા સંસારના કરસ્પર્શથી હમ્મેશાંને માટે તૂટી પડી. સૌ તેને ભોંય ઉતારવાની તૈયારી કરવા લાગ્યાં.

પરંતુ આ જુઓ, તેના ગુલાબ જેવા ઓષ્ઠ ઉપર એક પ્રકારની અપૂર્વ સ્વર્ગીય હાસ્યરેખા જણાય છે. જાણે કે નિબિડ મેઘાચ્છન્ન સરોવરના કૃષ્ણજળમાં કુમુદ પુષ્પ ખિલ્યું હોય એમ ભાસે છે !

પુણ્યપ્રભા ! વિશુદ્ધ આર્યા ! પ્રેમમૂર્ત્તિ ! પતિપ્રાણા સતી સાધ્વી ! જા, સુખેથી સ્વર્ગસૃષ્ટિમાં જઇને રહે. દિવ્યજ્યોતિમાં જઇને મળ.

તને મૃત્યુમાંજ સુખ ભાસ્યું હતું. મૃત્યુમાંજ તને પુનર્જીવનની પ્રાપ્તિ છે. તું કયા ત્રિદિવવાસીની દેવપૂજાનું મંદાર કુસુમ હતું? શું તું મંદાકિની ધારામાંથી ભૂલી પડીને આ પાપપૂર્ણ પૃથિવી ઉપર આવી હતી? વિમળ કુસુમ! જા, પુનઃ ત્રિદિવ ધામે જઇને વાસો વસ. આ મૃત્યુલોક ત્હારા નિવાસને માટે યોગ્ય સ્થાન નથી. તું ત્હારી દેવદુર્લભ સુવિમળ સુવાસથી દેવલોકને મોહિત કર!

---

## પ્રકરણ ૩૭ મું.

### એક દુઃખદ બનાવ.

ચંદ્રકાન્ત તો વિલાયત ચાલ્યો ગયો. બીજી તરફ વલ્લભદાસને ત્યાં કોર્ટશીપ શુરૂ થઈ. આવી કોર્ટશીપ પ્રભાવતીને પસંદ નહોતી. આનાં ઘણાં કારણો હતાં. એક તો પ્રથમથીજ તે સરોજ પ્રત્યે નારાજ હતી, અને અધુરામાં પૂરૂં હંસરાજ જેવો રૂપવાન્ ગુણવાન્ અને ધનવાન્ યુવક તેના પ્રત્યે આટલો આકર્ષાયો એ પ્રભાવતીથી કેવી રીતે સહન કરી શકાય?

એક દિવસે પ્રભાવતી માથાના દર્દથી પીડાતી 'આઃ ઉઃ' કરતી બિછાનામાં પડી રહી હતી. એવામાં એક વાગતાં સરોજ કૉલેજમાંથી ઘેર આવી, અને તેણે પ્રભાવતી પાસે આવીને પૂછ્યુંઃ–ભાભી! બહુ દર્દ થાય છે કે? માથે લવંડર લગાડું કે? જો કહો તો કૉલન વૉટરનું પોતું મૂકું?"

પ્રભાવતીએ રોષમાંજ કહ્યુંઃ–"ના ના! હવે તમારે ડાક્ટરી કરવાની કાંઈ જરૂર નથી. આજે કૉલેજમાંથી વ્હેલાં કેમ આવતાં રહ્યાં? આવી રીતે તે અભ્યાસ કરાતો હશે કે? પિયાનો શીખવા ઘેર પધાર્યાં હશો, કેમ?"

"શું કહ્યું, ભાભી? તમે આવી રીતે દરેક વાતમાં મ્હેણાં મારો એ ઠીક કહેવાય નહિ. શું તમને એમ લાગે છે કે, હું કૉલેજમાંથી વ્હેલી આવતી રહીછું? તમે આમ બોલો છો એ વ્યાજબી નથી. શું તમનેજ એકલાંનેજ કાંઈ દર્દ થાય છે? બીજાંને કોઈ દહાડો કાંઈ નહિજ થતું હોય?"

"વળી તમને શું થયું છે? સારી રીતે ખાઓછો, પીઓછો, અને હરો છો ફરો છો! તમે મ્હારી સાથે ઝાઝી માથાકુટ ન કરશો. તમે તમારે ફાવે તેમ કરો, મ્હારૂં તો માથું ફાટી જાય છે!"

આમ કહીને પ્રભાવતીએ એક સુગંધિત રૂમાલ કે, જે કોલન-વૉટરથી ભીંજવેલો હતો તે પોતાના માથા પર મૂકયો, તથા આંખો મીંચી, પાસું ફેરવીને તે સૂઇ ગઇ.

સરોજ વિશેષ કાંઈ બોલ્યા સિવાય વિષણ્ણચિતે પોતાના એકક-ખાનામાં ચાલી ગઈ, તથા ટેબલ પર ચોપડીઓ મૂકી પથારીમાં આડી થઇ.

લગભગ સાડાપાંચ વાગે વલ્લભદાસે ઘેર આવી, પત્ની પાસે જઇને કહ્યું:—"આજે વળી પાછું શું થયું છે? ઉઠીને બેઠી થા; ઉઠ!"

આમ કહી તેમણે ટોપી ઉતારી યથાસ્થાને મૂકી. પ્રભાવતીએ આંખો ઉઘાડી મૃદુ સ્વરે કહ્યું:—"જાઓ, મ્હને સતાવશો નહિ. મ્હારા માથામાં ઘણી વેદના થાય છે. એક જણ આવીને સતાવી ગયું! હવે પાછા તમે સતાવવાને આવ્યા. આવું દુઃખ તે કેવી રીતે વેઠાય?"

"બીજું કોણ તને સતાવી ગયું? આજ સુધી હું એમ સમજતો હતો કે, તને સતાવનાર માત્ર હું એકલોજ છું?"

આમ કહીને વલ્લભદાસ પ્રભાવતીના બિછાના પાસે પડેલી એક ખુરસી ઉપર બેઠા. પ્રભાવતીએ કહ્યું:—"રહેવા દો તમારી રસિકતા. હવે હદ આવી રહી છે. જાણે કે પોતે કાંઈ જાણતાજ નથી! કૉલે-

જમાંથી વ્હેલાં ઘેર કેમ આવ્યાં? એવો મ્હેં સહજજ પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમણે મ્હને એકનાં દશ વચનો સંભળાવી દીધાં, અને છેવટે છણકો કરીને ચાલ્યાં ગયાં. તમારે લીધેજ હું આટલું સહન કરૂંછું. બીજું કોઇ હોય તો સહન નજ કરે."

"તું સરોજની વાત કરે છે, કેમ? એ કૉલેજમાંથી વ્હેલી શા માટે આવે? આજે શનિવાર છે તેથી વ્હેલી છુટી હશે?"

"ના ના, તેઓ કૉલેજમાંથી ઘણી વખત વ્હેલાં ઘેર આવે છે. શા માટે આવે છે તે તમે તો જાણતાજ નહિ હો, કેમ?"

"તું હંસરાજને ઉદ્દેશીને કહે છે? તેને માટે સરોજને ઘેર વ્હેલાં આવવાનું કાંઈ પ્રયોજન નથી; કેમકે હંસરાજ તો સ્હવારે ને સ્હાંજે હમ્મેશાં આપણે ત્યાં આવે છે!"

"રામ રામ! તમને તો બધું ખુલ્લે ખુલ્લું કહેવું પડે છે! તમારે એ બધું જાણવું હોય તો જાણો! મ્હારે વચ્ચે પડવાની કાંઇ જરૂર નથી. ઓય ઓય રે! મ્હારૂં માથું ફરી જાય છે રે! તમે જાણો છો કે, સરોજ આવા નાદમાં પડી અભ્યાસ કરશે નહિ. આઃ..."

વલ્લભદાસે સ્થિરતાથી કહ્યું:–"તને બધાયમાં ખોડખાંપણ જણાય છે; પરંતુ મ્હારૂં એમ કહેવું છે કે, હંસરાજ સત્પાત્ર છે. તેની સાથે સરોજનો પ્રેમ બંધાય અને તેથી તેનો અભ્યાસ કદાચ ન વધે-તો તેથી શું નુકસાન છે? સરોજ બી. એ. કે એમ. એ. પાસ કરી દ્રવ્યોપાર્જન કરે એવી આશા મ્હેં કદિ રાખી નથી. છતાં તેને બી. એ. સુધી ભણાવવાની મ્હારી ઇચ્છા હતી. તું જાણે છે કે, આપણા હિંદુસમાજમાં છોકરીને પરણાવતાં કેટલી બધી મુસ્કેલી વેઠવી પડે છે? આમ છતાં સુયોગ્ય પાત્રનો ઘણો અભાવ હોય છે. આથી સરોજ અને હંસરાજનો એકબીજા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય અને

તેમનું ઉભયનું લગ્ન થાય તો એ ખુસી થવા જેવું છે. એમની વચ્ચે પ્રેમ ઉત્પન્ન થતો જોઇને તને Jealousy (જેલસી) ઇર્ષ્યા તો નથી થતી ને ?"

આ વચનો સાંભળી ક્રોધ પ્રદર્શિત કરતાં પ્રભાવતીએ કહ્યું:—"જાઓ જાઓ—મ્હને દાઝયા પર ડહામ ન દ્યો. તમે તમારી મરજી પડે તેમ કરો. હવે હું કાંઇ કહીશ નહિ. ઉં:—ઉં: !"

વલ્લભદાસ કપડાં ઉતારી સરોજ પાસે ગયા તો સરોજ બિછાનામાં પડી રહેલી હતી. વલ્લભદાસે તેને સૂઈ રહેવાનું કારણ પૂછ્યું. તેની આંખો લાલચોળ થઇ ગયેલી જોવામાં આવી. તેણે ઘણું રૂદન કર્યું હોય એમ જણાયું. તેનું માથું તપી ગયું હતું. વલ્લભદાસે વિચાર્યું કે, પત્નીના અનુચિત વર્તનથી તેને માઠું લાગ્યું હશે. પ્રભાવતીનાં હૃદયને ચીરી નાખે એવાં વાગ્બાણોથીજ તે રડી હશે. સરોજની સાથે વલ્લભદાસને શી વાતચિત થઇ તેની અમને માહિતી નથી. સંધ્યા સમયે કોઇને ત્યાં આમંત્રણ છે એમ કહીને વલ્લભદાસ ઘરની બ્હાર નીકળી પડયા, તથા મોડી રાત્રે તેઓ ઘેર આવ્યા. રાત્રે પ્રભાવતી સાથે પણ તેમણે કશી વાતચિત કરી નહિ.

બીજે દિવસે સ્હવારે ઉઠી, ચ્હા પી વલ્લભદાસ પોતાના કાર્યાર્થે બ્હાર નીકળી પડયા. તેઓ બ્હાર ગયા ત્યાં સુધી રોષમાં ને રોષમાં પ્રભાવતી પથારીમાંજ પડી રહી હતી. લગભગ આઠ નવ વાગ્યે તે શય્યાનો ત્યાગ કરી. ચ્હા સાથે થોડો નાસ્તો કરવા બેઠી. સરોજને રાત્રે સખ્ત તાવ આવ્યો હતો તેથી અદ્યાપિપર્યંત તે સૂઇ રહી હતી. બરાબર આ સમયે વલ્લભદાસના કૅાચમેન ભીખાએ ગભરાઈ ગયેલે ચ્હેરે આવીને કહ્યું:—"ઓ બાપરે ! સત્યાનાશ વળી ગયું !" આમ કહીને તે મ્હોટે અવાજે રડવા લાગ્યો. આ રૂદનધ્વનિ સાંભળવામાં આવતાંજ પ્રભાવતી ચમકી ઉઠી. તેના હાથમાં રહેલું એક

અડધું બિસ્કુટ જમીન પર પડી ગયું. સરોજ દોડતી દોડતી ભીખા પાસે આવી પહોંચી. ભીખાએ કહ્યું:–" માજી ! સત્યાનાશ વળી ગયું !" આપણી ગાડીને એક ટ્રામનો ધક્કો લાગવાથી તૂટી ગઇ. ઘોડો જખમી થઇને ત્યાંજ મરી ગયો. મ્હોટાભાઇને હું હૉસ્પિટલમાં રાખી આવ્યો છું."

આ સમાચાર સાંભળી સરોજ આક્રંદ કરવા લાગી. અંતે આત્મસંવરણ કરીને તેણે કહ્યું:–" ચાલ ચાલ, જલદીથી મ્હને મ્હોટા ભાઇ પાસે લઇ જા. ઓ ભાઇરે ! તમે કયાં ગયારે !"

પ્રભાવતી પણ ભીખાનાં વચનો સાંભળી આયના પાસે જઈ વાળને બરાબર સમારી ધીમે ધીમે નીચે ઉતરી, તથા બેઠકખાનામાં બેસી તેણે ભીખાને બોલાવ્યો. ભીખાએ આવી એજ વચનોની તેની પાસે પુનરાવૃત્તિ કરી. પ્રભાવતીએ કહ્યું:–" તું જલદીથી એક ગાડી લઇ આવ એટલે આપણે તેમની પાસે જઇએ. વળી ડૉકટર સાહેબને પણ બોલાવતો આવ; તેઓ આપણી સાથે આવશે."

ભીખો ડૉકર જી. ચક્રવર્તીને બોલાવવા ગયો. બીજી તરફ સરોજથી વિલંબ થતો નહિ વેઠાયાથી તે ચમન અને મોહનને સાથે લઈ એક વિકટોરિયા ભાડે કરી ગોકળદાસ તેજપાળ હૉસ્પિટલમાં જઇ પહોંચી.

ત્યાં જઇને તેણે જે દેખાવ જોયો, તેથી તેનો શોકાવેગ અસહ્ય થઇ પડયો. વલ્લભદાસ જાતેજ ગાડીને ઉતાવળથી ચલાવતા ચલાવતા પોતાના કર્મસ્થાને જતા હતા. એવામાં બીજી બાજુએથી એક ટ્રામ આવતાં તેનો તેમની ગાડી સાથે ધક્કો લાગ્યો. આ અકસ્માતથી તેમની ન્હાની સરખી ગાડીના ભુક્કા ઉડી ગયા. ઘોડો ત્યાંજ જમીનદોસ્ત થઇને અલ્પકાળમાં મરી ગયો. વલ્લભદાસનું મસ્તક ઘણા જોરથી સડકના પત્થરો સાથે અફળાયાથી તેમનું માથું ફાટી ગયું. તેમના

પગ ઉપર થઇને ટ્રામ્વેનું એક પૈડું ચાલ્યું ગયું. બીજો ગાડીની પાછળ ઉભો હતો તેણે કૂદકો મારીને પોતાનો બચાવ કરી લીધો હતો. આમ કરવા જતાં તેને થોડી ઇજા થઈ હતી, તો પણ તે એક વિક્ટોરિયા ભાડે કરી વલ્લભદાસને હૉસ્પિટલમાં મૂકી આવ્યો. જ્યારે સરોજે હૉસ્પિટલમાં પ્રવેશ કર્યો ત્યારે વલ્લભદાસ બેશુદ્ધ સ્થિતિમાં હતા. તેમના માથા પર રૂ મૂકી પાટો બાંધી દેવામાં આવ્યો હતો. ડૉક્ટરોએ પોતાનાથી બનતી મહેનત કરી હતી, અને હજી પણ કરતા હતા.

થોડા સમય પછી પ્રભાવતી પણ ડૉક્ટર ચક્રવર્તી સાથે ત્યાં જઈ પહોંચી. પતિની સ્થિતિ જોઇ, ખિસ્સામાંથી રૂમાલ કાઢી મ્હોં પર ફેરવતાં તેણે કહ્યું:—"હાય હાય! ડૉક્ટર! હવે શું થશે?"

ચક્રવર્તી:—એમાં શું છે? જો કે વાગ્યું છે તો ભયજનક પણ—

સરોજ:—હેં ડૉક્ટર! મ્હોટા ભાઇને આરામ થશે કે નહિ? તમે એમને બોલાવી તો જુઓ. તેઓ સહજ શુદ્ધિમાં આવે તેમ કરોને.

ચક્રવર્તી:—તમે છેક હિંમત હારી ન જાઓ. હજી પણ આશા છે.

એટલામાં હૉસ્પિટલનો સરજન પુનઃ ત્યાં આવી પહોંચ્યો. રોગીની અવસ્થા જોઇને તેણે કહ્યું:-"No hope—he will expire in half-an-hour." (કાંઈ આશા જેવું નથી—અડધા કલાકમાંજ તેમનું મૃત્યુ થશે.)

આ નિષ્ઠુર વચનો સાંભળવામાં આવતાંજ સરોજ, ચમન અને મોહન મર્મભેદક સ્વરે રડી પડયાં. પ્રભાવતી પડતી પડતી બચી ગઈ. પાસે એક ખુરસી હતી તેના ઉપરજ તે બેસી ગઈ, અને "હવે શું થશે? અરેરે! હવે શું થશે?" એમ કહીને આક્રંદ કરવા લાગી.

ધીમે ધીમે વલ્લભદાસની નાડી ક્ષીણ થતી ગઇ. નિશ્વાસ બંધ થઈ ગયો, અને બેશુદ્ધાવસ્થામાંજ તેમનો જીવ દેહ ત્યાગ કરી અદ્રશ્ય થઇ ગયો.

પ્રભાવતી, સરોજ, ચમન અને મોહન ડૉકટરની સાથે ઘેર પાછાં ગયાં, તથા એ બધાં મળી વલ્લભદાસના દેહની સદ્દગતિ કરવાનો વિચાર કરવા લાગ્યાં.

સરોજ પોતાની ઓરડીમાં જઈ છુટે મ્હોડે રડવા લાગીઃ— "ઓ મ્હોટાભાઇ! તમે અમને કહ્યા વિના કયાં ચાલ્યા ગયા? તમે મ્હારા પર કેટલો બધો સ્નેહ રાખતા હતા! અરેરે! અંતકાળ સમયે હું તમારી સાથે કશી વાતચિત પણ કરી શકી નહિ. મ્હારૂં શું થશે? હવે આ ત્રિભુવનમાં મ્હારૂં પોતાનું એક પણ માણસ રહ્યું નથી. મ્હોટા ભાઇ! તમારા સિવાય આ સ્થાને હવે હું એક ક્ષણને માટે પણ રહી શકીશ નહિ. મ્હોટાભાઇ! હું કયાં જઉં તે મ્હને કહો! એક વખત તમારી આ દુઃખિની ભગિનીને દર્શન આપો!"

આવી રીતે વિલાપ કરવામાંજ સરોજે આખો દિવસ પસાર કર્યો. તેણે આખા દિવસમાં પાણી સુદ્ધાં પીધું નહિ. કોઇએ તેને એક અક્ષર પૂછ્યો પણ નહિ.

જોતજોતાંમાં વલ્લભદાસના મૃત્યુ સમાચાર સર્વત્ર જાહિર થઈ ગયા. અનેક જાણિતા પ્રતિષ્ઠિત પુરૂષો તેમની અંત્યેષ્ટિ ક્રિયા પ્રસંગે હાજરી આપવાને આવ્યા. વલ્લભદાસનું ઉન્નત ચરિત્ર, ઉદાર હૃદય, વિદ્વતા, સખાવત તથા ખરી સાધુતાને લીધે તેઓ ઘણા લોકપ્રિય હતા. તેમના અચાનક મૃત્યુથી તેમના સ્નેહીમંડળને પણ ઘણો શોક થયો. તેઓ પ્રાર્થના સમાજના એક સ્થંભસ્વરૂપ હતા. સુધારક પુરૂષોમાં તેમના જેવો પુરૂષ મળી આવવો મુસ્કેલ હતો. તેમના શબને કીર્તન કરતાં કરતાં સોનાપુર લઈ જવામાં આવ્યું, અને ત્યાં તેનો યથોચિત સત્કાર કરવામાં આવ્યો. આવી રીતે એક પુણ્યમય સાધુ મહાત્મા પાપમય સંસાર પાસેથી વિદાય લઇને અનંતધામમાં ચાલ્યા ગયા.



# પ્રકરણ ૩૮ મું.

## નિરાધાર સરોજ અને બૅરિસ્ટરની ઉદારતા !

વલ્લભદાસના મૃત્યુ પછી તેમના બંધુઓ, પ્રભાવતી તેમજ તેનાં સંતાનોને આશ્વાસન આપવા માટે આવવા લાગ્યા. ડૉક્ટર જી. ચક્રવર્તી ત્રણ વખત પ્રભાવતીને સાંત્વના આપવા માટે આવતા હતા, તથા તેઓ બન્ને એકાન્તમાં બેસી ઘણા સમય સુધી ગુપ્ત વાતચિત યા તો મસલત કર્યા કરતાં હતાં. સરોજ હવે ઘરની બ્હાર વિશેષ નીકળતી નહોતી. તે દિવસના બનાવ પછી પ્રભાવતી તેની સાથે બિલકુલ બોલતી ચાલતી નહોતી. એક દિવસે લગભગ દશ વાગ્યાના સમયે સરોજ તેની ઓરડીમાંથી નીકળી બ્હાર જતી હતી એવામાં તેણે ડૉક્ટર ચક્રવર્તીને ઉચ્ચ સ્વરે આ પ્રમાણે બોલતા સાંભળ્યાઃ—

"એમાં શું છે? ખરી વાત કહેવામાં શો દોષ છે? જો તમારાથી સરોજને નાં કહી શકાતું હોય તો હું જાતેજ કહું."

આ વાક્યના ઉત્તરમાં પ્રભાવતીએ કહ્યુંઃ—"ત્યારે હવે વિશેષ વિલંબ કરશો નહિ. તમે આ વાત આજે ને આજેજ સરોજને કહી નાખો. હવે કયાં સુધી શાન્તિ ધારણ કરી શકાય?"

આ વચનો સાંભળવામાં આવ્યાથી સરોજ બ્હાર નીકળી નીચે ગઈ નહિ. તે પુનઃ પોતાની ઓરડીમાં આવી ઘણા ભયસહિત વિવિધ પ્રકારની ચિંતા કરવા લાગી. લગભગ પંદર મિનિટ પછી ડૉકટર ચક્રવર્તી તેની પાસે આવ્યા. સરોજ ડૉકટરને જોઈ વિશેષ ભય પામી. ડૉકટરે એક ખુરસી ઉપર બેસીને કહ્યુંઃ—"જુઓ સાંભળો, મ્હારે તમને એક વાત કહેવાની છે. તમારાં ભાભી તમને એ વાત કહી શકતાં નથી, તેથી તેમણે મ્હને તમારી પાસે મોકલ્યો છે—આથી તમે તમારા મનમાં માઠું લગાડશો નહિ."

સરોજે આત્મસંવરણ કરીને કહ્યું:–" આપને શું કહેવું છે? જે કહેવું હોય તે કહો."

ડૉકટર ચક્રવર્તીએ જમણા હાથે માથું ખંજવાળતાં ખંજવાળતાં એક બારી તરફ દૃષ્ટિ કરીને કહ્યું:–" એજ કહેવાનું છે કે, તમારા મ્હોટા ભાઇએ જ્યારે તમારાં ભાભી સાથે વિવાહ કર્યો ત્યારે આ મકાન તેમણે તમારાં ભાભીના નામ ઉપર કર્યું છે."

સરોજ:–એ તો હું જાણું છું.

ડૉકટર:–તેઓ રોકડ રકમ રાખી ગયા નથી. માત્ર લાઇફ઼ ઇન્સ્યુરન્સના થોડા રૂપિયા છે. પહેલાં એ રૂપિયા ઘણા થોડા હતા; પરંતુ પાછળથી મ્હારી સલાહ સ્વીકારીને વધાર્યા હતા; તેથી તે રૂપિયા પણ તમારાં ભાભીના છે.

સરોજ:–ત્યારે હું ક્યાં ના કહું છું કે, તેમના નથી.

ડૉકટર:–તમારા ભાઈ તમારે માટે કાંઈ વ્યવસ્થા કરી ગયા નથી એ તો તમે સારી રીતે સમજતાં હશો ? !

સરોજ:–હા, હું સમજું છું. તેમનો સ્નેહજ મ્હારો એક માત્ર આધાર હતો. મ્હારા દુર્ભાગ્યે હું તેમને ગૂમાવીને સઘળું ગૂમાવી બેઠી છું.

આટલું બોલતાં બોલતાંમાં તો સરોજનાં નયનયુગલમાંથી અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં. ડૉકટરે તેને સાંત્વના આપતાં કહ્યું:–" ત્યારે હવે તમારે તમારો કાંઈ ઉપાય તો શોધી કાઢવો જોઇએને? આવી રીતે અન્યને ભારરૂપ થઇ પડવું તમારે માટે ઉચિત્ નથી. તમારાં ભાભી પાસે પણ એટલી બધી સિલક નથી કે તેઓ તમારૂં ખરચ નિભાવી શકે. વળી વીમાના રૂપિયા કાંઇ હાલ તરત મળે તેમ નથી, અને જ્યારે મળશે ત્યારે પણ એમાંથી એક પાઇ સુદ્ધાં ખરચવાની નથી. એ તો ભવિષ્યનો આધાર છે. આ બંને છોકરા-

ઓના અભ્યાસનું ખરચ, કન્યાને પરણાવવાનું ખરચ તથા એવાં બીજાં અનેક ખરચોને તામરાં ભાભીને પહોંચી વળવાનું છે. આથી તમારાં ભાભી એક ઓરડી ભાડે રાખી ત્યાં રહેવા જવાને ઇચ્છે છે, તથા આ મકાન ભાડે આપવાનો તેમણે નિશ્ચય કર્યો છે; તેથી તમે હવે શું કરશો ? ”

સરોજે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—“ તેમને જેમ ઠીક લાગે તેમ તેઓ ભલે કરે. હું તેમને ભારરૂપ થઈ પડવાને ઇચ્છતી નથી. મ્હારી ફિકર કરવાનું કામ હું ઈશ્વરને સોંપું છું. ”

ડૉક્ટર:—બરાબર છે. તમે બુદ્ધિમતી છો, તેથી સઘળું સમજી શકો હો: પરંતુ ઇશ્વર તમને સહાયતા કરે તે પૂર્વે તમારે પણ કાંઇ પ્રયત્ન કરવો જોઇએને ? તમે ક્યાં નથી જાણતાં કે,—“ God helps those who help themselves. ” ( જેઓ પોતાની ઉન્નતિ કરવાને ઉદ્યમશીલ છે; ઈશ્વર તેમને સહાયતા કરે છે. )

સરોજ:—એ તો હું જાણું છું; પરંતુ પ્રથમ હું એમ નહોતી જાણતી કે, મ્હારે એકાએક આવી રીતે નિરાધાર થવું પડશે. એ વાત હમણાંજ મ્હારા જાણવામાં આવી. ફિકર નહિ. હું આજથીજ ભાભીની ઉપાધિ દૂર કરવાનો પ્રયત્ન કરીશ.

ડૉક્ટર:—તમે તે પ્રયત્ન જલદીથી કરજો. અત્યારથીજ ખરચની તાણાતાણી થવા લાગી છે. રોકડ સિલક તો કાંઈ છે નહિ. આ મકાન એક ગૃહસ્થને ભાડે આપવાનું નક્કી કર્યું છે. તેઓ આઠ દિવસ પછી આ મકાનમાં રહેવા આવનાર છે. વળી જો તમે લગ્ન કરવા તૈયાર થશો, તો અનેક સુધરેલા શિક્ષિત યુવકો તમારા હાથને મેળવવાની ઉમેદવારી કરશે—તમને અપાર આનંદથી પત્ની તરીકે સ્વીકારશે.

સરોજ ડૉક્ટરને મુખે પોતાના લગ્નની વાત સાંભળી ખિજ-

વાઈ ગઇ. તેણે કહ્યું:—" લગ્ન કરવું કે કેમ તેનો નિર્ણય હું પોતેજ કરી લઇશ. એ સંબંધી હું તમારી સલાહ લેવાને ઇચ્છતી નથી."

આટલું બોલતાં બોલતાંમાં તો તેનું મ્હોં લાલચોળ બની ગયું.

ડૉકટર ચક્રવર્તીએ ખુરસી પરથી ઉભા થઇને કહ્યું:—" મ્હારા પર શા માટે ક્રોધે ભરાઓ છો ? શું મ્હેં તમને કાંઇ ખોટું કહ્યું છે ? મ્હેં તો બંધુભાવે તમને યોગ્ય સદુપદેશ આપ્યો છે. તમારે જે કાંઇ કરવું હોય તે જલદીથી કરી નાખો—માત્ર સાતજ દિવસનો સમય છે."

આમ કહીને ચક્રવર્તી ચાલ્યા ગયા. સરોજ અશ્રુજળ વર્ષાવી સ્વગત કહેવા લાગી:—" અરેરે ! મ્હારી આશંકા સાચી ઠરી ! મ્હોટા ભાઇ ! તમે મ્હારો ત્યાગ કરીને ક્યાં જતા રહ્યા ? તમારા ગયાથી હું રસ્તે રખડતી ભિખારણ થઈ છું. હવે હું ક્યાં જઈશ ? મ્હને કોણ ઉદારતાથી આશ્રય આપશે ? તમારી પ્રિય ભગિનીની દુર્દશાનું એક વખત સ્વર્ગમાંથી દર્શન તો કરો. હે ઈશ્વર !, તમે કૃપા કરી મ્હને માર્ગ બતાવો. હવે તમારી કરૂણા ઉપરજ મ્હારા જીવનનો સઘળો આધાર છે. તમે મ્હને તમારા ચરણોમાં સ્થાન આપો."

આવી રીતે રૂદન કરવામાં એ દિવસ પસાર થઈ ગયો. બીજે દિવસે સ્હાંજે પ્રભાવતી ભીખાને સાથે લઇ તેને રહેવાને માટે નવીન જગ્યા જોવા ચાલી ગઇ. સરોજ તેની ઓરડીમાં એક ખુરસી ઉપર બેસી રહીને કાંઇ વાંચતી હતી. બરાબર આ સમયે એક બ્રુહામ ગાડી આવીને બ્હાર કમ્પાઉન્ડ પાસે ઉભી રહી, તથા એમાંથી મી૦ હંસરાજ નીચે ઉતર્યો. તેને બારીમાંથી બેઠકખાનામાં આવતો જોઇને સરોજ પણ બેઠકખાનામાં ગઈ. તેના હૃદયમાં જાણે કે જોરથી ધબકારા થવા લાગ્યા. સરોજને જોતાંની સાથે હંસરાજ બોલી ઉઠયો:—" Hallo ! You look very pale " ( તમે ફિક્કાં પડી ગયેલાં કેમ જણાઓ છો ? )

સરોજે ઉત્તર આપ્યોઃ–" એ તો માલૂમ પડી આવે છે. મ્હારાં સદ્‌ભાગ્ય કે આટલે દિવસે તમે દર્શન આપ્યાં. મ્હારા સર્વસ્વનો વિનાશ થયો છે."

"હા, મ્હેં સઘળી હકીકત સાંભળી છે. એક કેસના કાર્યાર્થે મ્હારે સુરત જવું પડયું હતું. તેથીજ હું તમને મળવા માટે આજ સુધી આવી શકયો નહોતો. સુરતથી ગઇ કાલેજ અત્રે આવ્યો છું. આવતાંની સાથેજ મ્હેં આ શોચનીય બનાવ બન્યાની વાત સાંભળી. Oh, such a sad death—so sudden ! (એવું દુઃખદ મૃત્યુ—એકાએક !) તમારા વડિલબંધુ ઘણાજ ધાર્મિક મનુષ્ય હતા. તેમના જેવા માણસ વિરલજ હોય છે. A saint-like man—one in a million (રૂષિ સમાન માણસ—દશ લાખમાં એક) તેમના અકસ્માત મૃત્યુથી માત્ર મુંબાઇનાજ નહિ; પરંતુ મ્હાર ગામના કેટલાક લોકો પણ દુઃખી થયા છે."

"માત્ર સમાજનાજં નહિ પરંતુ જુના વિચારના કેટલાક લોકો પણ દિલગીર થયા છે." આટલું બોલતાં બોલતાંમાં સરોજનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. તે રૂમાલથી આંસુ લુંછવા લાગી. હંસરાજે સ્વગત વિચાર્યુંઃ–" Oh, a beauty in tears is simply fascinating." (સુંદરી રડતી હોય—તેનાં નેત્રોમાં આંસુ હોય—તોં તે ચિત્તાકર્ષક લાગે છે.)" હંસરાજે અંતરનો ભાવ અંતરમાં સમાવીને કહ્યુંઃ–" ખરી વાંત છે, એવા સાધુ તેમજ પુણ્યવાન્ પુરૂષના શોચનીય મૃત્યુથી કોણ દિલગીર ન થાય? પરંતુ મ્હને એમ લાગે છે કે, તમે બહુ આક્રંદ કરી શરીરને બગાડો છો. આટલો બધો શોક કરવો ઉચિત નથી. સૌને એક દિવસે મરવાનું તો છેજ. It is a debt we owe to nature (કુદરતની આગળ આપણે એક પ્રકારનું રૂણ અદા કરવાને બંધાયલાં છીએ.)"

સરોજઃ—એ તો જાણે કે ઠીક છે; પરંતુ જો તમે મ્હારી દુર્દ-શાની સઘળી હકીકત જાણતા હોત તો તમને માલૂમ પડત કે, મ્હારૂં રૂદન આ જીવનપર્યંત હવે શાન્ત થાય તેમ નથી. આજે હું રસ્તાની ભિખારિણી છું. આ પેલું જે પક્ષી ઉડે છે, તેને રહેવાને માટે માળો છે; પરંતુ મ્હારે માટે જગત્માં કાંઇજ નથી."

હંસરાજઃ—What do you mean; તમારૂં આમ કહેવાનું તાત્પર્ય શું છે?

સરોજઃ—મ્હોટા ભાઇનું અકસ્માત મૃત્યુ થયાથી મ્હારી ઘણી માઠી અને કઢંગી સ્થિતિ થઇ છે. તેઓ વિલ કરી શક્યા નથી. તેમણે વીમો ઉતરાવ્યો હતો તેના વીસ હજાર રૂપિયા છે, તે ભાભીના છે. આ ઘર પણ ભાભીના નામ ઉપર છે. આ ઘર હવે તેઓ ભાડે આપવાનાં છે, અને મ્હને મ્હારો આશ્રય શોધી લેવાની સૂચના કરવામાં આવી છે."

હંસરાજઃ—શું આટલે સુધી વાત આવી છે? તમારાં ભાભી પોતે આમ કરે છે?

સરોજઃ—તેમના એક સલાહકાર પણ છે. આ સાત દિવસમાં મકાન ખાલી કરવાનું છે.

હંસરાજઃ—Oh! what a heartless woman! (કેવી નિષ્ઠુર સ્ત્રી!) શું તેનામાં બિલકુલ દયા નથી?

સરોજઃ—કદાચ હોય તો તે બીજાંને માટે છે—મ્હારે માટે નથી.

હંસરાજઃ—But if she is so heartless, the world is not so. (જો કે તે એવી દયાહીન છે તો પણ દુનિયા એવી નથી.)

હંસરાજનું આ વાક્ય સાંભળી સરોજે એક વખત તેના તરફ જોઈ પછીથી નીચી દૃષ્ટિ કરી. હંસરાજે કહ્યું કેઃ—"જુઓ ઘણા દિવસથી એક વાત તમને કહેવાનો વિચાર કર્યા કરૂં છું; કિન્તુ કહી

શકયો નથી. આજ સુધી તમે મ્હને કેવા ભાવથી જોયો છે એ હું જાણતો નથી; પરંતુ મ્હારી તમારી સાથે પ્રથમ મુલાકાત થઈ ત્યારથીજ હું તમને મ્હાઉં છું. હું તમારો પ્રેમ પ્રાપ્ત કરવાને યોગ્ય નથી તેથીજ મ્હારા અંતરની વાત મ્હેં આજ સુધી અંતરમાંજ છુપાવી રાખી હતી. આજે મ્હારાથી એ વાત કહી દેવાઈ છે. જો તમને મ્હારે માટે લાગણી હોય તો હું તમને મ્હારાં ગૃહિણી બનાવી ચરિતાર્થ થઇશ. કહો જોઇએ કે, આ માટે તમારો શો વિચાર છે?"

આ વાકયો સાંભળી સરોજ પ્રથમ તો કાંઇ બોલી નહિ. તેનું મ્હો શરમથી લાલચોળ બની ગયું. તેની છાતી ધડકવા લાગી. થોડા સમય પછી પાછું તેણે હંસરાજના મ્હોં તરફ જોયું. તેના ઓષ્ઠ વિભકત થયા. તેના મ્હોં ઉપર સહજ હાસ્યની છટા દેખાવા લાગી. એ છટા અલ્પ કાળમાંજ વિદ્યુતની માફક અદ્રશ્ય થઇ ગઈ.

હંસરાજ સરોજના અંતરનો ભાવ સમજી ગયો. તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ખુરસી ઉપર બેઠો. થોડા સમય સુધી બન્ને ચૂપ બેસી રહ્યાં. અંતે મૌનનો ભંગ કરી હંસરાજે કહ્યું:—"ત્યારે હવે હું રજા લઉં છું."

"કાલે પાછા આવશોને?" સરોજે પૂછયું.

"હા."

હંસરાજ ચાલ્યો ગયો. સરોજના ઘણા દિવસની આશા આજે સફળ થઇ; પરંતુ આજનો દિવસ સુખનો હતો કે દુ:ખનો એ અમે કહી શકીએ તેમ નથી. ભવિષ્યનો ગૂઢ અંધકાર કોણ જોઇ શકયું છે? ભવિષ્યનું જ્ઞાન કોઇને હોતું નથી.

---

# પ્રકરણ ૩૯ મું.

## નવો ગૃહસંસાર.

સરોજનો વિવાહ થઈ ગયો. તે હંસરાજની સાથે રહેવાને માટે મહાલક્ષ્મી ઉપર આવેલા એક બંગલામાં ચાલી ગઇ. પ્રભાવતીએ પોતાનો બંગલો ભાડે આપી દીધો. તે બીજા મકાનમાં રહેવા ચાલી ગઇ છે; પરંતુ ત્યાં એ એકલી કેવી રીતે રહી શકે? તેથી ડૉકટર ચક્રવર્તી તેના સાથી થયા. ડૉકટર ચક્રવર્તીએ પ્રભાવતી સાથે પુનર્લગ્ન કર્યું. સુધારાને ઉત્તેજન મળ્યું. સુધારક પત્રોએ તેમના લગ્ન પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી ત્યારે બીજાં કેટલાંક વર્તમાનપત્રોએ વિરૂદ્ધ પક્ષ સ્વીકારીને કેટલીક ચર્ચા પણ કરી. ડૉકટર ચક્રવર્તીનો ઘણા દિવસનો હેતુ સફળ થયો. હવે તેઓ રોગીઓને પ્રિસ્ક્રિપ્શન લખી આપી દવાને માટે કોઇ કંપનીમાં મોકલતા નથી; તેમણે ઘરમાંજ દવાખાનું માંડયું છે. નીચેના ભાગમાં શીશીઓથી ભરેલાં કબાટો ગોઠવેલાં છે. અને રસ્તા પરથી નજરે પડે એમ ઘરની બન્ને બાજુએ એક તરફ લાલ અને બીજી તરફ લીલી સુરાહીઓ જોવામાં આવે છે. રાત્રે તેવાજ રંગનો પ્રકાશ જણાય છે; પણ આ તો “Danger singnal !” (વિપદસૂચક નિશાની) છે! રોગીઓ સંભાળો.

મિસ સરોજ હવે મિસિસ હંસરાજ રાજા થઇ છે. ચાલો, તે પોતાના નવીન ગૃહમાં પોતાનું નવજીવન કેવી રીતે પસાર કરે છે તે આપણે જોઈ આવીએ. તેના નવીન ઘરમાં સર્વ પ્રકારનું સુખ છે. પૈસાનો તેમજ અન્નવસ્ત્રનો અભાવ નથી. ગાડી છે, ઘોડા છે અને નોકર ચાકર પણ છે; આમ છતાં હંસરાજને જીવનનો સાથી કર્યા છતાં તેને એકલીને રહેવું પડે છે. આ સંસારમાં ભાગ્યની અકળ કળાને કળી શકવાનું કામ ઘણું કઠિન છે. મિ૦ હંસરાજ એક નવીન

બૅરિસ્ટર છે. તે પોતાનો પ્રભાવ બતાવી સૌથી અગ્રેસર થવાનો યત્ન કર્યા કરે છે ! એક બૅરિસ્ટર તરીકે આખા મુંબાઈમાં પંકાવાની તેની ઇચ્છા છે. આખો દિવસ અને રાત તે કામમાં ને કામમાંજ ગુંથાયલો રહે છે. સરોજની પાસે પણ તે કામનુંજ બ્હાનું કાઢી બ્હાર ફર્યા કરે છે. સ્હવારમાં ઉઠી ચ્હા પી તે પોતાની ઑફિસમાં ચાલ્યો જાય છે. સરોજ બિચારી ભરત ગુંથણનું કાર્ય કર્યા કરે છે. અગર તો એકાદ નવલકથા વાંચે છે. પછીથી ભોજન કરી હંસરાજ હાઇકોર્ટમાં જાય છે. સરોજને આખો દિવસ એકાન્તમાં પસાર કરવો પડે છે; પરંતુ આથી તેનો અંતરાત્મા દુખાતો નથી. પતિને આખો દિવસ પોતાની પાસે રાખ્યાથી સંસાર ચાલી શકતો નથી એ વાત તે જાણે છે; પરંતુ સંધ્યા પછી પણ તે પતિનું દર્શન કેમ કરી શકતી નથી ? એ પૂર્વે પતિની સાથે રહીને કેટલું બધું સુખ પ્રાપ્ત કરવાની કલ્પના કરતી હતી ? હવે તે કોની સાથે હમ્મેશાં સંધ્યા સમયે શૈલી અને શેકસપીઅરનાં કાવ્યસુધાનું પાન કરે ? કોની સાથે શિલ્પ–વિજ્ઞાનની ચર્ચા કરે ? કોને માટે સપ્તમ સુરથી પ્રેમસંગીત ગાય ? હંસરાજ તેને એમ કહેતો કે, દરરોજ સંધ્યા સમયે તે તેના મિત્રમંડળની એક કલબમાં જાય છે. ત્યાં જઇને આનંદ–વિનોદ કરે છે. ગાયનવાદન થાય છે. સાહિત્ય સંબંધીની રાજનૈતિક વિષયો સંબંધીની ચર્ચા કરે છે. આ સઘળાં શું ખોટાં કાર્યો કહી શકાય કે ? વિલાયતમાં તો આવી અનેક પોલિટિકલ કલબો છે. જ્યારે તે વિલાયત હતો ત્યારે આવી એક કલબમાં જતો હતો; તેથી પ્રથમના અભ્યાસ અનુસાર અહિં પણ તે સંધ્યાકાળે કલબમાં ગયા સિવાય શાન્તિ મેળવી શકતો નથી. વારૂ, એ કલબમાં જાય છે ત્યાંથી રાતના દશ વાગ્યા વિના ઘેર પાછો કેમ નથી આવતો ? રાત્રે તે જ્યારે ઘેર આવે છે ત્યારે તેના મ્હોંમાંથી દુર્ગંધ કેમ આવે છે ?

**અરે ! એમાં શું નુકસાન છે ? મદ્યપાન કરવું એ કાંઈ છેક તિરસ્કારપાત્ર કાર્ય નથી. એ તો સુધરેલા જમાનાનું અમૃત યા તો સુધા છે ! જો મદ્યપાન તિરસ્કારપાત્ર હોય તો સુધરેલા સમાજમાં તેનો આટલો બધો પ્રવેશ ક્યાંથી થાય ?** વળી બીજું કારણ જાણો છો ? હંસરાજ જ્યારે વિલાયતમાં હતો ત્યારે તેને અનેક મ્હોટા માણસોને ત્યાં નિમંત્રણનું રક્ષણ કરવાને જવું પડતું હતું. ત્યાં તેને 'સ્વાસ્થ્યપાન' કરવું પડતું હતું—એ સઘળી સુધરેલી મજલિસોમાં જો મદ્ય પીવામાં નથી આવતો તો જંગલીપણું પ્રદર્શિત કરેલું ગણાય છે. આથી હંસરાજે ત્યાંથીજ થોડો થોડો પીવાની શુરૂઆત કરી હતી. હમણાં પણ એ ટેવને લીધે થોડો પીધા સિવાય ચાલતું નથી. જો તે મદ્યપાન નથી કરતો તો તેને બિલકુલ સ્ફુર્તિ જણાતી નથી—રાત્રે નિદ્રા આવતી નથી. છતાં તે કાંઇ બેહોશ તો નથી થતોને ? બેહોશ થવું એજ દોષ છે.

ઉપર પ્રમાણેની હકીકત હંસરાજે પ્રથમ સરોજને કહી. સરોજે તેની હકીકત ઉપર વિશ્વાસ પણ મૂક્યો; પરંતુ એક દિવસે એવો બનાવ બન્યો કે, જેથી સરોજનું મન વિદ્રોહી બની ગયું.

રાત્રિ વિશેષ થઇ નહોતી. માત્ર સાડાનવ વાગ્યા હતા. સરોજ એક માસિકપત્રોનાં પૃષ્ઠો ફેરવતી, ઉદ્વિગ્ન ચિત્તે પતિની રાહ જોઇ રહી હતી. એક કલાકથી રસોઈ તૈયાર થઇ ગઈ હતી; છતાં હંસરાજનો હજી સુધી પત્તો નહોતો. બરાબર આ સમયે નીચે 'હો–હો' કરતો એક વિકટ હાસ્યધ્વનિ સાંભળવામાં આવ્યો. એ સાથે ઈંગ્રેજી સુરમાં એક ગાનની અડધી લીટી સાંભળવામાં આવી કેઃ—

"Dance my Mary, kiss me sweet !"

**બીજી ક્ષણેજ ડોલતો ડોલતો હંસરાજ આવી પહોંચ્યો. પછીથી તે સરોજના મ્હોં તરફ જોઈ ખડખડાટ હસવા લાગ્યો, તથા ફરી**

ફરીને ઉપરની લીટી લલકારવા લાગ્યો, અને તે સાથે નાચવા લાગ્યો. પછીથી તેણે સરોજને સંબોધીને કહ્યું:—

"Who are you ? Oh my love-my sweetest, dearest loveliest love-My Mary Smith ! Are you Miss Smith ? Kiss me-kiss me, Miss ?"

આમ કહીને 'હો હો' કરતો હસતો હસતો પાછો નાચવા લાગ્યો. સરોજ ઘણા સમય સુધી સ્તંભિત બની જઇને બેસી રહી. તેનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે રૂમાલથી આંખોમાંનાં આંસુ સાફ કરતાં કરતાં હંસરાજને પકડી બિછાનામાં સૂવાડયો, તથા પોતે પણ આહારાદિ નહિ કરતાં દ્વાર બંધ કરીને સૂઇ ગઇ. સૂઈ રહ્યા પછી તે વિચારવા લાગી:-"આજ મ્હારા વિવાહિત જીવનનું સુખ કે? હું હાથમાં ભિક્ષાની ઝોળી લઇને ભિખારિણી કેમ ન થઈ? હે નારાયણ! મ્હારા નશીબમાં આવુંજ નિર્માણ કર્યું હતું કે?"

બીજે દિવસે પ્રભાતકાળે હંસરાજ શય્યાનો ત્યાગ કરી ઘણા સારા માણસની માફક ઉઠયો, અને ગઈ રાત્રિની હકીકત યાદ આવતાં તે સરોજ પાસે વારંવાર ક્ષમા માગવા લાગ્યો. પુનઃ કદાપિ તેણે આટલો બધો દારૂ નહિ પીવાનું જણાવ્યું. સરોજે તેને ક્ષમા આપી; પરંતુ તે તેની પાસે હસી નહિ. મિસ મેરી સ્મિથે સરોજના મન ઉપર એક કાળો ડાઘ બેસાડી દીધો હતો.

યથા સમયે હંસરાજ ઑફિસમાં ચાલ્યો ગયો. ગઇ રાત્રિની હકીકતનું સ્મરણ કરીને સરોજ વિવિધ પ્રકારના વિચારો કરવા લાગી. શું મિસ મેરી સ્મિથ નામની કોઇ બાળિકા છે કે? શું એ વિલાયતમાં હંસરાજની પ્રિયતમા હતી કે? એ સંબંધીના સઘળા સમાચાર જાણવાને માટે સરોજનું મન વ્યાકુળ બની ગયું. કોણ તેને સઘળા સમાચાર જણાવે? બરાબર, ચંદ્રકાન્ત તો વિલાયતમાં છે.

જો તેને પત્ર લખવામાં આવે તો તે કદાચ આ બાબતની તપાસ કરી સઘળી હકીકત પોતાને લખી જણાવે તેમ છે; પરંતુ વિલાયતમાં અનેક મિસ મેરી સ્મિથ હશે. ચંદ્રકાન્ત આ મિસ મેરી સ્મિથનો પત્તો કેવી રીતે મેળવી શકશે? વળી ચંદ્રકાન્ત પણ ત્યાં ક્યાં રહેતા હશે? આવા અનેક વિચારો કર્યા પછી સરોજે મોહનને એક પત્ર લખી ચંદ્રકાન્તનું શિરનામું પૂછ્યું. મોહનને ચંદ્રકાન્તના ઠેકાણાની માહિતી નહોતી; તેથી તેણે ચંદ્રકાન્તના બંધુ નિપુણચંદ્રને તેનું ઠેકાણું પૂછી સરોજને લખી મોકલ્યું.

ઉપર્યુક્ત રાત્રિના બનાવને માટે હંસરાજ ઘણો શરમાઇ ગયો હતો. ત્યાર પછી તે સરોજને પોતાનું મ્હોં બતાવવાનું સાહસ પણ કરી શકતો નહોતો. કામકાજની વાતચિત સિવાય તે સરોજની સાથે બીજી કશી વાતચિત કરતો નહોતો. સરોજનું મુખમંડળ પણ કેટલાક દિવસો સુધી મેઘાચ્છન્ન હતું; પરંતુ તે પાછું પ્રથમના જેવું થઇ જવા લાગ્યું. પતિના ઉપર ક્યાં સુધી ક્રોધ રહી શકે? સરોજ પુનઃ હસમુખી થઈ. હંસરાજે સરોજની પાસે પુનઃ મદ્યનો કદિ સ્પર્શ પણ નહિ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. થોડા દિવસો સુધી, સંધ્યા સમય પછી તે કલબમાં ગયો નહિ. છતાં ઘણા દિવસથી પડેલી ટેવ કોઇથી એકદમ છોડી શકાતી નથી. હંસરાજે વિલાયતમાં ત્રણ વર્ષ સુધી અનેક મ્હોટા મ્હોટા ગૃહસ્થોને ત્યાં હમ્મેશાં સ્વાસ્થ્યપાન કર્યું હતું. એ સ્વાસ્થ્યપાનની ટેવ સહેલાઇથી છૂટી શકે ખરી કે? વળી એ ટેવ છોડવાને માટે જેટલા મનોબળની જરૂર પડે છે તેટલું મનોબળ હંસરાજનામાં નહોતું. હંસરાજ પુનઃ એક દિવસે ખૂબ બ્રૅન્ડી પીને ડોલતો ડોલતો ઘેર આવ્યો અને પછી નાચતાં નાચતાં, મ્હોટેથી પેલું મેરી સ્મિથનું ગાન ગાવા લાગ્યો. આથી સરોજના અંતરનો સંદેહ દૃઢ થયો. ચંદ્રકાન્તનું ઠેકાણું મળ્યું હતું; પરંતુ સરોજ તેને પત્ર લખવાનું સાહસ કરી શકતી નહોતી. હંસરાજને માટે ચંદ્રકાન્તે જ્યારે

તેને પહેલા ચેતાવી હતી ત્યારે તેણેજ ચંદ્રકાન્તનો તિરસ્કાર કર્યો હતો; તેથી તે કેવી રીતે ચંદ્રકાન્તને પત્ર લખી શકે ? વળી વિવાહ થતાંની સાથેજ પતિના ચરિત્ર માટે તેના અંતરમાં સન્દેહ ઉપજ્યો છે એમ તે બીજા માણુસને એકાએક કેવી રીતે જણાવી શકે ? ત્યારે હવે ઉપાય ? હંસરાજનું ચરિત્ર કેવી રીતે સુધરી શકે ? આવી રીતે અનેક પ્રકારનો વિચાર કરીને, ઉપર્યુક્ત બનાવ બન્યા પછી બીજે દિવસે સરોજ ગુસ્સે ભરાઇને હંસરાજના મ્હોટાભાઇને ત્યાં ચાલી ગઈ. મિ૦ જીવરાજ રાજાની ગૃહિણી ચંદ્રમુખી સરોજ ઉપર ઘણો પ્રેમ રાખતી હતી. સરોજે ચંદ્રમુખીની પાસે સઘળી હકીકત કહીને તેની સલાહ માગી. ચંદ્રમુખીએ કહ્યું:—" બ્હેન ! તું એમના ચરિત્રને સુધારવાનો વિચારજ છોડી દે. એ માટે અમે અનેક પ્રયત્નો કર્યા છે; પરંતુ અમારા સઘળા પ્રયત્નો વ્યર્થ થયા છે. ઉલટું તેમનું ચરિત્ર વિશેષ બગડવાથીંજ અમારે તેમને જૂદા કાઢવા પડયા છે; નહિ તો તમે બન્ને અતિ આનંદથી અમારી સાથે રહેતાં હોત. "

સરોજે સજળ નયને કહ્યું:—" બ્હેન ! ત્યારે હવે મ્હારે શું કરવું ? મ્હારૂં શું થશે ? હું કોઈ પણ પ્રકારે આવા અત્યાચારો સહન કરી શકીશ નહિ. "

" તું હમ્મેશાં એમને ત્હારી પાસે રાખજે. સંધ્યા સમય પછી બિલકુલ બ્હાર જવા દઈશ નહિ. એ સિવાય બીજો કોઈ ઉપાય નથી. તું અહિં ચાલી આવી છે તેથી એમને સારી મજા પડતી હશે. હમણાં કદાચ તેઓ લજ્જાવતીની સાથે લ્હેર ઉડાવતા હશે ! "

" આ વળી શું ? મિસ મેરી સ્મિથના વિચારોથી તો સરોજ અસ્થિર બની ગઇ છે, તે ઉપરાંત વળી લજ્જાવતીની વાત તેના સાંભળવામાં આવી ! સરોજનું મ્હોં લેવાઇ ગયું, મહા કષ્ટે તેણે આત્મસંવરણ કરીને કહ્યું:—" એ શું ? બ્હેન ! તમે એ શું કહોછો ?"

"શું તું જાણુતી નથી ? ડિનર પાર્ટીને દિવસે પેલી લજ્જાવતી નામની જે બાળિકા ખૂબ ભપકો મારીને આવી હતી તથા જેનું મ્હોં ચંદ્રના જેવું છે તેને માટે વિલાયત જઇ આવેલા યુવકો પાગલ બની ગયા છે. મ્હારા દિયરજી પણ ઘણા દિવસથી એની માયા-જાળમાં ફસાયા છે ? એક દિવસે તેઓ એની સાથે વિક્ટોરિયા ગાર્ડનમાં ફરવા ગયા હતા, એ સમયે તેમને બન્નેને તમારા જેઠે જોયાં હતાં."

હવે શું સાંભળવાનું બાકી રહ્યું ?! સરોજના મસ્તક પર જાણે કે વિજળી તૂટી પડી. તેનાં બન્ને નેત્રોમાંથી અશ્રુધારાઓ સરી પડવા લાગી. ચંદ્રમુખીએ તેની સાંત્વના કરતાં કહ્યું:—"બ્હેન ! શું કરીએ ? સુધરેલા સંસારમાં આતાં આવાં અનેક પ્રકારનાં દુઃખ વેઠવાં પડે છે. ઘેરઘેર માટીના ચુલાજ સમજવા. મ્હારી દશા કેવી છે તે તો તું જાણે છે ! હવે તું ઘેર જા—ઘેર જઈ તેમને સદુપદેશ આપી તથા સહજ ભય દર્શાવી સુધારવાનો પ્રયત્ન કર. હમ્મેશાં સંધ્યાકાળ પછી તું તેમને ત્હારી પાસેજ રાખજે."

સરોજના અંતરમાં એવો પ્રચંડ વંટોળિયો ઉપસ્થિત થયો હતો કે તે પછીથી એક પણ અક્ષર ઉચ્ચારી શકી નહિ. તે એકાન્તમાં બેસી પોતાની સ્થિતિ સંબંધીના વિચારો કરવા લાગી. તે બપોરે ઘેર ગઇ ત્યારે હંસરાજ ઑફિસમાં ગયો હતો. એકાંતમાં બેસી સરોજ અસંખ્ય વિચારો કરવા લાગી. તેના મનમાં એમ થવા લાગ્યું:—"અરેરે ! આવી રીતે હું છેતરાઇ છું ! પતિના ઉચ્ચ આદર્શની જે છબી મ્હેં મ્હારા અંતરમાં આંકી હતી તે શું આવી છે ? આના કરતાં તો મ્હેં ભિક્ષા માગીને મ્હારા જીવનનો નિર્વાહ કર્યો હોતં તો સારૂં થાત. હવે એક ક્ષણને માટે પણ આ મકાનમાં રહેવાની મ્હારી ઇચ્છા નથી. એમના વસ્ત્રાલંકારો હવે સળગતા

અગ્નિની માફક મ્હારા દેહને બાળી નાખે છે. હવે હું તેનો મ્હારા અંગ સાથે સ્પર્શ થવા દઇશ નહિ."

આમ વિચારીને સરોજે પોતાના શરીર પરની સાડી, પોલકું, મોજાં, કંઠહાર, બ્રેસલેટ, સુવર્ણમુદ્રિકા વગેરે સઘળું કાઢી નાખ્યું; તથા પોતાની ટ્રંકમાંથી એક પુરાતન સાડી અને પોલકું બ્હાર કાઢી પહેરી લીધું. આવી રીતે એ દિવસ પસાર થયો.

સંધ્યા સમય પછી સરોજ ચૂપકીદીથી બેસી રહી. હંસરાજ હજી સુધી આવ્યો નહોતો. એવામાં પોસ્ટમેન આવીને ફૉરીન લેટર ( વિદેશી પત્ર ) આપી ગયો. આ પત્ર કોણે લખેલો હતો ? આજ સુધી સરોજ જેનું સ્મરણ કર્યા કરતી હતી તેનોજ એ પત્ર હતો. એ પત્ર ચંદ્રકાન્તે લખ્યો હતો. કવર ઉપર ચંદ્રકાન્તના સુંદર હસ્તાક્ષર જોઈ, સરોજ સતૃષ્ણ. નયને તે વાંચવા લાગી. એની સાથે કેટલી પૂર્વકથાનો પ્રવાહ પ્રબળ વેગથી તેના મનમાં વહેવા લાગ્યો. જોતજોતાંમાં તેનું મ્હોં લાલચોળ થઇ ગયું; કિન્તુ આ સઘળું લખતાં જેટલો વખત લાગ્યો તેના દશમા ભાગનો સમય પણ એ બનતાં લાગ્યો નહિ. સરોજે ધ્રૂજતા હાથે એ કવર ફોડયું. પત્ર જોતાંજ તેણે જે કાંઇ જોયું તેથી તેની આંખો ઠરી ગઇ !

હજી સુધી સરોજનું લગ્ન થયાના સમાચાર ચંદ્રકાન્ત જાણી શકયો નહોતો. તેથી ચંદ્રકાન્તે ઘણી શોધ ખોળ કરી, પુષ્કળ પૈસા ખરચીને મિ૦ હંસરાજ રાજાની પૂર્વકથાનો સંગ્રહ કરી, સરોજને આ પત્ર લખ્યો હતો. પત્ર ગુજરાતીમાં આ પ્રમાણે લખેલો હતોઃ—

" મ્હેં દેશત્યાગ કર્યો તે પહેલાં થોડા દિવસ અગાઉ મ્હેં મ્હારે ઘેરથી મિ૦ હંસરાજ રાજા સંબંધી એક પત્ર તમને લખ્યો હતો, એ વાત તમારા સ્મરણમાં છે કે ? તેનો તમે મ્હને જે હૃદયભેદક ઉત્તર લખ્યો હતો, તેનું પણ તમને સ્મરણ છે કે ? જો તમને

કદાચ એ સઘળી હકીકત યાદ ન હોય તો પણ એ હકીકતથી હજી પણ મ્હારા જીવને અસાધારણ દુઃખ થાય છે. મ્હેં પ્રતિજ્ઞા કરી હતી કે, જ્યાં સુધી મિ૦ હંસરાજ રાજા સંબંધીની સઘળી હકીકતની માહિતી પ્રમાણોદ્વારા હું નહિ મેળવી શકું ત્યાં સુધી તમને પત્ર લખવો નહિ, તેમજ તમારી સાથે મુલાકાત પણ કરવી નહિ. મ્હારો વિલાયત આવવાનો મુખ્ય ઉદ્દેશ એજ હતો; નહિ તો મ્હારાં સગાં વ્હાલાંના અંતરને દારૂણ દુઃખ દઇને કદિ હું અત્રે આવત નહિ. ગમે તેમ હોય, એ સઘળી હકીકત હવે તમને લખવાથી કશું ફળ નથી. અહિં આવી મ્હેં ઘણી શોધ ખોળ કરી મિ૦ હંસરાજ સંબંધી જે જે હકીકત જાણી છે તે તમને પણ પ્રમાણોદ્વારા જણાવવાને માટે મોકલી આપુંછું. હું પોતે કાંઈ લખવા માગતો નથી. કોર્ટમાં ચાલેલા કેસની નકલ પરથી તમે સઘળું જાણી શકશો. અંતે હું તમારી કુશળતા ઇચ્છુછું. તમારા વડિલબંધુને મ્હારા સવિનય પ્રણામ અને ચમન તથા મોહનને મ્હારી શુભાશીષ કહેશો.”

આ પત્રમાં ચંદ્રકાન્તે કોર્ટમાં ચાલેલા એ કેસની નકલ અને ન્યુસપેપરની કેટલીક કાપલીઓ મોકલી હતી. પહેલામાં એવું હતું કે, મિસ મેરી સ્મિથ નામની એક બાર મેઇડ (દારૂની દુકાનમાં દારૂ આપનારી કુમારિકા) ને વિવાહનું વચન આપી તેની સાથે અયોગ્ય વર્ત્તન કરી તે વચન ભંગ કર્યા બદલ ફરિયાદ હતી. એ ફરિયાદમાં મિ૦ હંસરાજને ૫૦ પાઉન્ડ (૭૫૦ રૂપિયા) દંડ તરીકે આપવા પડયા હતા. બીજામાં એવું હતું કે, એક દિવસે દારૂ પી ઉન્મત્ત બની લંડનના રસ્તા પર મિ૦ હંસરાજે તોફાન કર્યું હતું. એ માટે એક પાઉન્ડ દંડ થયો હતો. વર્ત્તમાનપત્રમાં પણ એજ બાબતની હકીકત હતી, અને હિંદી વિદ્યાર્થીઓ વિલાયતમાં જઇ પોતાનું જીવન આવી રીતે કલુષિત કરે છે એ માટે ટીકા હતી.

સ્થિરતાથી સરોજે આ સઘળી હકીકત વાંચી. એક વખત—બે વખત અને ત્રણ વખત વાંચી; પરંતુ તૃપ્તિ થઈ નહિ. પછી એ સઘળી કાપલીઓ, અને કેસની નકલોને ચંદ્રકાન્તના પત્રમાં મૂકી, એ પત્ર તેણે પોતાની ટ્રંકમાં મૂકી દીધો. તેના મ્હોં ઉપર કશો ફેરફાર થયો નહિ. તે એક ખુરસી ઉપર જઇને બેઠી. તેના ઓષ્ઠ કંપવા લાગ્યા. પાષાણ પ્રતિમાની માફક સ્થિર તેમજ અચળ ભાવથી તે બારી તરફ ટગર ટગર જોઇ રહી. તેના અંતરમાં એક પ્રકારનો તોફાની વંટોળીયો ફુંકાતો હતો. જે નિસ્તબ્ધતા બ્હારથી જોવામાં આવતી હતી, તે તેનું ઉપરનું લક્ષણ હતું.

થોડા સમય પછી હંસરાજ આવ્યો. હંસરાજને જોઇ સરોજ હસી નહિ, ઉઠી નહિ, ખસી નહિ કે કાંઇ બોલી પણ નહિ. તે પ્રથમની માફકજ બેસી રહી. હંસરાજે આજે સ્વાસ્થ્યપાન કર્યું નહોતું. સરોજની સ્થિતિ જોઇ કોઈ સાંઘાતિક પ્રકાર બન્યો છે એમ સમજી શક્યો, તે સરોજની સાથે વાત કરવાનું સાહસ કરી શક્યો નહિ. કપડાં ઉતારી ધીમે પગલે તે નીચે ચાલ્યો ગયો. રસોઈ તૈયાર થઇ ગયાના રસોઇયાએ આવીને સમાચાર કહ્યા તો પણ સરોજ હાલી ચાલી નહિ. તેણે ટૂંકમાંજ " હું ખાઈશ નહિ." એવો ઉત્તર આપ્યો.

સરોજને જમવા નહિ આવેલી જોઇ હંસરાજ પાછો તેની પાસે ઉપર આવ્યો, અને તેણે કહ્યું:—" કેમ શું થયું છે? શરીર નરમ છે કે શું? કેમ જમવું નથી?"

આમ કહીને હંસરાજે સરોજનો હાથ પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો; પરંતુ સરોજે તેનો હાથ તરછોડી નાખીને રોષદર્શક સ્વરે કહ્યું:—" આઘા ખસો, મ્હને અડકશો નહિ. તમારો જે હાથ એક દિવસે મિસ મેરી સ્મિથનો હાથ પકડીને કલંકિત થયો છે તે

હાથ મ્હને શા માટે અડકાડો છો ?"

છંછેડાયલો સાપ જેમ જાગ્રત થાય તેમ હંસરાજ પોતાનો હાથ પાછો ખેંચી લઇ દૂર ખસીને ઉભો રહ્યો. પછી તે સરોજના તરફ ટગર ટગર જોઈ રહ્યો. તેણે જોયું કે, આજે પ્રથમની સરોજ નથી. તેનામાં પહેલાંના જેવી કમનીય કાન્તિ નથી. આજે સરોજના શરીરમાંથી એક પ્રકારનું વિજળીના જેવું તેજ બ્હાર નીકળતું તેણે જોયું. તેની આવી સ્થિતિ જોઇ હંસરાજે ગંભીરતાથી કહ્યું:–" તને મેરી સ્મિથની વાત કોણે કહી ? વળી ધાર કે, તે ખરી વાત છે, તો તેથી શું થઈ ગયું ? યૌવનના આરંભમાં, પરદેશમાં એવા પ્રલોભનમાં પડયાથી અનેક યુવકોનાં ચરિત્ર એ પ્રમાણે ખરાબ થાય છે; તેથી શું તેઓ પુનઃ ગૃહસંસાર માંડવાને માટે નાલાયક ઠરે છે ? માણસ એક વખત હલકો પડયા પછી શું તે પાછો સુધરી શકતો નથી ? હમ્મેશાં કાંઈ તે એવોજ રહે છે કે ?"

સરોજે પણ ગંભીરતાથી કહ્યું:–" તમે મ્હારી સાથે નાહક વિતંડાવાદ ન કરશો. આ બધી વાતો તમારા મુખમાં શોભતી નથી. લજ્જાવતીની વાત પણ મ્હેં સાંભળી છે. હજી પણ તમે સુધરવાનો પ્રયત્ન કરતા નથી. તમે મ્હારા જેવી સરળ સ્વભાવની બાળિકા સાથે છળ કપટ કરો છો. તમે મ્હારો અવતાર બગાડયો છે. મ્હેં ચંદન-વૃક્ષને બદલે વિષવૃક્ષનો આશ્રય સ્વીકાર્યો છે !"

આ વચનો સાંભળી હંસરાજ પણ ક્રોધે ભરાયો. તેણે ઉત્તેજિત સ્વરે કહ્યું:–" જો, સરોજ ! તું હવે વધારે ન બોલ. ત્હારા ચરિત્રથી હું પણ ઘણી સારી રીતે માહિતગાર છું. ચંદ્રકાન્તની સાથે ત્હારો પ્રેમ વ્યવહાર હતો એ પ્રકાર કાંઇ મ્હારી જાણ બ્હાર નથી. તે શા માટે રાત્રિના સમયે ત્હારા મકાનની પાસે રખડયા કરતો હતો ? શા માટે પહેરેગીરે તેને પકડયો હતો ?"

આ વચનો સાંભળી સરોજે વિશેષ ઉત્તેજિત થઇને કહ્યું:- "એ સઘળી ખોટી હકીકત છે! આવું તદ્દન હડહડતું જૂઠું બોલી તમારી જીભને કલુષિત ન કરો. તમે જેનું નામ લ્યોછો તેના ચરણની રજ થવાને પણ તમે યોગ્ય નથી!"

"ત્યારે તું કહે તે સાચું અને હું કહું તે જૂઠું, કેમ? તું તેની સાથે જોડાઈ ત્હારા સર્વસ્વનો નાશ કરવાની તૈયારીમાં હતી એ સમયે મ્હેં ત્હારો ઉદ્ધાર કર્યો છે. જ્યારે ત્હારાં ભાભીએ તને ઘરમાંથી હાંકી કાઢવાની તૈયારી કરી ત્યારે મ્હેં તને આશ્રય આપ્યો છે, એ સઘળું તને યાદ છે કે?"

"મ્હારે તમારો આશ્રય કે અનુગ્રહ નથી જોઇતો. હું એવા આશ્રયની પરવાહ કરતી નથી. જો મ્હને પ્રથમથી તમારા ચરિત્રની માહિતી હોત તો હું કદિ તમારો આશ્રય સ્વીકારત નહિ. આવા આશ્રય કરતાં ભિક્ષા માંગીને જીવનનો નિર્વાહ કરવો વધારે ઉત્તમ છે. હવે મ્હારા અંતરમાં તમારે માટે, ભક્તિ, વિશ્વાસ કે શ્રદ્ધા જેવું કાંઇ નથી. તમારી સાથેના મ્હારા દાંપત્ય સંબંધની આજેજ પૂર્ણાહુતિ થઇ છે. તમારો સહવાસ હવે મ્હારે માટે સર્પના સહવાસ બરાબર છે! તમારા ઘરનો વાયુ હવે મ્હારે માટે વિષ તુલ્ય છે. તમારા આપેલા અલંકારો અગ્નિની રાખ સમાન છે! હમણાંજ હું તમારા ઘરનો ત્યાગ કરીને ચાલી જઉં છું. પરમકૃપાળુ પરમાત્મા સૌનો આશ્રયદાતા છે—તે મ્હને પણ આશ્રય આપશે."

આમ કહીને સરોજ પોતાની ટ્રંક એક હાથમાં ઉંચકી લઇ બ્હાર નીકળી પડી અને ગાડી ભાડે કરી કોઈ ઠેકાણા તરફ વિદાય થઇ. ટ્રંકમાં તેણે હંસરાજની આપેલી એક પણ વસ્તુ રાખી નહોતી.

---

# પ્રકરણ ૪૦ મું.

## પ્રેમનું દાસત્વ અને સ્વાધીનતા.

**સરોજ** જ્યારે ગુસ્સામાંજ ઘર છોડી બ્હાર નીકળી પડી ત્યારે તેણે ક્યાં જવું છે તેનો બિલકુલ વિચાર કર્યો નહોતો. તે ગાડીમાં બેઠી એટલે ગાડીવાને તેને પૂછ્યું:-" ગાડી ક્યાં લઈ જઉં ?" સરોજે ' પ્રિન્સેસ સ્ટ્રીટ પર.' એવો ઉત્તર આપ્યો. પ્રિન્સેસ સ્ટ્રીટ પર વલ્લભદાસના અનંતપ્રસાદ નામના એક સ્નેહી રહેતા હતા. વલ્લભદાસને ત્યાં તેઓ પહેલાં વારંવાર જતા આવતા હતા. તેમણે તથા તેમની પત્નીએ સરોજને યથોચિત આવકાર આપ્યો. સરોજ સાથેની સાધારણ વાતચિત ઉપરથી અનંતપ્રસાદ સમજી ગયા કે, તે પોતાના પતિના ઘરનો ત્યાગ કરીને ચાલી આવી છે. તે દિવસે રાત્રે વિશેષ વાતચિત થઈ નહિ.

બીજે દિવસે સરોજની સાથે તેમની આ પ્રમાણે વાતચિત થઈ.

અનંતપ્રસાદે કહ્યું:-" બ્હેન ! ત્હારો શો દોષ છે ? તું સંસારની લુચ્ચાઈથી અજ્ઞાન્ છે. તું સરળ સ્વભાવની બાળિકા છે. તું એને કેવી રીતે ઓળખી શકે ? વલ્લભદાસે તેના પૂર્વ ચરિત્ર સંબંધી પૂરતી તપાસ કરવી જોઈતી હતી. આ સુધરેલા જમાનામાં કોઇ પણ માણસના ચરિત્રની પૂરતી તપાસ કર્યા સિવાય તેને ઘરમાં પેસવા દેવો જોઇએ નહિ."

સરોજ:-આપ તો મ્હોટા ભાઇને સારી રીતે જાણતા હતા. તેઓ પૃથ્વીમાં કોઈના પણ દોષ જોઇ શકતા નહોતા. તેઓ જાતે જેવા સાધુ પ્રકૃતિના માણસ હતા તેવાજ સાધુ પ્રકૃતિના સઘળા માણસો છે એમ તેઓ સમજતા હતા.

અનંતપ્રસાદ:-એ તો સત્ય છે; પણ બ્હેન ! ચાલુ જમાનામાં

એકાએક કોઈના પર વિશ્વાસ મૂકવાથી માઠું પરિણામ આવે છે, સંસાર ઘણો કુટિલતામય છે. હવે જવા દે એ વાત. " **गतस्य शोचना नास्ति** " હવે શું કરવું તેજ વિચારવાની જરૂર છે.

સરોજઃ—કરવાનું શું હતું ? હું મ્હારા જીવનપર્યંત હવે કદાપિ તેને મ્હારા સ્વામી તરીકે સ્વીકારી શકીશ નહિ.

અનંતપ્રસાદઃ—એ તો ખરૂં છે. ત્હારા અંતરને ઘણો સખ્ત આઘાત લાગ્યો છે; પરંતુ બ્હેન ! તું સારી રીતે ત્હારા ચિત્તની પરીક્ષા કરી જો—બહુ ઉતાવળ કરવાની જરૂર નથી. જ્યારે તું આપણે ઘેર આવી છે ત્યારે હવે કશી ચિંતા નથી. તું આ ઘરને ત્હારૂં પોતાનુંજ સમજજે.

સરોજઃ—મ્હારૂંજ સમજું છું ને સમજીશ. એટલા માટેજ બીજે સ્થળે નહિ જતાં હું આપને ત્યાં આવી છું.

અનંતપ્રસાદઃ—પરંતુ બ્હેન ! જો તું વ્હેલી આવી હોત તો ઠીક થાત. ત્હારાં ભાભી કે જેમણે ડૉક્ટર જી૦ ચક્રવર્તીની સાથે પુનર્લગ્ન કર્યું છે તેમણે જ્યારે તને ઘરમાંથી કાઢી મૂકવાની તૈયારી કરી ત્યારે તું મ્હારી પાસે કેમ ન આવી ? છતાં દોષ સઘળો કિસ્મતનોજ છે. હંસરાજે તને છેતરી ત્હારૂં જીવન ધૂળધાણી કર્યું છે. એણે વિવાહની વાત કાઢી એટલે તરતજ ત્હેં પણ સંમતિ દર્શાવી એ ઠીક કર્યું નહિ. લગ્ન એ મનુષ્યના સમસ્ત જીવનના સુખ દુઃખનો આધાર છે. એવા મહત્ કાર્યમાં ઉતાવળ કરવાથી કેવું અનિષ્ટ પરિણામ આવે છે એનો તને અનુભવ થયોને ?

સરોજઃ—હું શું કરૂં ? એ સમયે મ્હારે માટે ઉભા રહેવાનું પણ સ્થાન નહોતું.

અનંતપ્રસાદઃ—એ સત્ય છે. નહિ તો એટલી બધી ઉતાવળથી લગ્ન ક્યાંથી થઈ જાય ? પરંતુ બ્હેન ! તું ત્હારા હૃદયની પૂર્ણ પરીક્ષા

કરીને કહે જોઇએ કે, આજે નહિ તો થોડા કાળ પછી પણ ત્હારો જીવ હંસરાજ પ્રત્યે આકર્ષાશે કે નહિ? તમારી ઉભયની વચ્ચે યથાર્થ પ્રેમ થયો હતો કે નહિ? એ પ્રેમ હજી થોડો ઘણો પણ રહ્યો છે કે નહિ?

સરોજ:–મ્હેં સારી રીતે આત્મપરીક્ષા કરી જોઇ છે. આપની પાસે હું કાંઈ છુપાવવાને ઇચ્છતી નથી. હંસરાજ પ્રત્યે મ્હારો યથાર્થ સ્નેહ ઉપજ્યો હતો; પરંતુ હવે એ પ્રેમનું એક બિંદુ પણ મ્હારા હૃદયમાં અવશિષ્ટ રહ્યું નથી. ઉત્તપ્ત મરૂભૂમિમાં પડેલા માત્ર એક જળબિંદુની માફક એ સુકાઇ ગયું છે. મ્હારો પ્રેમ હવે તિરસ્કારના સ્વરૂપમાં બદલાઇ ગયો છે. જ્યાં સુધી હું તેમને યોગ્ય સમજતી હતી ત્યાં સુધી મ્હેં તેમના પર પ્રેમ રાખ્યો છે. જ્યારથી તેમનો ખરો સ્વભાવ મ્હારા જાણવામાં આવ્યો છે ત્યારથી હું અંતઃકરણ-પૂર્વક તેમને તિરસ્કારૂં છું.

અનંતપ્રસાદ:–ઠીક, ત્યારે તો ઘણું સારૂં. એમજ થવું જોઇએ. આપણા સમાજમાં પ્રેમનું દાસત્વ નથી—પ્રેમ સંપૂર્ણ સ્વાધીન છે. આપણે કાયદાના બળથી પ્રેમને દાસત્વશૃંખલામાંથી મુક્ત કરીને તેને પૂર્ણ સ્વાધીનતા આપી છે. જ્યાં સુધી પતિ પોતાના પર પ્રેમ રાખે ત્યાં સુધીજ પતિના પર પ્રેમ રાખવો એજ પાશ્ચાત્ય જગતના પ્રેમનો આદર્શ છે. તેથી આપણે પણ એ આદર્શનું અનુકરણ કરવું જોઇએ. તું હવે અનાયાસે ત્હારા પતિના નામ પર ફરિયાદ કરીને ત્હારા ભરણ પોષણનું ખર્ચ લે.

સરોજ:–હું એવું કાંઈ કરવાની ઇચ્છા રાખતી નથી. મ્હારા દુર્ભાગ્યની હકીકત જો જનસમાજના જાણવામાં આવે તો હું કોઇને મ્હારૂં મ્હોં બતાવી શકું નહિ.

અનંતપ્રસાદ:–એમાં દોષ શો છે, બ્હેન? ત્હારા પોતાના દોષથી

તો આમ બન્યું નથીને ? જે પાપાત્માએ ત્હારા સઘળા સંસાર સુખનો નિષ્ઠુરતાથી નાશ કર્યો છે તેને સામાજિક શિક્ષા અગર તો રાજદંડ થવોજ જોઇએ. વિશેષ ખટપટ નહિ કરતાં તેની પાસેથી હું ત્હારા ખોરાકી તેમજ કપડાં લત્તાંના ખર્ચ બદલ તને દર મહિને અમુક રકમ અપાવી શકીશ. વળી જે કાર્યની જે રીત છે તે નહિ કરવાથી નુકશાન થાય છે. હું કાલેજ તેના નામ પર વકિલની નોટિસ મોકલાવીશ. ત્હારા હકના પૈસા ત્હારે શા માટે જવા દેવા જોઇએ ?

સરોજઃ—તેમની પાસેથી એક પાઇ પણ લેવી મ્હને ઉચિત લાગતી નથી. હું ભિક્ષા માગીને મ્હારા જીવનનો નિર્વાહ કરીશ કિન્તુ તેમના પાપી હાથનો એક પણ પૈસો લઇશ નહિ એવી મ્હારી પ્રતિજ્ઞા છે. આ જુઓને, હું તેમની એક પણ વસ્તુ મ્હારી સાથે લાવી નથી.

સરોજની સંસાર સંબંધીની અજ્ઞાનતા જોઇને અનંતપ્રસાદ મનમાં ને મનમાં હસ્યા. આ પ્રસંગે હંસરાજને ભય દર્શાવ્યાથી પોતાને પણ થોડી ઘણી રકમ મળશે એવી તેમને આશા હતી. એ આશામાં તેઓ નિરાશ થયા. પછીથી તેઓ માથું ખંજવાળતાં ખંજવાળતાં કહેવા લાગ્યાઃ—" બ્હેન ! તું બુદ્ધિમતી છે, એમાં સહજ પણ સંદેહ નથી; છતાં આ બાબતમાં તું મ્હોટી ભૂલ કરે છે. જે રકમ તને ન્યાયતઃ તથા ધર્મતઃ મળવી જોઇએ તેનો તું ત્યાગ શા માટે કરે છે ? એના રૂપિયા સાથે તો કાંઈ એનું પાપ લાગેલું નથી. વળી રૂપિયા—ચકચકતા નગદ કલદાર—સફેદ દૂધ જેવા રૂપિયા કદાપિ મલિન થાય ખરા કે ? તું જાણે છે કે, સુસભ્ય સમાજમાં પ્રેમ કરતાં પણ રૂપિયાનો આદર વિશેષ છે. એક જણને જો કદાચ એક જણનો પ્રેમ પ્રાપ્ત થતો નથી તો તે કહે છે કેઃ—" મ્હારે નથી જોઇતો તમારો પ્રેમ, મ્હને રૂપિયાજ આપો. રૂપિયા મળ્યાથી મ્હને ઘણો સંતોષ થશે. " રૂપિયા—રૂપિયા—રૂપિયાના જેવી બીજી કોઈ વસ્તુજ

નથી. રૂપિયાનો ત્યાગ કરવો એ ડહાપણ વાપર્યું કહેવાય કે ? તું કહે, એટલે કાલેજ હું વકિલ માર્ફત એક નોટિસ રવાના કરૂં. નોટિસ આપવામાં કશું ખરચ થશે નહિ. આપણા પાડોસમાં મોતીલાલ નામના જે ગૃહસ્થ રહે છે તેઓ વકિલ છે. તેઓ ફી લીધા વગર ઘણી ખુસીથી એક નોટિસ કાઢી આપશે. કહે, હવે ત્હારી શી ઇચ્છા છે ?"

સરોજઃ—ના ના, મ્હારે એમ કરવું નથી. આપ મ્હને ક્ષમા કરો. હું હવે જગતને હસાવવાને ઇચ્છતી નથી. મ્હારા દુઃખનો ભાર ઉંચકી લઈ હું એકાન્તમાં, સંસારના એક ખુણામાં કોઇ પણ રીતે પડી રહીશ.

અનંતપ્રસાદઃ—ના ના, સરોજ ! તું ઘણી મ્હોટી ભૂલ કરે છે ! તું ચૂપ થઇ રહીશ; પરંતુ તે તને નહિ છોડે. ત્હારી સાથેનો વિવાહ તોડી નાખ્યા સિવાય તેનાથી પુનર્વિવાહ કેવી રીતે કરી શકાશે ?

સરોજઃ—તેઓ જેમ તેમની ઇચ્છા હોય તેમ કરે. હવે હું તેમનો વિચાર સુદ્ધાં કરવા માગતી નથી. હવે જો આપ મ્હારે માટે કોઈ ઠેકાણે નોકરી શોધી આપશો તો હું આપનો ઉપકાર જીવનપર્યંત ભૂલીશ નહિ. કદાચ બ્હાર ગામ નોકરી હશે તો ત્યાં જવાને પણ મ્હને હરકત નથી. હું નોકરી કરીનેજ મ્હારૂં અવશિષ્ટ જીવન પસાર કરીશ. આજ સુધી હું સુધારાને સુધા સમાન સમજતી હતી; પરંતુ હવે મ્હારાં જ્ઞાનચક્ષુ ઉઘડયાં છે. સુધારા પ્રત્યે મ્હને ઘણો તિરસ્કાર ઉપજ્યો છે. નીતિ અને ધર્મના યોગ્ય બંધારણ સિવાય સુધારક પક્ષમાં ભળવું કોઈ પણ રીતે શ્રેયષ્કર નથી.

અનંતપ્રસાદઃ—વારૂં ત્યારે, હું ત્હારા કહેવા પ્રમાણે કોઇ નોકરીની તપાસ કરીશ. હું ધારૂં છું કે, શિક્ષિકાનું કામ તું ઘણી સહેલાઇથી કરી શકીશ.

તે દિવસે સ્હાંજે એક વર્તમાનપત્રમાં 'જોઇએ છીએ' મથાળા નીચે એક દેશી રાજ્યમાં એક સ્ત્રી શિક્ષિકાની જરૂર હોવાની જાહિરખબર હતી. સરોજસુંદરીએ પોતાના અભ્યાસના પ્રમાણપત્ર સાથે એ જગ્યાને માટે અરજી કરી મોકલી. એ દિવસમાંજ તેની અરજી મંજૂર થયાનો ઉત્તર આવી ગયો. સરોજ મુંબાઇમાંની પોતાની બ્હેનપણીઓ વગેરેની રજા લઇ આ જગ્યા ઉપર હાજર થવાને ચાલી ગઇ.

---

## પ્રકરણ ૪૧ મું.

### અંધકારમાં પ્રકાશ અને પ્રકાશમાં અંધકાર.

સરોજ વડોદરાની એક કન્યાશાળામાં મુખ્ય સ્ત્રી શિક્ષક તરીકે નિમાઈ હતી. હવે તેને પોતાનું સંસારખરચ ચલાવવાની ચિંતા રહી નહોતી. આમ છતાં ધીમે ધીમે તેના મનમાં એક ચિંતા ઉત્પન્ન થઇ. તેને એવો વિચાર આવ્યો કે, શું ચંદ્રકાન્ત તેને ચ્હાય છે? ચંદ્રકાન્તે તેના પર લખેલા છેલ્લા પત્રમાં લખ્યું હતું કે, તેને માત્ર હંસરાજની મોહજાળમાં નહિ ફસાવા દેવાના હેતુથીજ તે તેનાં સગાં વ્હાલાંનાં અંતરને અપાર દુઃખી કરીને વિલાયત ગયો છે. આ વાત શું યથાર્થ છે? સરોજ એ પત્ર બ્હાર કાઢી પુનઃ પુનઃ વાંચવા લાગી. એ પત્રમાં તો સંદેહ કરવા જેવું બીજું કાંઇ નહોતું. એમાં જાણે કે, ચંદ્રકાન્તના અંતરની હકીકત લખેલી હતી. આ પત્ર વાંચતાં વાંચતાં ચંદ્રકાન્તે પૂર્વે તેના પર બીજા જે પત્રો લખ્યા હતા એ પત્રો તેને યાદ આવ્યા; પરંતુ એ સઘળા પત્રોનું ઠેકાણું નહોતું! અરેરે! શા માટે તેણે એ પત્રો ન સાચવી રાખ્યા? એ પત્રો પોતે સાચવી રાખ્યા નહિ એ માટે તેને પશ્ચાત્તાપ થયો. અંતે તેણે પોતાની પેટી ઉઘાડી તપાસ કરી તો કેટલાક પત્રો મળી આવ્યા. સતૃષ્ણ નયને સરોજ એ પત્રો વાંચવા લાગી. એ પત્રોનો આજે સરોજ

કાંઇ જૂદાજ ભાવથી અર્થ કરવા લાગી. સઘળા પત્રોનો ભાવ એકજ પ્રકારનો હતો. એ પત્રોમાં જાણે કે ચંદ્રકાન્તે પોતાનું હૃદય ખાલી કર્યું હોય એમ સરોજને લાગ્યું. પહેલાં તે આ બધા પત્રોનો મર્મ સ્પષ્ટતાથી સમજી શકી નહોતી. હમણાં તેના પર એક પ્રકારનો નવીન પ્રકાશ પડયાથી એ પત્રોનો ભાવ સ્પષ્ટ રીતે તે સમજી શકી. ત્યારે શું ચંદ્રકાન્ત વાસ્તવિક રીતે સરોજને ચ્હાય છે? હા, એ સરોજને ચ્હાય છે એમાં કશો સંદેહ નથી. જો તેમ ન હોય તો તે સરોજને માટે આટલો બધો સ્વાર્થત્યાગ શા માટે કરે? પરંતુ એમાં શો સ્વાર્થત્યાગ છે? વિલાયત ગયો છે—ત્યાં તે ઉચ્ચ શિક્ષણ મેળવશે—તેને પરિણામે અંતે દેશમાં આવી તે સારી નોકરી મેળવશે યા તો બૅરિસ્ટર થઇ આવશે; પરંતુ આ સંબંધી તેનાં સગાં વ્હાલાં નારાજ હતાં. સરોજ સારી રીતે સમજતી હતી કે, ચંદ્રકાન્ત તેની માતા તેમજ બીજાં સગાં વ્હાલાંના પ્રત્યે ઘણો સ્નેહશીલ હતો. માત્ર ઉચ્ચ શિક્ષણ કિંવા ઉચ્ચ પદ મેળવવાને માટે તે તેમની સાથેના સંબંધને છિન્ન કરીને વિલાયત જાય એવો સંભવ નહોતો. તેના વિયોગથી તેનાં સગાં વ્હાલાંની સ્થિતિ કેવી છે તે કોણ જાણે છે? છતાં ચંદ્રકાન્તે તેની પત્નીની ઉપેક્ષા શા માટે કરી? એ એક પ્રકારનો અન્યાયજ થયો છે. છતાં તે જ્યારે વિલાયતથી પાછો આવશે ત્યારે તેની સ્ત્રી તેના સહવાસમાં રહીને સુખી થઈ શકશે; પરંતુ સરોજના મોહમાં પડી ચંદ્રકાન્તે તેની પત્નીનો તિરસ્કાર કર્યો, એ ઘણું ખોટું કાર્ય કહેવાય. સરોજે વિચાર્યું:–" ના ના, આ માટે હું તેમને વિશેષ દોષપાત્ર ગણી શકતી નથી. તેમની સ્ત્રી ભણેલી ગણેલી નથી—તેમના જેવા સુશિક્ષિત સદ્‌ગુણસંપન્ન સ્વામીને યોગ્ય નથી. આ માટે મ્હેં તેમને મુખે પણ કેટલીક વખત આક્ષેપ થયેલો સાંભળ્યો છે. આ પત્રોમાં પણ એ વાસનાની અતૃપ્તિ નથી જણાતી કે? પરંતુ એટલા માટે તેઓ મ્હારા પર પ્રેમ રાખે એ શું સંભવિત

છે ? વળી મ્હારામાં તે એવા શા ગુણ છે ? મ્હારામાં એવું શું છે કે તેઓ મ્હારા પર મુગ્ધ થાય ? કોણ જાણે, હું તો કાંઇ સમજી શકતી નથી. પણ તેમણેજ એક દિવસે એમ નહોતું કહ્યું કે:—"ગુલાબ સુંદર છે કે નહિ તે ગુલાબ પોતે જાણતું નથી. તારા ઉજ્વળ છે કે નહિ તે નક્ષત્રવાસી જાણી શકતા નથી." આ તો કાગળની વાત; પણ એક દિવસે ઘેરથી મુંબાઈ પાછા આવ્યા પછી ચંદ્રકાન્તે જાતેજ કહ્યું હતું કે "મ્હારૂં કવિત્વ ખીલ્યું છે, તે મિલનથી નહિ પણ વિયોગથી." સરોજ આ વાક્યની યથાર્થતા એ સમયે સમજી શકી નહોતી. આજે એ વાત એના લક્ષ્યમાં આવી. એ વાત ચંદ્રકાન્તને પૂછવામાં આવતાં તે કશો ઉત્તર આપ્યા સિવાય ચાલ્યો ગયો હતો. વળી બીજા એક દિવસની વાત સ્મૃતિના બળથી સરોજના અંતરમાં જાગ્રત થઇ. કયા દિવસની વાત ? હંસરાજ અને સરોજ એકકખાનામાં એકાં હતાં, તથા પોલિસનો સિપાહી ચંદ્રકાન્તને ત્યાં પકડી લાવ્યો હતો તે દિવસની વાત. એજ તેના પ્રેમની સાબિતી હતી. એજ તેના સ્નેહનું અખંડનીય, જાજ્વલ્ય પ્રમાણ હતું. સરોજે વિચાર્યું:—"મ્હેંજ તેમને પત્ર લખવાનો નિષેધ કર્યો હતો. મ્હેં મૂર્ખીએ મ્હારૂં પોતાનું હિત સમજ્યા સિવાય કઠોર થઇ તેમના અંતરને અપાર દુઃખી કર્યું હતું. તેઓ મુંબાઇમાં આવ્યા તો પણ મ્હેં તેમનું અપમાન કરેલું હોવાથી મ્હને મળવા આવતા નહોતા; તેથી રસ્તા ઉપર ઉભા રહી, તેઓ મ્હને જોવાની યા તો મ્હારો કંઠસ્વર સાંભળવાની આશા રાખતા હોવા જોઇએ. આ સિવાય બીજું શું કારણ હોય ? આથી તો હંસરાજે મ્હેણું માર્યું હતું. પહેરેગીરે તેમને ચોર ધારીને પકડયા હતા. એ તો ખરી હકીકત જાણતો નહોતો. બીજું પણ કોણ એ વાત જાણતું હતું ? પરંતુ મ્હારા મનમાં એ સમયે આવો સંદેહ ક્ષણ માત્રને માટે ઉપજ્યો હતો, છતાં હું કેવી અકૃતજ્ઞ છું ! મ્હારૂં હૃદય કેવું નિષ્ઠુર છે ! તેમણે મ્હારે

લીધે પહેરેગીરનો તિરસ્કાર સહન કર્યો, અને મ્હેં તેમને તેમના પ્રેમનો કશો બદલો આપ્યો નહિ !" આવા વિચારો કરતાં કરતાં સરોજનું હૃદય કરૂણારસથી પરિપૂર્ણ થઇ ગયું. તે ઘણા સમય સુધી શાન્ત રૂદન કરવા લાગી.

ગમે તેમ હોય, થઇ ગયેલી વાતને માટે શોક કરવો વૃથા છે. હવે તેઓ ક્યાં કેવી સ્થિતિમાં છે, દેશમાં પાછા ક્યારે આવશે? તેમનું કુટુંબ તેમના વિયોગે કેવી રીતે પોતાના દુ:ખદ દિવસો પસાર કરે છે એ સઘળા સમાચાર જાણવાને માટે સરોજનું અંત:કરણ વ્યાકુળ બની ગયું.

જે ઠેકાણે સરોજ રહેતી હતી તેનાથી થોડે દૂર એક ગૃહસ્થ રહેતો હતો. તે સારા હોદ્દા ઉપર હતો. તેની એક કન્યા સરોજ જે નિશાળમાં મુખ્ય શિક્ષિકા હતી તે નિશાળમાં ભણવા જતી હતી. સરોજ એ કન્યાને ઘેર ટ્યુશન આપવા પણ જતી હતી. આથી એ કન્યાની માતા સાથે સરોજનો ઘણો સ્નેહ થયો હતો. એ સ્ત્રીનું નામ તારાગૌરી હતું. તે થોડું ઘણું લખી વાંચી જાણતી હતી. સરોજ પ્રત્યે તેને ઘણો આદર હતો.

એક દિવસે સ્હાંજના ચારેક વાગ્યે સરોજ તારાગૌરી પાસે ગઇ હતી. એવામાં તેની પુત્રી આવીને તેને બોલાવી ગઈ. તારાગૌરીએ પતિ પાસે જઇને પૂછ્યું:—"કેમ શું છે?"

"જોને, આ કેવા માઠા સમાચાર આવ્યા છે!"

"માઠા સમાચાર! કોના માઠા સમાચાર?"

"આ કાગળ વાંચી જો એટલે બધું માલૂમ પડશે."

"કોનો કાગળ છે? તમેજ વાંચોને."

"ના—તુંજ વાંચ."

પાઠક! આ હોદ્દેદાર માણસ બીજો કોઇ નહિ; પરંતુ આપણા

ચંદ્રકાન્તનો સ્નેહી જયન્ત હતો. તેણે પરીક્ષા પસાર કરીને વડોદરામાંજ નોકરી મેળવી હતી.

જયન્તે કહ્યું:—"ચંદ્રકાન્ત સિવિલ સર્વિસની પરીક્ષામાં ફેલ થયો છે. આ પત્રમાં તેણે બધું લખેલું છે. તું પત્ર લક્ષ્યપૂર્વક વાંચી જો."

આમ કહી જયન્તે પત્નીના હાથમાં પત્ર મૂક્યો. તારાગૌરી એ પત્ર વાંચવા લાગી:—

"પ્રિય સુહૃદ!

મ્હારા જીવનની આશા તેમજ વિશ્વાસનો અંત આવ્યો છે. તું સાંભળીને દુઃખિત થઈશ કે, હું સિવિલ સર્વિસની પરીક્ષામાં ફેલ થઇશ! ફેલ થઈશ કેમ—ફેલ થયો છું. મ્હારો આ પત્ર મળતાં પહેલાંજ કદાચ ટેલિગ્રાફદ્વારા એ સમાચાર ત્હારા જાણવામાં આવશે. જેની પોતાનીજ ફેલ થવાની ઇચ્છા હોય તેને કોણ પાસ કરે? જે દિવસે મ્હેં એમ સાંભળ્યું કે, શ્રીમતી સરોજસુંદરીની સાથે મિ૰ હંસરાજ રાજાનો વિવાહ થયો છે તે દિવસથીજ અભ્યાસ કરવો બંધ કર્યો. માત્ર કેટલાક સ્વદેશીય બંધુઓએ અત્યાગ્રહથી મ્હારી પાસે પરીક્ષા અપાવી હતી. હવે હું શા માટે અભ્યાસ કરૂં? હું શા માટે વિલાયત આવ્યો હતો તે તું જાણે છે. જો હું સિવિલ સર્વિસની પરીક્ષા પાસ કરવાના હેતુથીજ અત્રે આવ્યો હોત તો અવશ્ય પાસ થઈ શકત. તું મ્હારે માટે શું ધારે છે તે હું સમજી શકતો નથી. હું આ પરીક્ષામાં નાપાસ થયો છું તેથી એક રીતે મ્હારા પ્રેમયજ્ઞની પૂર્ણાહુતિ નથી થઈ કે? શું હું પાગલ બની ગયો છું? ઉન્મત્તતાની સીમાનો કયાંથી આરંભ થાંય છે તે હું જાણતો નથી. તું મ્હારા ઘર તરફના સમાચાર રાખે છે કે? નિપુણનો પત્ર આવ્યો તે ઉપરથી હું જાણી શકયો છું કે, મ્હારાં સ્નેહમયી, મમતામયી મ્હોટી મા—જેઓ મ્હારી ગર્ભધારિણી માતા કરતાં પણ અધિક

હતાં—તેઓ મ્હારા શોકથી જીવનની છેલ્લી પળે પણ મ્હારૂં નામ ઉચ્ચારતાં ઉચ્ચારતાં સ્વર્ગવાસી થયાં છે. મ્હારા જેવો નિષ્ઠુર નૃશંસ પાપાત્મા બીજો કોઇ નથી. મ્હારી જીવન—યવનિકા અત્રેજ પડે તો હવે હું બચી જાઉં. ત્હારા તરફના કુશળ વર્ત્તમાન લખજે એજ."

આ પત્ર વાંચી તારાગૌરીએ "ઓ બા ! હવે શું થશે !" કહીને એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. જયન્ત તેનું સાંત્વન કરી કપડાં ઉતારવા ગયો. તારાગૌરી એ પત્ર લઈ ધીમે ધીમે સરોજ પાસે ગઇ. સરોજે તેને ચિંતામગ્ન જોઇ ઉત્સુકતાથી પૂછયું:—"કેમ બ્હેન ! શું થયું છે ? તમારો જીવ ઉદાસ કેમ જણાય છે ?"

તારાગૌરીએ પુનઃ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"શું કહું બ્હેન ! અમારા એક સ્નેહી માણસ સંબંધી ઘણા માઠા સમાચાર મળ્યા છે. આ જુઓને—આ પત્રમાંજ બધું લખેલું છે—તમારાથી તો અમારે કાંઇ જૂદાઇ નથી."

આમ કહીને તારાગૌરીએ સરોજના હાથમાં પત્ર મૂકયો. સરોજ એ પત્ર વાંચવા લાગી; પરંતુ આ શું ? પત્ર વાંચતાં વાંચતાં સરોજના હાથ કંપવા લાગ્યા. તેનું મ્હોં જાણે કે લેવાઇ ગયું. તેનું મસ્તક ભમવા લાગ્યું. એકાએક તેના હાથમાંથી એ પત્ર નીચે પડી ગયો.

પ્રથમ સરોજની સ્થિતિમાં થયેલું આ પરિવર્ત્તન તારાગૌરીના જોવામાં આવ્યું નહોતું. પછીથી જ્યારે સરોજના હાથમાંથી પત્ર નીચે પડયો ત્યારે તેણે તેના સ્હામું જોયું, તથા ભયભીત થઇને કહ્યું:— "ઓ બા ! આ શું થયું ? તમે આમ ગભરાઇ કેમ ગયાં ?"

સરોજે એકાએક દઢતાથી આત્મસંવરણ કરીને કહ્યું:—"ના ના—બ્હેન ! કાંઇ થયું નથી. થોડા દિવસથી મ્હને એક પ્રકારનો રોગ થયો છે. હવે હું બેસી શકતી નથી. હું રજા લઉં છું. હમણાં થોડા દિવસ સુધી મ્હારાથી કુસુમ બ્હેનને ભણાવવા આવી શકાશે નહિ."

"નહિ અવાય તો ફિકર નહિ. હું જાતે તમારી તબિયત જોવા ક્વચિત્ ક્વચિત્ આવતી રહીશ."

"કૃપા." કહીને સરોજ પોતાને ઘેર ચાલી ગઈ. ઘેર જઈ પોતાના બિછાનામાં પડી રૂદન કરતાં કરતાં તે સ્વગત કહેવા લાગીઃ– "હે ઇશ્વર ! મ્હારા જેવી હતભાગિનીને તમે શા માટે ઉત્પન્ન કરી ? હું પોતે સુખી થઈ શકી નહિ, અને મ્હારે લીધે એક મહત્ જીવન આવી રીતે વૃથા નષ્ટ થયું ! ચંદ્રકાન્ત—ના—ના—ચંદ્રકાન્ત નહિ–હવે તમે મ્હારા ચંદ્ર—મ્હારા હૃદયના દેવતા ચંદ્ર—તમે તમારૂં અમૂલ્ય જીવન, તમારા ભવિષ્યની આશા અને વિશ્વાસ વગેરે સઘળાનું આ હતભાગિનીને માટે વિસર્જન કરવામાં સંકોચ કર્યો નથી. અરેરે ! રંગીન કાચના ચળકાટથી મ્હેં મૂર્ખીએ મુગ્ધ બની જઇને હીરાનો પરિત્યાગ કર્યો હતો."

સરોજે આવી રીતે આખી રાત્રિ રૂદન કરવામાંજ પસાર કરી. આ એક રાત્રિમાંજ તેનામાં ઘણો ફેર પડી ગયો. આ એક રાત્રિ વીતી જતાંની સાથેજ તેની ઉમ્મરનાં જાણે કે બીજાં દશ વર્ષ પસાર થઈ ગયાં. બીજે દિવસે જ્યારે તે નિશાળમાં ગઇ ત્યારે તેનો ફેરવાઈ ગયેલો ચ્હેરો અને ગંભીર મુખમંડળ જોઇ સૌ કોઇ વિસ્મિત થયાં.

થોડા દિવસ વીત્યા પછી પાછી એક દિવસે સરોજ તારાગૌરી પાસે ગઈ. વાતમાં ને વાતમાં સરોજે તારાગૌરીને પૂછ્યુંઃ–"બ્હેન ! તમારા પેલા આત્મીયના પત્રનો કેવો ઉત્તર લખ્યો છે ? તેઓ આવા પાગલ કેમ છે ?"

તારાગૌરીએ કહ્યુંઃ–"હજી એ પત્રનો તેમણે ઉત્તર લખ્યો નથી. તું તેમને જાણતી નથી. તેમનું અંતઃકરણ ઘણું મહત્ છે; પરંતુ તેમનું મસ્તક ક્વચિત્ ક્વચિત્ ફરી જાય છે. અમારી સાથે તેમની ઘણા દિવસથી આત્મીયતા છે. મ્હારા ઘરવાળા અને તેઓ બન્ને

મુંબાઇમાં સાથે રહીનેજ અભ્યાસ કરતા હતા. તેમનો ઉભયનો સગા ભાઇઓના જેવો સ્નેહ છે. તેઓ મ્હને ભાભી કહીને બોલાવે છે; પરંતુ હું તેમની સાથે કદિ વાતચિત કરતી નથી—મ્હને બળી શરમ આવે છે !"

"તમે એમને જાણતાં નથી—" આમ કહીને સરોજ પોતાના મનમાં ને મનમાં સહજ હસી. અતિ દુઃખમાં પણ ક્વચિત્ હસવું આવે છે ! તેણે કહ્યું:-"બ્હેન ! તેમના પત્ર ઉપરથી તેઓ ઘણા સારા માણસ હોય એમ લાગે છે. સરોજસુંદરી તથા હંસરાજ સાથે તેમનો શો સંબંધ છે એ હું જાણવાને ઇચ્છતી નથી; પરંતુ મ્હારા મનમાં એટલું દુઃખ થાય છે કે, આવું એક ઉન્નતિશીલ મહત્ જીવન માત્ર એક સામાન્ય કારણથી નષ્ટ થઇ જાય છે ! તમે તેમને એક ઘણો ઉત્તેજનાપૂર્ણ પત્ર લખાવો. તેઓ પુરૂષ જાતિ છે. તેમનામાં મનુષ્યત્વ છે. ચિત્તની આવી દુર્બળતા તેમને શોભતી નથી. તેઓ સિવિલ સર્વિસની પરીક્ષામાં નાપાસ થયા છે તો હજી પણ જો તેઓ ધારશે તો બૅરિસ્ટર કિંવા પ્રૉફેસર થઇને અહિં આવી શકશે."

તારાગૌરીએ ઉત્સાહિત થઇને કહ્યું:-"એમ બને ખરૂં કે ? ત્યારે તે ઘણું સારૂં. હું આજેજ તેમની પાસે આવા અર્થનો પત્ર જાય એમ કરીશ. તમે ઉઠયાં કેમ ? બેસોને—જવાય છે."

"હમણાં મ્હારૂં શરીર સારૂં રહેતું નથી. ઘણું દુર્બળ રહે છે. હું ઘણા સમય સુધી બેસી રહી શકતી નથી. બનશે તો પાછી કાલે આવીશ"

એ દિવસે રાત્રે જયન્તે સ્ત્રીની સલાહથી ચંદ્રકાન્તના પત્રનો આ પ્રમાણે ઉત્તર લખ્યો:—

**"પ્રિય બંધુ ચંદ્રકાન્ત !**

ત્હારા પત્રથી તેમજ પછી ટેલિગ્રાફથી તું સિવિલ સર્વિસમાં ફેલ થયો છે એ સમાચાર જાણી હું ઘણો દુઃખિત થયો છું. તું ગમે

તે કારણને લીધે વિલાયત ગયો હોય તો પણ તું આ પરીક્ષા પાસ કરીને દેશના મુખને ઉજ્વળ કરીશ એવી ત્હારા આત્મીય બંધુઓએ આશા રાખી હતી. વળી બીજા જે વિદ્યાર્થીઓ સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરી સ્વદેશમાં પાછા ફરે છે તેઓ ત્હારી આગળ કશા હિસાબમાં નથી, એવી મ્હારી ચોક્કસ ધારણા છે. ત્હેં માત્ર થોડા દિવસને માટે ગાંડાઈ કરી જીવનને ધૂળધાણી કર્યું છે. મ્હેં તો પહેલાં પણ તને કહ્યું હતું—તેમ હમણાં પણ તને વારંવાર કહીને સાવધાન કરૂં છું કે, અગ્નિ સાથે રમત કરવાથી સારૂં પરિણામ આવતું નથી. બાળકની માફક અજ્ઞાનતાથી અગ્નિ સાથે રમત કર્યાથી બળીને ખાક થઈ જવાય છે; પરંતુ તું genius ( પ્રતિભાશાળી ) છે. ત્હારાં સકળ કાર્યો અદ્દભુત છે. કોઇ એક ગ્રીક વૈજ્ઞાનિક પંડિતની વાત છે. તેણે મીણથી પોતાની ખાંધે પાંખો ચોઢી. પછીથી તે આકાશમાં ઉડયો. મીણ તો તાપથી ઓગળી ગયું; તેથી અંતે તે સમુદ્રમાં પડીને મરી ગયો. એજ પ્રમાણે ત્હારા માનસિક પ્રેમની ખાતર તું સાત સમુદ્ર અને તેર નદીઓ ઓળંગી ખાબોચિયામાં ડૂબી ના મરતો. એ પ્રેમની સીમા કયાં છે? માનસિક ઉત્કર્ષને લઇને પ્રેમ કરવા બેસીએ તો કયાં છેડો આવે તેમ છે? વિલાયતની પ્રત્યેક રમણી ત્હારી પ્રેમપાત્રી થઇ શકે. ત્યાંની એક સામાન્ય દાસી આપણે ત્યાંની ઘણી ભદ્ર મહિલા કરતાં સારી રીતે ભણેલી ગંણેલી હોય છે. આપણે ત્યાંની સ્ત્રીઓની સરખામણીમાં તેને સાક્ષાત સરસ્વતી કહીએ તો પણ ચાલે. એ દેશમાં આટલા સમય સુધી રહ્યા છતાં ત્હારાં જ્ઞાનચક્ષુ ઉઘડયાં નહિ એ અતિ આશ્ચર્યજનક વાત છે. હજી વખત છે; માટે ચેત. તું ત્હારી જન્મભૂમિ પ્રત્યે દૃષ્ટિ કરી જો. ત્હારા તે ક્ષુદ્ર ગામડાને લક્ષ્યમાં રાખ. ત્હારા તે ગરીબ ઘરમાં મંદ તિમિરને હરતો, સ્નિગ્ધોજ્વલ તેજસ્વી કિરણોના પ્રકાશને વિસ્તારતો જે સ્નેહનો પ્રદીપ બળે છે તેનું સ્મરણ કર. પાશ્ચાત્ય દેશના પ્રખર વૈદ્યુતિક તેજનાં પ્રભાવથી

અંધ થઇ તે ક્ષુદ્ર દીપકને વિસરતો નહિ. તેનામાં જેવી પવિત્રતા છે એવી પવિત્રતા તું પૃથિવી ઉપરના કોઇ પણ દેશમાં જોઈ શકીશ નહિ. તેનેજ ત્હારો ધ્રુવતારો સમજી તું સંસારસમુદ્ર તરી જવાનો પ્રયત્ન કર. ત્હારામાં મનુષ્યત્વ નથી કે શું ? ઘણુંજ છે. જો તું ધારે તો એવી ઘણીય પરીક્ષાઓ પાસ કરી શકે તેમ છે. શોક તથા દુઃખની જડતા દૂર કરી, કમરકસી અભ્યાસમાં ત્હારૂં ચિત્ત પરોવ. સિવિલ સર્વિસ સિવાય બીજી પણ ઘણી પરીક્ષાઓ છે. તું એકાદ બીજી પરીક્ષામાં બેસ. એકાદ સારી પ્રોફેસરશિપ મળે એવી પરિક્ષા આપ. ગમે તેમ કરીને તું કાંઈ કરી બતાવ. આવું નબળું હૃદય શા માટે રાખે છે ? જો તને નોકરી નહિ પસંદ હોય તો કોઇ પણ સ્વતંત્ર કેળવણીના કાર્યમાં લાગી શકાશે. ત્હારા જેવા પ્રતિભાશાળી યુવકે કોઈ પણ રીતે નિરાશ થવું જોઇએ નહિ. અંતે ગીતાની ભાષામાં તને કહુંછું કે—" નિરાશ થઈશ નહિ; ક્ષુદ્ર હૃદયની દુર્બળતાનો ત્યાગ કરી ઉભો થા. "



# પ્રકરણ ૪૨ મું.



## અંધકારમાં પુનઃ દીપશિખા.

જયન્તે પોતાનો પત્ર રવાના કરી દીધો; પરંતુ ૭ મહિના સુધી તેને કશો ઉત્તર મળ્યો નહિ. ચંદ્રકાન્તે શું કર્યું એ જાણવાને માટે તેનો જીવ ઘણો વ્યાકુળ રહેતો હતો. સરોજનું હૃદય પણ ચંદ્રકાન્તને માટે વ્યાકુળ બની ગયું. પછીથી એક દિવસે ચંદ્રકાન્તનો પત્ર પ્રાપ્ત થયાથી જયન્તનો જીવ શાન્ત થયો. ચંદ્રકાન્તે આ પ્રમાણે પત્ર લખ્યો હતો:—

**" ભાઈ જયન્ત !**

આટલા દિવસ સુધી મ્હેં ત્હારા પત્રનો ઉત્તર આપ્યો નથી તેથી તું દુઃખિત થઇશ નહિ; કેમકે હું તને એક શુભ સમાચાર જણાવું છું. ત્હારા ઉત્તેજનાપૂર્ણ પત્રે મ્હારા હૃદયતિમિરમાં દીપશિખા પ્રમાણે કાર્ય કર્યું હતું. ત્હારા એ પત્રે મ્હારાં ચક્ષુ સન્મુખ એક આશાપૂર્ણ મુકિતદ્વાર ખુલ્લું મૂકયું છે. મ્હારામાં નવીન બળ, નવીન સ્ફુર્તિ આવી છે; ભાઈ! ત્હારા સ્નેહનું રૂણ હું આ જન્મમાં વાળી શકું તેમ નથી.

" ભાઈ! તું બાલ્યાવસ્થાથીજ જાણે છે કે, હું સ્વભાવતઃ ભાવપ્રવણ છું—મ્હારી પ્રકૃતિ ઘણી impulsive છે. ચિત્તસંયમનો મ્હેં કદિ અભ્યાસ કર્યો નથી; પરંતુ આ સમયે ત્હારા ઉપદેશથી જાગ્રત થઇને મ્હેં પ્રવૃત્તિની રાશને મજબુતાઇથી પકડી રાખી છે. મ્હારો મોહ દૂર થયો છે અને મ્હારાં આંતર્ચક્ષુ ખુલ્યાં છે. હવે હું સમજુ છું કે નિદ્રામાં હું કેવું મોહમય સ્વપ્ન જોતો હતો—વાસ્તવ જગત્માં જેની કાંઇ પણ સત્તા નથી એ માયા મરિચિકાના લોભથી મુગ્ધ થઇને હું ઉન્માદની માફક તેની પાંછળ દોડતો હતો. ત્હેં ખરૂંજ લખ્યું છે કે, જેને હું intellectual love ( માનસિક પ્રેમ ) કહું છું તેની સીમાજ નથી. જેવી રીતે સૌન્દર્ય–પિપાસાની પણ પરિતૃપ્તિ નથી તેવીજ રીતે ગુણસ્પૃહાની પણ પરિતૃપ્તિ થઇ શકતી નથી. ગુણ શોધીને સ્નેહ કરવા જતાં સ્વયં " જ્યોર્જ ઇલિયટ " ની સાથે વિવાહ કર્યાથી પણ પિપાસા પરિતૃપ્ત થાય નહિ. સઘળી આકાંક્ષાઓની પ્રતિતૃપ્તિ માત્ર સંતોષથીજ થાય છે. ઇશ્વરે જેને જે સંપદ આપી છે તેથી સંતોષ માન્યાથીજ સુખી થઈ શકાય છે. મ્હારા હૃદયમાં પણ હવે એ સંતોષરૂપ અમૂલ્ય નિધિની દિવ્ય જ્યોતિ પ્રકાશી નીકળી છે. તેથીજ હમણાં હું આ પાશ્ચાત્ય જગત્ની અતિ

ઉજ્વળ વિદ્યુત્ છટામાં રહીને પણ મ્હારા એ ક્ષુદ્ર ઘરમાંના ઝાંખા સુસ્નિગ્ધ પવિત્ર દીપકને માટે લાલાયિત થયો છું; છતાં એક વિષયને માટે મ્હારા મનમાં મહાન્ સંદેહ ઉપજ્યો છે. મ્હારી એ દીપશિખા મ્હને વરણ કરીને હૃદયમાં ગ્રહણ કરશે કે ? માત્ર આશાજ મ્હારી સાંત્વના છે; પરંતુ આ આશા જો કદાચ વિફળ થશે તો મ્હારૂં મૃત્યુજ નિપજશે એમ તું ચોક્કસ સમજજે.

"ત્હારા ઉત્સાહથી આ સમયે મ્હેં ઉત્સાહિત થઇને પરીક્ષાની તૈયારી કરવા માંડી છે. હવે ચાર માસ પછી કેમ્બ્રિજની બી, એ. ની પરીક્ષા આપીશ. કદાચ એક રેંગલર પણ થઈ શકું. મ્હને કાયદાનો વ્યવસાય પસંદ નથી; કેમકે મ્હારા મનની ગતિ એ તરફ બિલકુલ નથી. આથી બૅરિષ્ટરની પરીક્ષા નહિ આપવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. જો કદાચ કેમ્બ્રિજ યુનિવરસિટીમાં બી. એ. થઇ શકીશ તો કોઈ સરકારી યા ખાનગી કૉલેજમાં પ્રૉફેસરની જગ્યા મેળવી હું મ્હારા જીવનનો નિર્વાહ કરીશ.

"સંભવતઃ હવે છ માસ પછી હું દેશમાં પાછો ફરીશ. એ સમય દરમ્યાન મ્હારી પ્રિય દીપશિખા બુઝાઇ ન જાય એ માટે તું લક્ષ્ય રાખજે. મ્હારાં ભાભીને મ્હારા પ્રણામ જણાવજે. પરંતુ હવે હું આવું ત્યારે તેમને મ્હારી સાથે વાતચિત કરવી પડશે. ભય શો છે ? હું હજી ગુજરાતીજ છું—સાહેબ થઈ ગયો નથી. એક દિવસે ધોતીઉં પહેરી રસ્તામાં બ્હાર નીકળ્યો હતો તેથી ઘણા માણસો મ્હને ગાંડાઓના કેદખાનામાં મોકલવાની ખટપટ કરતા હતા. તેથીજ મ્હારે નિરૂપાયે અહિં હૅટ કોટ પહેરવાં પડે છે; પરંતુ સ્વદેશમાં આવ્યા પછી પાછું ધોતીઉંજ પહેરીશ. હું અહિં વેજીટેરિયન છું. એજ. કામકાજ લખજે."

હતભાગ્ય ચંદ્રકાન્ત ! તું જે પ્રદીપનો આશ્રય મેળવીને મનમાંને મનમાં અનેક સુખોની કલ્પના કરે છે એ પ્રદીપ તો વિધાતાના

અભિશાપથી કયારનોય બુઝાઇ ગયો છે! ચંદ્રકાન્ત હજી સુધી આ હૃદયભેદક સમાચાર જાણી શકયો નહોતો. નિપુણે પણ એ સમાચાર ચંદ્રકાન્તને લખ્યા નહોતા. લખ્યા નહોતા તે તેણે ઠીકજ કર્યું હતું.

ચંદ્રકાન્તનો પત્ર વાંચી જયન્ત ઘણો આનંદિત થયો, તથા તરતજ તેણે એ પત્ર પોતાની પત્નીને વાંચવા આપ્યો. તારાગૌરી પણ પત્ર વાંચીને આનંદિત થઈ. પછીથી જયન્ત કપડાં પહેરી કાર્યાર્થે બ્હાર ચાલ્યો ગયો; એટલામાં બાળિકા વિદ્યાલયની મુખ્યશિક્ષિકા સરોજ તારાગૌરી પાસે આવી પહોંચી. તારાગૌરીએ તેને જોઇને કહ્યું:–" આજે એક શુભ સમાચાર આવ્યા છે. વિલાયતથી અમારા પેલા આત્મીયનો પત્ર આવ્યો છે. "

સરોજે અતિ ઉત્સુકતાથી કહ્યું:–" વારૂ, તેમની તબિયત કેમ છે? તેમના અંતઃકરણની દુર્બળતા દૂર થઈ છે ને?"

તારાગૌરીએ હસતાં હસતાં કહ્યું:–" તમે એક સામટા પ્રશ્નો પૂછોછો એટલે હું એક સાથે ઉત્તરો કેવી રીતે આપી શકું? એક પછી એક પ્રશ્ન પૂછો, એટલે હું ઉત્તર આપું. "

સરોજે શરમાઈ જઇ સ્મિત હાસ્ય કરીને પૂછયું:–" તેમની તબિયત કેમ છે?"

" સારી છે. "

" તેમના અંતઃકરણની દુર્બળતા દૂર થઇ છે?"

" હા. "

" હમણાં તેઓ શું કરે છે?"

" કોઈ એક ઠેકાણાની કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. છમાસ પછી પરીક્ષા આપી દેશમાં આવવાનું લખ્યું છે. "

આ સમાચાર જાણવામાં આવતાં સરોજનો જીવ ઘણો શાન્ત થયો; કિન્તુ ચંદ્રકાન્તના પત્રમાં શું લખેલું છે તે જાણવાને માટે તેનો

જીવ ઘણો વ્યાકુળ બની ગયો. તે તારાગૌરીની પાસે ચંદ્રકાન્તનો પત્ર માગી શકી નહિ; તેથી તેની ઉત્કટ વાસના તેના અંતરમાંજ લીન થઇ. તે તારાગૌરી પાસે વિદાય લઈ ચાલી ગઈ. એ રાત્રે બિછાનામાં સૂઇ રહી સરોજ તેના કંપિત હૃદય પર હાથ દબાવી સ્વગત બોલવા લાગી:—

"આજે ઘણે દિવસે હું નિશ્ચિત થઈ. તેમની હૃદયતંત્રીના તાર પુનઃ લયયુક્ત થયા છે, એમ સાંભળીને હું સુખી થઇ. હવે તેમના સુખમાંજ મ્હારૂં સુખ છે. મ્હારી માત્ર એક વાસના છે? તે સિદ્ધ થશે કે? એક વખત હું તેમનું દર્શન કરીશ;—દર્શન કરી તેમના ચરણોમાં નમી પડી મ્હારા સઘળા ગુન્હાઓની ક્ષમા માગીશ. હવે મ્હારૂં હૃદય કાંઈ છેક જડ નથી—તેમનું મહત્વ અનુભવવાને સમર્થ છે, એમ એક વખત તેમને કહીશ. એટલું કહ્યા પછી હું ચિરકાળને માટે તેમની પાસેથી વિદાય લઇશ."

આવી ચિંતા કરતાં કરતાં સરોજ ઉંઘી ગઇ. ઘણે દિવસે આજે તે સુખનિદ્રા ભોગવી શકી. તેને માટે આજનો દિવસ આનંદ-જનક હતો.

ચંદ્રકાન્તનો પત્ર આવ્યાને એક માસ થયો હશે એવામાં એક દિવસે જયન્તના પર નિપુણચંદ્રનો એક પત્ર આવ્યો હતો. એ પત્રમાં તેણે ચંદ્રકાન્તનો આશા દીપક બુઝાઈ ગયાના દુઃખદ સમાચાર લખ્યા હતા. આ શોકજનક સમાચાર જાણવામાં આવતાં જયન્ત અને તેની પત્ની ઘણાં દુઃખિત થયાં, તથા ચંદ્રકાન્તના ભવિષ્યને માટે ઘણાં ઉદ્વિગ્ન થયાં. જયન્ત, ચંદ્રકાન્તના સ્વભાવને સારી રીતે જાણતો હતો. ચંદ્રકાન્તનું ભાવપ્રવણ હૃદય ગૃહ તરફ આકર્ષાયું હતું. જો તે આ દુઃખદ સમાચાર જાણશે તો અભ્યાસ પરથી તેનું ચિત્ત ઉઠી જશે એવો તેને ભય ઉપજ્યો. આથી ચંદ્રકાન્તને આ સમાચાર નહિ લખી જણાવવા માટે તેણે નિપુણચંદ્રને એક પત્ર લખ્યો.

તારાગૌરીદ્વારા સરોજ પણ આ દુઃખદ સમાચાર જાણી શકી. તે પણ ઘણી ઉદ્વિગ્ન થઇ. તેને પણ એમ લાગ્યું કે, ચંદ્રકાન્ત ઉન્મત્ત બની જઇ અભ્યાસનો ત્યાગ કરશે. અરેરે ! પરંતુ સરોજ જાણે છે કે, પુણ્યપ્રભા શા માટે મરી ગઇ ? મરતાં મરતાં છેવટે પતિપ્રાણા સાધ્વી સતી પુણ્યપ્રભાએ શું કહ્યું હતું ? તેમને કહેજો કે તેઓ સરોજ સાથે લગ્ન કરે." આ તેના છેવટના શબ્દો સરોજના જાણવામાં આવે તો તે ગાંડીજ બની જાય.

બીજા પણ થોડા દિવસો વીતી ગયા. એક દિવસે સરોજને મિ૦ જીવરાજ રાજાની પત્ની ચંદ્રમુખી તરફથી એક પત્ર મળ્યો. તેણે એક નવીન સમાચાર સરોજને લખી જણાવ્યા હતા. એ સમાચાર જેવા વિષાદમય હતા તેવાજ અણધાર્યા હતા. ચંદ્રમુખીએ લખ્યું હતું કે—સરોજનો સ્વામી હંસરાજ લીવર બગડવાથી, ઓપરેશન કરાવતાં મૃત્યુ પામ્યો છે. તેનું મૃત્યું થયાથી સરોજ તેની વાર્ષિક વીસ હજાર રૂપિયાની આવકની સંપત્તિની તથા તેના મકાનની એકલી ઉત્તરાધિકારિણી થઇ છે. ચંદ્રમુખીએ, સરોજને પહેલાંની દુઃખકથા ભૂલી જઇ, તેની ન્યાય રીતે મળેલી સંપત્તિની સંભાળ લેવા માટે મુંબાઈ આવીને રહેવા બાબતનો પોતાના પત્રમાં આગ્રહ કર્યો હતો. આ સમાચારથી સરોજે સહજ પણ વિચળિત નહિ થતાં ચંદ્રમુખીને આ પ્રમાણે ઉત્તર લખ્યો:—

"પ્રિય બ્હેન !

જો કે મ્હેં આપની સાથેનો સંબંધ દુર્ભાગ્યવશતઃ તોડયો છે; છતાં પ્રથમ હું જેવી રીતે તમને મ્હારાં વડિલ ભગિની સમજીને ચ્હાતી હતી તેવી રીતે હજી પણ ચ્હાહું છું. આપના સ્નેહનું રૂણ હું આ જન્મમાં વાળી શકું તેમ નથી. આપે જેમની હકીકત લખી છે તેમનું આવું શોચનીય પરિણામ આવે એમાં આશ્ચર્ય પામવા જેવું

કાંઇ નથી. તેમના સંબંધી મ્હારા હૃદયનો ભાવ સર્વાંશે બદલાઈ ગયો છે ખરો; છતાં તેઓ કૃપાપાત્ર છે એમાં કશો સંદેહ નથી. ઇશ્વર તેમના આત્માની સદ્‌ગતિ કરો. તેમની પરિત્યક્ત સંપત્તિ ન્યાયત: મ્હને મળે તેમ છે તો પણ મ્હેં જ્યારે તેમની સાથેનો મ્હારો સઘળો સંબંધ તોડી નાખ્યો છે ત્યારે ન્યાયતઃ (morally) એ સંપત્તિ ભોગવવાનો મ્હને કશો અધિકાર નથી, તેમ મ્હારી એવી ઇચ્છા પણ નથી. મ્હારો અભાવ અતિ સામાન્ય છે; હું એ વિપુલ ઐશ્વર્યને લઇને શું કરૂં? ઇશ્વરના અનુગ્રહથી મ્હારા દિવસો જેવી સ્થિતિમાં જાય છે તેવીજ સ્થિતિમાં જશે. આપજ એ સંપત્તિ ભોગવીને સુખી થાઓ. જો એ સંબંધી મ્હારે કાંઈ લખાણ કરી આપવાનું હોય તો હું તેમ કરી આપવાને તૈયાર છું. એજ. કૃપાભાવમાં વૃદ્ધિ કરશો."

સરોજે આ શું કર્યું? હે અનંતપ્રસાદ! આપ હમણાં કયાં છો?



## પ્રકરણ ૪૩ મું.



### પુનરાગમન.

બેલાર્ડ પીઅર ઉપર આજે ઘણાં માણસો એકઠાં થયેલાં જોવામાં આવતાં હતાં. કેટલાંક માણસો આમ તેમ ફરતાં હતાં. કેટલાંકના હાથમાં હાર તોરા હતા. આજની વિલાયતથી આવનારી સ્ટીમરમાં ચંદ્રકાન્ત આવવાનો હોવાથી તેના કેટલાક મિત્રો પણ અહિં આવ્યા હતા. જયન્ત વડોદરાથી આવી પહોંચ્યો હતો.

યથા સમયે સ્ટીમર આવી પહોંચી. મુસાફરો સ્ટીમરમાંથી ઉતરી બોટમાં બેસી કિનારે આવવા લાગ્યા. જોતજોતાંમાં ચંદ્રકાન્ત પણ આવી પહોંચ્યો. તેના મિત્રોએ તેની આસપાસ વિંટળાઇ જઈ

તેને હાર તોરાઓ પહેરાવ્યા. સઘળા મિત્રો એક બીજાને ઘણે દિવસે મળ્યા.

ચંદ્રકાન્ત એક બે દિવસ મુંબાઈ રહી ઘેર જંવા નીકળ્યો. જયન્તે તેને વડોદરા ઉતરવાનો આગ્રહ કર્યો; પરંતુ ચંદ્રકાન્તે એક બે દિવસ ઘેર જઇ આવ્યા પછી વડોદરા આવવાનું જણાવ્યું તેથી જયન્ત વડોદરાના સ્ટેશનેથી છુટો પડયો.

સંધ્યાકાળનો સમય હતો. આકાશમાં એક પછી એક તારાઓ પ્રકાશી નીકળતા હતા. ધીમે ધીમે પૃથિવી પર અંધકાર વિશેષ પ્રમાણમાં ફેલાતો હતો. પ્રકૃતિ ગંભીર તેમજ નિસ્તબ્ધ હતી. વાયુ સ્થિર હતો.

પંડયા મહાશયના આંગણામાં પણ ચુપકીદી જણાતી હતી. કોઇ વખત ઢોર બરાડા મારીને આ ચુપકીદીનો ભંગ કરતું હતું. ઘરમાંથી કોઈ ધીમે અવાજે બોલતું હતું કેઃ–" વહુ ! બેટા ! દીવો સળગાવ્યો તુળસીકયારા ઉપર ?" અન્નપૂર્ણા " સળગાવું છું " કહીને તુળસીકયારા પાસે ગઈ. ત્યાં દીવો મૂકી તેણે પ્રણામ કર્યા. પછીથી ઘરમાં જતાં પડસાળમાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. એ અવાજ પરિચિત જણાયાથી અન્નપૂર્ણા તે તરફ ગઇ. ત્યાં તેણે સાદા પોષાકમાં સજ્જ થયેલા એક માણસને જોયો. એને જોતાંજ ' ઓ મા. ' કહીને અન્નપૂર્ણા બૂમ પાડી ઉઠી.

આવું જોઇ એ માણસ બોલ્યોઃ–" ભાભી ! બ્હીઓ છો કેમ ? એ તો હું ચંદ્રકાન્ત છું."

" કોણ ! દિયરજી કે ? કયારે આવ્યા ? આમ બોલ્યા ચાલ્યા વિના અહિં આવીને બેસી ગયા કે ? વાહરે વાહ ! " આટલું બોલતાંમાં તો અન્નપૂર્ણાનું હૃદય ભરાઈ આવ્યું.

એટલામાં ઘરમાંથી કોઇ બોલ્યુંઃ–" વહુ બેટા ! કોની સાથે

વાત કરે છે ? ચંદ્રકાન્ત આવ્યો છે કે શું ? અવાજ તો એના જેવો લાગે છે. ”

“ હા, બા ! એ આવ્યા છે. ” અન્નપૂર્ણાએ ઉત્તર આપ્યો.

અન્નપૂર્ણાનો ઉત્તર સાંભળતાની સાથેજ ચંદ્રકાન્તની માતાએ ધ્રુસ્કો મૂક્યો:–“ ઓ દીકરા ! આટલા સમય સુધી તું ક્યાં હતો ? અમારી કેવી દશા થઈ ગઇ છે તે તું જો તો ખરો ! ઓ બેટા વહુ, હાય ! હાય ! તું ક્યાં જતી રહી. બેટા ! આટલી ઉમ્મરમાં તે ત્હારૂં મૃત્યુ શું ? ! ” વગેરે.

ચંદ્રકાન્ત પણ આ રૂદનધ્વનિ સાંભળી આભો બની ગયો. તે દિઙ્મૂઢ બની જઇને બેસી રહ્યો. જોતજોતાંમાં ઘરનાં માણસો એકઠાં થઇ ગયાં. આડોસી પાડોસી પણ આવી પહોંચ્યાં. ચંદ્રકાન્તે થોડા સમય સુધી સૌની સાથે વાતચિત કરી. ચંદ્રકાન્તની માતાનામાં બિછાનામાંથી ઉઠી શકવા જેટલી શક્તિ નહિ હોવાથી તે પુત્ર પાસે આવી શકી નહિ. તેના મસ્તકમાં અપાર પીડા થતી હતી. તે હમ્મેશાં ‘ ક્યારે મ્હારો ચંદ્રકાન્ત આવશે ? ક્યારે મ્હારો ચંદ્રકાન્ત આવશે ?’ કહીને રસ્તા તરફ જોઈ રહેતી હતી. આજે ચંદ્રકાન્તનો કંઠસ્વર સૌથી પ્રથમ તેનાજ સાંભળવામાં આવ્યો. તે પોતાના બિછાનામાં સૂઇ રહી પૂર્વ દુઃખનું સ્મરણ કરીને મ્હોટેથી રડવા લાગી. આથી ચંદ્રકાન્તનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું. પછીથી સહજ શાન્ત થઇ તેણે અન્નપૂર્ણાને પૂછ્યું:–“ મા અહિં નહિ આવી શકે કે ?”

અન્નપૂર્ણા:–ના, તમેજ તેમની પાસે ચાલો.

ચંદ્રકાન્ત ઉઠી તેની માતા જે ઠેકાણે સૂઇ રહી હતી ત્યાં ગયો, ત્યાં જઇ તે માતાના ચરણોમાં નમી પડ્યો. તેની માતા મહા મુશિબતે બેઠી થઇ, પુત્રનું માથું પોતાના ખોળામાં લઈ તેને આશીર્વાદ આપતાં કહેવા લાગી:–“ બેટા ! સારૂં થયું કે તું આવી પહોંચ્યો.

હજાર વર્ષનો થજે. જો તો ખરો કે, ત્હારા વિના અમારી કેવી દશા થઇ ગઈ છે? અરેરે! આજે જો ત્હારાં મ્હોટી મા જીવતાં હોત તો? પણ શું કરે તેઓ? તેમના ઓષ્ઠ ઉપરથી ત્હારૂં નામ પણ સુકાતું નહોતું. શું કરીએ? ત્હારાથી કયાં ઘેર આવી શકાય તેમ હતું?"

ધીમે ધીમે આડોસી પાડોસીઓ પણ ચાલ્યાં ગયાં. બીજી તરફથી અન્નપૂર્ણાએ રસોઈ તૈયાર કરી. ચંદ્રકાન્તે પ્રથમ તો જમવાની ના પાડી; પરંતુ પછીથી તેની માતાના અપાર આગ્રહથી તેણે ભાવે અભાવે થોડું ખાઈ લીધું. જમી રહ્યા પછી ચંદ્રકાન્તે તેની ભાભીને કહ્યું:—" ભાભી! એક વખત હું મ્હારા શયન–મંદિરમાં જવાની ઇચ્છા રાખુંછું. ત્યાં જવાને કશી અડચણ તો નથી ને?"

" ના ના. અડચણ તો કાંઇ નથી. તમે ના કહ્યું હોત તો પણ હું તમને ત્યાં લઈ જાત."

આમ કહીને અન્નપૂર્ણા હાથમાં દીવો લઇને આગળ થઇ. ચંદ્રકાન્ત તેની પાછળ પાછળ પોતાની સૂવાની ઓરડીમાં ગયો. એ ઓરડીમાં કશી વસ્તુ નહોતી. માત્ર જે પલંગમાં પુણ્યપ્રભા પોતાની બિમારીમાં સૂઈ રહી હતી તે પલંગ પડેલો હતો. અન્નપૂર્ણાએ કહ્યું:– દિયરજી! જુઓ આ તમારી ઓરડી. આ પલંગ ઉપર પડી રહીને તમારા નામનો જપ જપતાં જપતાં તે બિચારી મૃત્યુ પામી છે. રડી રડીને એણે ઘણા દિવસો કાઢયા હતા. ઇશ્વર એના જેવું દુઃખ દુસ્મનને પણ ન દ્યો. જયારે તેની બિમારી વધી પડી ત્યારે મ્હેં તેને કહ્યું કે, " ત્હારી માને ખબર પહોંચાડવા દે કે જેથી તેઓ તને આણંદ લઇ જાય, અહિંના કરતાં ત્યાં ત્હારી સારી દવા થશે." ત્યારે તેણે શો ઉત્તર આપ્યો તે તમે જાણો છો? તેણે કહ્યું:– " બ્હેન! હું તો અહિંથી ખસવાનીજ નથી. તમને ખબર છે કે આ પલંગમાં સૂઇ રહી, ઉંઘવાનો ડોળ કરી હું તેમની રાહ જોયા કરતી

હતી. માટે હું આ પલંગ તેમજ આ ઓરડીનો ત્યાગ કરી બીજે કોઈ ઠેકાણે જવાની નથી. મરીશ તો હું અહિંજ મરીશ." તેણે અમારૂં કોઇનું કહેવું માન્યું નહિ.

આટલું બોલતાં બોલતાંમાં તો અન્નપૂર્ણાનાં નેત્રોમાંથી આંસુઓ સરી પડવા લાગ્યાં. ચંદ્રકાન્તનાં નેત્રો સ્થિર હતાં. તેમાં આંસુ જણાતાં નહોતાં.

અન્નપૂર્ણાએ પુનઃ કહ્યું:—" અહિં એની ઘણી દવા કરાવી; પરંતુ કોઇ પણ ઉપાયે તેને ફાયદો થયો નહિ; પ્રથમથીજ તેણે મરવાનો નિશ્ચય કર્યો હતો. તે જ્યારે ને ત્યારે મરવાનીજ વાત કર્યા કરતી હતી. તે એમ કહેતી હતી કે, 'હું તેમના સુખના માર્ગમાં કંટક સ્વરૂપ નહિ થઉં—હું અવશ્ય મરી જઈશ.'

આ વચનો સાંભળી 'આઃ' કહીને ચંદ્રકાન્તે એક ગાઢ નિશ્વાસ મૂકી દીધો. જાણે કે તેના હૃદયમાંનું એક હાડકું ભાંગી ગયું. આમ છતાં તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું નહિ.

અન્નપૂર્ણા પુનઃ કહેવા લાગીઃ—" પછીથી એ મૃત્યુ સમયની વાત સાંભળતાં અને એ દેખાવ જોવામાં આવતાં પાષાણુ જેવું હૃદય પણ પીગળી જાય તેમ હતું. તમારો એક ન્હાનો ફોટો અહિં ભરવેલો હતો. રાત્રિ દિવસ સતી એ ફોટો તરફ જોઇ રહેતી હતી. મૃત્યુ સમયે જ્યારે તેની દૃષ્ટિશક્તિ ઘટી ગઇ, જ્યારે એ ફોટો તેનાથી બરાબર જોવાયો નહિ ત્યારે મ્હને તેણે એ ફોટો ઉતારી પોતાની છાતી પર મૂકી રાખવાનું કહ્યું. પછીથી તમારી છબી જોતાં જોતાં તેની દૃષ્ટિશક્તિ જતી રહી—તમારી છબી છાતી પર રાખી તેનું હૃદય સ્થિર થઇ ગયું—તમારા નામનો ઉચ્ચાર કરતાં કરતાં તેની વાચા બંધ થઇ ગઇ—અને તમારી મૂર્ત્તિનું સ્મરણ કરતાં કરતાં સતી સ્વર્ગવાસિની થઇ !"

" બસ—બહુ થયું. ભાભી ! હવે રહેવા દ્યો. હવે મ્હારે કાંઇ

સાંભળવું નથી !" આમ કહીને ચંદ્રકાન્ત છૂટે મ્હોડે રડવા લાગ્યો.

"હજી તો ઘણું કહેવાનું બાકી છે. મરતાં મરતાં તેણે શું કહ્યું છે તે તમે જાણો છો ? તેણે કહ્યું છે કે, સરોજ સાથે તેમને વિવાહ કરી સુખી થવાને કહેજો."

"રહેવા દ્યો, ભાભી ! હું ઘણો કમનશીબ છું." આમ કહીને ચંદ્રકાન્તે કપાળ કુટયું, તથા પલંગની ઇસ પર ઉંધું મસ્તક મૂકી તે રડવા લાગ્યો. આષાઢ માસમાં વાદળાં ઘેરાઈ આવી જેવી રીતે વૃષ્ટિ થાય તેવી રીતે ચંદ્રકાન્તનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. અન્નપૂર્ણાએ તેને ત્યાંજ પથારી કરી આપી સૂઈ જવાનું કહ્યું. ચંદ્રકાન્ત પથારીમાં સૂઈ રહી અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યો. તેને તેનું જીવન અસાર જણાતું હતું.

બીજે દિવસે સ્હવારની ટ્રેનમાં ચંદ્રકાન્ત જયન્તને મળવા માટે વડોદરા ગયો.

ચંદ્રકાન્ત વિલાયત જઇને શું થઇ આવ્યો છે એ માટે ગામના લોકોમાં ઘણી ચર્ચા ચાલવા લાગી. કોઇએ કહ્યું:–"જડજ થઈ આવ્યો છે !" વળી બીજો કોઈ બોલ્યો:–"જડજ નહિ માજીસ્ટર થઈ આવ્યો છે !" વળી એક ત્રીજાએ ઉમેર્યું:–"અરે ! એ તો જડજે નથી અને માજીસ્ટ્રેટ પણ નથી; જડજ અને માજીસ્ટ્રેટ આપણા જેવાં કપડાં પહેરતા હશે કે?" વળી બીજા એકે કહ્યું:–"તમે કોઇ કાંઈ જાણતા નથીઃ હું બધુંય જાણું છું—એ જડજ તેમજ માજીસ્ટ્રેટ નહિ પરંતુ બારિસ્ટર થઇ આવ્યો છે." આ ખુલાસો સાંભળી રહીમના ભાઇ કરીમે કહ્યું:–"વારૂ, બારિસ્ટર કોને કહે ? માજીસ્ટરના ન્હાના ભાઇને કે ?" કરીમના વાકયનો ઉત્તર નહિ આપતાં ભાણુજી નામના એક માણસે કહ્યું:–"અરે બારિસ્ટર થઇ આવ્યો હોય તો આમ શિયાઉ મિઆઉની માફક ગૂપ બેસી રહે ખરો કે ? પેલા

ગોળમટોળ પંડયાનું કામ ચાલતું હતું ત્યારે બારિસ્ટર આવ્યો હતો. તે એવા લાંબા હાથ કરીને બોલતો હતો કે માજીસ્ટર પણ ગભરાઈ જાય ! અમે બધા રસ્તે ચાલતાં ડરી જઇને તેને સલામ કરતા હતા ? અંતે વાત બ્હાર પડી કે, ચંદ્રકાન્ત નથી થયો જડજ, મૅજીસ્ટ્રેટ કે બૅરિસ્ટર;—એ તો માત્ર મહેતાજી થઇ આવ્યો છે. સાત સમુદ્ર અને તેર નદીઓ ઓળંગીને માત્ર મહેતાજીજ થઇ આવ્યો છે !

## પ્રકરણ ૪૪ મું.

### શોકાવેગ.

" ત્હેં પાપ કર્યું ? તો શી ફિકર ? તોબાહ કર ! તોબાહ કર !
એ પાપ ને એ પાપી મન, હમ્મેશ માટે દૂર કર ! "

ચંદ્રકાન્ત અને જયન્ત એક એકાંત ઓરડામાં બેઠા હતા. ચંદ્રકાન્તે સજળ નયને કહ્યું:–" ભાઇ જયંત ! હું ત્હારી પાસે હમ્મેશાંને માટે વિદાય લેવા આવ્યો છું. આ હતભાગીને તું વિદાય આપ. "

જયન્ત, ચંદ્રકાન્તને શો ઉત્તર આપવો તે એકાએક વિચારી શકયો નહિ. મહાકષ્ટે આત્મસંવરણ કરીને તેણે કહ્યું:–" ચંદ્રકાન્ત ! તું બુદ્ધિમાન, બહુદર્શી અને વિચિક્ષણ છે. આમ અધીરો ન બની જા—શાન્ત થા. "

" કોણ, હું શાન્ત થાઉં ? આ જીવનમાં હવે હું શાન્ત થઈ શકું તેમ નથી. આ પૃથિવીમાં હવે મ્હને સાંત્વના આપી શકે એવી કયી વસ્તુ છે ? કહે કહે, શા માટે ત્હેં મ્હને મૃત્યુના માર્ગેથી પાછો ફેરવ્યો હતો ? કયા સુખને માટે હું નિર્ભાગી સ્વદેશમાં આવ્યો ? મ્હારી દરિદ્રની ઝુંપડીનો રત્નદીપ કયાં છે ? જેના સ્નિગ્ધ પ્રકાશથી

આ દુર્ગમ અંધકારમય જીવનનો માર્ગ શોધવાની મ્હેં આશા રાખી હતી એ મ્હારો દીપક કયાં છે? અરેરે! મ્હારો એ સ્નિગ્ધોજ્વલ મણિમય પ્રદીપ તેલના અભાવે બુઝાઇ ગયો છે! જેના સ્મરણની દીવ્ય જ્યોતિથી મ્હારૂં હૃદયાકાશ ઉજ્વળ થયું હતું, જેનાથી ઘોર ઘનઘટાચ્છન્ન વાદળાંઓ દૂર થઇ ગયાં હતાં—જેના સ્મરણથી લંડનના દુર્જય રિપુઓના પ્રલોભનથી હું બચ્યો હતો તે કયાં છે? ભાઇ! કહે કે, હવે હું શા આધારે જીવું? હું ઘોર પાપી છું. અધમાધમ નીચ છું. મ્હેં જનની સમાન કાકીનો જીવ પણ દુભવ્યો છે. મ્હેં દયાની મૂર્ત્તિ સમાન માતાના વચનને પણ ઉથાપ્યું છે. ભાઇ! મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત શું છે તે તું મ્હને કહે."

જયન્તે સ્નેહપૂર્વક ચંદ્રકાન્તનો એક હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:—"ભાઈ! એમાં તું શું કરે? ભાગ્યમાં જેમ થવાનું હતું તેમ થયું. ભાગ્યની ગતિને કોણ અટકાવી શકે?"

"ના ના—ત્હારા ભાગ્યને હું માનતો નથી. હુંજ તેના મૃત્યુનું કારણ છું—મ્હેંજ તેનો વધ કર્યો છે. ભાઇ! તું જાણતો નથી. આ પાપાત્માને માટે એક પણ કાર્ય અસાધ્ય નથી. તું જાણે છે કે, હું જ્યારે વિલાયત ગયો ત્યારે તેને આગલે દિવસે તે મ્હને મળવા આવી હતી. એ સમયે મ્હેં તેનું કહેવું સાંભળ્યું નહિ. તેણે કહ્યું હતું કે:—"હું તમારા સુખના માર્ગમાં કંટક થઇ પડવાની નથી—તમારા આવતાં પહેલાંજ મ્હારૂં મૃત્યુ નિપજશે. વિલાયતથી પાછા આવી, સરોજ સાથે વિવાહ કરી તમે સુખી થજો." એ સમયે મ્હેં તેને જીવતી રહેવાનું કેમ કહ્યું નહિ? સે વખતે મ્હેં એને કેમ કહ્યું નહિ કે, "તું ચિંતા કરીશ નહિ. હું જલદી પાછો આવીશ. તુંજ મ્હારૂં જીવન છે. તુંજ મ્હારૂં સર્વસ્વ છે—તુંજ મ્હારા જીવનનું અમૃત છે. તુંજ સંસાર અર્ણવની નૌકા છે." અરેરે! મ્હારી ઉપે-

ક્ષાને લીધેજ—મ્હારા અનાદરને લીધેજ, તે મરણને શરણ થઈ. એક દિવસ નહિ—બે દિવસ નહિ—દશ દિવસ નહિ—મહિનો નહિ; પરંતુ બે વર્ષ સુધી રિબાઇ રિબાઇને તે મૃત્યુ પામી. વળી ભાઇ, મરતાં મરતાં મ્હારી છબી મંગાવી, છાતી પર રાખી, મ્હારા નામનો જપ કરતી કરતી, મ્હારૂં પાપાત્માનું સ્મરણ કરતી કરતી તે મૃત્યુ પામી. પછી અંતે તે શું કહેતી ગઇ? "સરોજની સાથે વિવાહ કરી સુખી થજો."

આટલું બોલતાં બોલતાંમાં ચંદ્રકાન્તનાં નેત્રોમાંથી અજસ્ત્ર અશ્રુધારાઓ સરી પડવા લાગી. જયન્તનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઈ આવ્યું. તારાગૌરી પણ બાજુના ખંડમાં ઉભી ઉભી આ સઘળી હકીકત સાંભળીને શાન્ત રૂદન કર્યા કરતી હતી. ચંદ્રકાન્તે થોડા સમય પછી સહજ શાન્ત થઇને કહ્યું:—"સ્વામીના કલ્પિત સુખને માટે પોતાના જીવનનો કોઈ આવી રીતે કદિ ત્યાગ કરી શકયું છે? એ જાણે કે મ્હારા સુખને માટેજ જીવન ધારણ કરી રહી હતી. મ્હેં તેની ઉપેક્ષા કરી હતી તો પણ તે જીવનની છેલ્લી પળ સુધી મ્હારૂંજ ધ્યાન ધરી રહી હતી. હવે કહે જોઇએ ભાઈ! એ દેવી હતી કે માનવી? ઘણા દિવસ પૂર્વે મ્હેં તને જે આધ્યાત્મિક પ્રેમની વાત કહી હતી તે આ નથી કે?"

જયન્તઃ—ત્હારૂં કહેવું ખરૂં છે.

ચંદ્રકાન્તઃ—ત્યારે હું પણ એ પ્રેમનું પ્રતિદાન આપીશ. હું પણ તેની માફક તેનું સ્મરણ કરી, તેની પવિત્ર પ્રતિમા હૃદયમાં ધારણ કરી મ્હારા આ પાપમય જીવનને વીતાડીશ. એજ મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત છે.

જયન્તઃ—ઠીક, તને જેમ ઠીક લાગે તેમ કરજે. હમણાં તું શાન્ત થા. ચ્હા મંગાવું કે? તું ચ્હા પીશ કે?

ચંદ્રકાન્તઃ—ચ્હા ? હું કદિ ચ્હા પીતો નથી. તું જાણે છે કે, પહેલાં પણ હું ચ્હા નહોતો પીતો, અને હમણાં પણ પીતો નથી.

પછીથી ઑફિસમાં જવાનો વખત થયાથી ચંદ્રકાન્તને વિશ્રાંતિ લેવાનું કહી, કપડાં પહેરી જયન્ત ચાલ્યો ગયો.

મધ્યાન્હકાળ થયો હતો. ચંદ્રકાન્ત એક આરામખુરસીમાં પડયો પડયો 'Times' (ટાઇમ્સ) વર્ત્તમાનપત્ર વાંચતો હતો. એવામાં જયન્તની પત્ની તારાગૌરીએ કહ્યું:—"ચંદ્રકાન્તભાઇ ! અહિંની કન્યાશાળાનાં હેડમિસ્ટ્રેસ તમને મળવા આવ્યાં છે." આમ કહીને તારાગૌરી ત્યાંથી ચાલી ગઇ, તથા એ રૂમના ખુલ્લા દ્વારરૂપી ફ્રેમમાં ઉજ્વળ જ્યોતિર્મયી એક રમણીમૂર્ત્તિ પ્રકાશિત થઇ. તેને જોતાંની સાથેજ ચંદ્રકાન્ત ચમકી ઉઠયો. તેના હાથમાંનું વર્ત્તમાનપત્ર નીચે પડી ગયું. તે ખુરસીમાં ટટાર બેઠો થયો. એ રમણીએ પણ ધીમે પગલે એ ઓરડામાં પ્રવેશ કર્યો અને થોડે દૂર પડેલી એક ખુરસી ઉપર તે બેઠી. ચંદ્રકાન્તે કહ્યું:—"કોણ તમેજ કે ?"

"હા, હું હતભાગિની સરોજ છું."

સરોજ નામ સાંભળવામાં આવતાં ચંદ્રકાન્તની નસેનસમાં વિજળીનો તરંગ પ્રવાહિત થયો. એ સાથેજ પૂર્વસ્મૃતિ અંતરમાં ઉપસ્થિત થઈ આવી. મહા મહેનતે આત્મસંવરણ કરીને તેણે કહ્યું:—"તમારા દુઃખની હકીકત મુંબાઇથીજ મ્હારા સાંભળવામાં આવી છે; પરંતુ મુંબાઈની ગૃહસંપત્તિનો ત્યાગ કરી તમે અહિં શિક્ષિકા તરીકે આવી રહેલાં છો એ હું જાણતો નહોતો. તમે પણ મ્હારી સઘળી હકીકત કદાચ સાંભળી હશે ?!"

"હા, સઘળી સાંભળી છે. આપ ઘણા શોકવિહ્વળ થઈ ગયા છો એમ મ્હેં સાંભળ્યું છે."

"કોણ—હું ? શોકવિહ્વળ ? હું હજી પણ શા માટે જીવતો

રહ્યો છું તે સમજી શકતો નથી. મ્હારા જેવો હતભાગ્ય આ સંસારમાં બીજો એક પણ નથી. મ્હારા જેવો પાપાત્મા પૃથિવી ઉપર તમે બીજો કોઇ જોઇ શકશો નહિ."

"પરંતુ તમારા દુર્ભાગ્યનું કારણ તો હુંજ છું. મ્હારે લીધેજ આપને આટલું બધું દુઃખ ભોગવવું પડયું છે."

ચંદ્રકાન્તે ઉત્તેજિત સ્વરે કહ્યું:—"સરોજ! પૂર્વની વાત શા માટે યાદ લાવોછો? એ વાતને ભૂલી જવામાંજ આપણું કલ્યાણ છે. તમારો કશો દોષ નથી—દોષ બધો મ્હારોજ છે! દોષ મ્હારા સ્વભાવનો છે! મ્હારા હૃદય પર જલદીથી ડાઘ કેમ પડે છે?"

સરોજે ઘણા સમય સુધી આત્મસંવરણ કર્યું હતું; પરંતુ હવે તે ધૈર્ય ધારણ કરી શકી નહિ. તેણે ખુરસી પરથી ઉભી થઇને કહ્યું:—"ના—ના—ચંદ્રકાન્ત! મ્હારોજ સઘળો દોષ છે. તમે મ્હારા ચિરહિતૈષી શુભાકાંક્ષી બંધુ છો, એમ નહિ સમજતાં મ્હેં તમારો તિરસ્કાર કર્યો હતો. તમે મ્હારે માટે શું નથી કર્યું? મ્હારે માટે શું સહન નથી કર્યું? તમે મ્હારો વિપદમાંથી ઉદ્ધાર કરવાના હેતુથીજ સગાં સંબંધીઓના આત્માને દુઃખી કરી વિલાયત ગયા હતા. મ્હારા પર ઉપકારો કરવા જતાં આજે તમે ધર્મચ્યુત, સમાજચ્યુત તેમજ પત્નીધનથી વંચિત થયા છો. પછીથી મ્હારી દુઃખદ સ્થિતિના સમાચાર જાણી, દુઃખિત થઇ પરીક્ષામાં ફેલ થયા છો.—તમારા જીવનની સઘળી આશા તેમજ વિશ્વાસનો મ્હારે લીધેજ વિનાશ થયો છે. મ્હારે માટે તમે કેટલો બધો સ્વાર્થત્યાગ કર્યો છે તે આટલા દિવસે પણ હું કાંઇ સમજી શકી નથી એમ ન ધારશો. હું તમારા મહત્વને સારી રીતે સમજી શકીછું. મ્હારૂં હૃદય જડ હોવા છતાં તેનું સ્પંદન છે—લોહી વેગથી ફરી શકે છે."

ચંદ્રકાન્તે વિશેષ ઉત્તેજિત થઇને કહ્યું:—"સરોજ! હવે પૂર્વ

કથા ભૂલી જા. શા માટે એ બધી વાત યાદ કરાવે છે ? એક દિવસ એવો હતો કે, જ્યારે ત્હારા મ્હોં પર હાસ્ય જોવામાં આવતાં મ્હારા અંતરનો આનંદ સમાતો નહિ. સુધાકર—ચંદ્રનાં કિરણથી પ્રશાન્ત સાગરનાં મોજાં પણ તે પ્રમાણે ઉછળતાં નહિ હોય ! ત્હારો મધુર કંઠસ્વર સાંભળી રસભીનો મયુર પણ એટલો આનંદિત નહિ થતો હોય ! લોહચુંબક જોઈ લોઢાનાં રજકણો તેને ભેટવા જેટલી ત્વરાથી ખેંચાય તેથી શતધણી ત્વરાથી મ્હારૂં હૃદય તને ભેટવા ખેંચાતું હતું. આવા ભાવને વશ થઇ, જાતિધર્મનો ત્યાગ કરી મ્હેં મહાસાગરમાં ભૂસકો માર્યો હતો; પરંતુ અરેરે ! સાગરમાં ડુબકી માર્યા છતાં મ્હારા ભાગ્યમાં રત્ન મળી આવ્યું નહિ. હૃદયને જે શાન્તિ ઇચ્છિતો હતો તે શાન્તિ હું મેળવી શકયો નહિ—અંગનો દાહ બુઝાવી શકયો નહિ. આ એક સુખને માટે, હૃદયની શાન્તિને માટે, મૃતજીવનને સુધાવારી માટે પણ તે હું હીનભાગી મેળવી શકયો નહિ. મ્હારા તિરસ્કારથી મ્હારી બેદરકારીથી મ્હેં મ્હારા સંસારતિમિરને હરનારૂં રત્ન ગૂમાવ્યું છે. અરેરે ! હું મહા પાપી છું. મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત હું ભોગવીશ. સરોજ ! હું ત્હારે પગે પડું છું. તું હવે પૂર્વસ્મૃતિ તાજી કરાવીશ નહિ. હું દુર્બળ હૃદયનો માણસ છું. કૃપા કરી તું મ્હારા દુર્બળ ચિત્તને હવે લોભાવીશ નહિ ! ”

ચંદ્રકાન્તને બોલતો અટકાવીને સરોજે કહ્યું:—“ ચંદ્રકાન્ત ! હવે એમ બોલશો નહિ. તમે મ્હને એવી પ્રકૃતિની ધારશો નહિ, હું કદિ તમને મળવા આવત નહિ. તમે મ્હારા પર શ્રદ્ધા રાખોછો એમ હું જાણુંછું તેથીજ મળવા આવી છું. હું મ્હારા હૃદયની સ્પષ્ટ હકીકત તમને કહુંછું. હવે તમેજ માત્ર મ્હારા હૃદયના આરાધ્ય દેવતા છો. મ્હારી ભકિતમાં સાક્ષાત શ્રીકૃષ્ણ છો; પરંતુ એથી તમે તમારા અંતરમાં એવો સંદેહ લાવશો નહિ કે—હું તમારૂં મન હરણ કરવાને આવી છું—હું તમારા ચિર સહવાસને ઇચ્છુછું. તમે જે વ્રત સ્વીકાર્યું

છે તે વ્રત મ્હેં પણ ઘણા સમયથી સ્વીકાર્યું છે. તમારી સાથે મુલાકાત કરવાનું કાંઈ પ્રયોજન નહોતું—માત્ર મ્હારા પ્રથમના થયેલા ગુન્હાઓ કબૂલ કરી તમારી પાસેથી ક્ષમા મેળવવાનીજ મ્હારી તીવ્ર ઇચ્છા હતી. તમે એક વખત મ્હને ક્ષમા કરો. તમારી પાસેથી ક્ષમા મળશે તો અંતકાળે પણ હું સુખથી મરી શકીશ."

આમ કહીને સરોજ ચંદ્રકાન્તના ચરણોમાં નમી પડી. ચંદ્રકાન્તે પોતાનો પગ ખસેડી લઇને કહ્યું:–" સરોજ! ત્હારા કરતાં મ્હારાજ ગુન્હા વધારે છે; છતાં જ્યારે તું ક્ષમા માગે છે તો હું તને ક્ષમા આપું છું."

સરોજ ક્ષમા મેળવી તરતજ ત્યાંથી ચાલી ગઇ. ચંદ્રકાન્ત એક ગાઢ નિશ્વાસ મૂકી ઘણા સમય સુધી અનેક પ્રકારના વિચારો કરતો બેસી રહ્યો.

જયન્તને ત્યાં બે ત્રણ દિવસ રહી, ચંદ્રકાન્ત મુંબાઈ ગયો, અને ત્યાં સરકારી કૉલેજમાં પ્રૉફેસરની જગ્યા પર નિયુક્ત થયો.



## ઉપસંહાર.



પ્રભાવતીએ ઘણું સુખ મેળવવાની આશાથી ડૉક્ટર જી. ચક્રવર્તીની સાથે પુનર્વિવાહ કર્યો હતો; પરંતુ વિધિની વિડંબનાથી સુધારામાં કુધારાનું દર્શન થયું. ડૉક્ટર થોડા દિવસો વીત્યા એટલે પ્રભાવતીના પ્રત્યે શંકાશીલ દૃષ્ટિથી જોવા લાગ્યા. તેમણે પૈસાટકા માટે પણ પ્રભાવતીની સાથે કંક્લહ કરવા માંડયો. આ બધો પ્રકાર પ્રભાવતીથી વેઠી શકાતો નહોતો; છતાં તેનું આ દુઃખ વધારે દિવસ રહ્યું નહિં. વલ્લભદાસે સરોજના નામ પર જે ત્રણ હજાર રૂપિયા બેન્કમાં રાખ્યા હતા તે રૂપિયા લુચ્ચાઈથી મેળવવા જતાં ડૉ૦

ચક્રવર્તી ફસાઈ ગયા, અને તેમને ત્રણ વર્ષને માટે કેદખાનામાં જવું પડયું. આવી રીતે પુનઃ જોડી તૂટી.

પંડયાના પુણ્યમય સંસારની સ્થિતિ પુનઃ સુધરી. ચંદ્રકાન્તને જે પગાર મળતો હતો તેમાંની ઘણીખરી રકમ તે પોતાના વડિલબંધુ કૃષ્ણકાન્તને મોકલી આપતો હતો. નિપુણચંદ્રે એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કરી વડોદરામાં વકિલાત કરવા માંડી હતી. ઇશ્વરકૃપાથી તેની વકિલાત સારી જામી ગઈ. નિપુણ, ધીર, બુદ્ધિમાન, કર્ત્તવ્ય-પરાયણ અને પરિશ્રમી હતો. પહેલાં તે એક વાકય ઉચ્ચારતાં સંકોચાતો હતો, અને હવે તે કલાકોના કલાકો સુધી વાદવિવાદ કરી શકતો હતો. આવી રીતે નિપુણ અને ચંદ્રકાન્તની કમાણીથી, થોડા દિવસોમાંજ પંડયા મહાશયનો પરિવાર પહેલાંના કરતાં પણ વિશેષ સમૃદ્ધિશાળી બની ગયો.

સરોજે થોડા કાળ પછી શિક્ષિકાના કાર્યનો ત્યાગ કરી મુંબાઈ જઇ વિવિધ પ્રકારનાં દેશહિતનાં કાર્યો કરવામાં પોતાનું જીવન પસાર કરવા માંડયું. ચંદ્રકાન્ત પણ થોડા દિવસોમાં પોતાના જ્ઞાનના પ્રભાવથી આખા મુંબાઈના વિદ્વાનવર્ગમાં પ્રખ્યાત થઇ પડયો. આમ છતાં સાધ્વી સતી પુણ્યપ્રભાને તે જીવનપર્યંત ભૂલી શકયો નહિ.

## સમાપ્ત.